॥ ॐ ॥

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा.

वर्ष २ जुं      पुस्तक ५ मुं.

# મીર કાસિમ.

(ઇતિહાસ)

અનુવાદકઃ-મહાશંકર ઇંદ્રજી દવે.

પ્રકાશકઃ-લાભશંકર જીવરાજ જોશી.

વ્યવસ્થાપકઃ "સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા"

. ખાડિયા. દેશાઇની પોળ.-અમદાવાદ.

સંવત ૧૯૭૯]      આવૃત્તિ ૧લી      [ઇ. સ. ૧૯૨૩

કિંમત રોકડ રૂ. ૨—૦—૦



મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય રાયખડરોડ,–અમદાવાદ.
મુદ્રકઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.



काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन च मूर्खाणां निद्रया कलहेन च ॥

બુદ્ધિમાનનો અવકાશ–સમય કાવ્ય શાસ્ત્રના વિનોદે કરીને, મૂર્ખનો વ્યસન. નિદ્રા તથા કલહવડે જાય છે.

શ્રી પ્રમાણસહસ્ત્રી

# અર્પણપત્રિકા.



રાજ્યમાન રાજેશ્રી

શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી.

( મુંબાઈ )

આપનો મારી પરનો સ્નેહ, પ્રથમથીજ મારા પ્રયાસોમાં આપની સહાનુભૂતિ, અને દેશોન્નતિની દિશામાં આપની ઉચ્ચ મહત્ત્વાકાંક્ષા વિગેરે શુભ ગુણોથી પ્રેરાઇ આપનું નામ આ ઇતિહાસ સાથે જોડી મને કૃતાર્થ થયેલો હું માનું છું.

તે સાથે નિઃસ્વાર્થવૃત્તિથી આ પુસ્તક આપના કરમાં સમર્પિત કરી આનંદિત થાઉં છું. જગન્નિયંતા પાસે પ્રાર્થના કરૂં છું કે આપને દીર્ઘાયુ કરો. તેમજ આપની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ કરો. અસ્તુ.

૨૧૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા
તા. ૧-૮-૨૩
અમદાવાદ.



શુભાકાંક્ષી,
લાભશંકર જીવરાજ જોશી.

# સ્વીકાર



પુસ્તકો—(૧) **પ્રમાણુ સહસ્ત્રી** તથા **શ્રીમદ્ ભગવદ્‌ગીતા** રચનાર પ્રાગજી ઠાકરશી મુળજી કીમત રૂા. ૩—૦—૦ શેઠ શ્રી હંસરાજ પ્રાગજી ઠાકરશી તરફથી (૨) જગતના મહાન પુરૂષ, વિવિધ ગ્રંથમાળાના બારમા વર્ષનું છેલ્લું પુસ્તક. પાકું પુઠું કિંમત રૂા. ૧—૪—૦ રા. રા. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના વ્યવસ્થાપક તરફથી, અમદાવાદ.

માસિકો—'**શ્રીબોધ**' વાર્ષિક લવાજમ રૂા. ૩—૪—૦ વર્ષ ૬૭ મુ. અંક ૫ થી ૭. રા. રા. જીવનલાલ અમરશી મહેતા તરફથી ઠે. પીરમશાહરોડ, અમદાવાદ.

'**ગુજરાત**' લવાજમ રૂા. ૮—૦—૦ સાહિત્ય સંસદ્ તરફથી અંક ૩ થી ૫ ઠે. 'ગુજરાત' કાર્યાલય; નં. ૨૨, એકહાકિસ લેન. મુંબાઇ ન, ૧.

'**ભારત જીવન**' લવાજમ રૂા. ૩—૨—૦ વર્ષ ત્રીજું અંક ૨ થી ૩ રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા તરફથી.

'**યુગધર્મ**' લવાજમ રૂા. ૬—૦—૦ રા. રા. યુગધર્મ કાર્યાલયના વ્યવસ્થાપક તરફથી અંક ૩ થી ૪. ઠે. પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજ સામે, અમદાવાદ.

'**રંગભૂમિ**' ત્રિમાસિક, વાર્ષિક લવાજમ રૂા. ૭—૦—૦. અંક ૨ થી ૩ રા. રા. એ. કે. જોશીની કુંપની તરફથી ઠે. ૭૯. બજારગેટ કોટ મુંબાઇ.

'**વિશ્વજ્યોતી**' વાર્ષિક લવાજમ રૂા. ૩—૦—૦ પુ. ૩ જું અંક ૧૦ મો રા. રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ તરફથી.

'**બાળક**' ત્રિમાસિક લવાજમ રૂા. ૧—૦—૦ અંક ૨ થી ૩ રા. રા. ભીખાભાઇ તરફથી મળ્યા છે. જે આભાર સહિત સ્વીકારવામાં

# નિવેદન



ઈશ્વરકૃપાથી અમારી માળાનું ૭ જા વર્ષનું બીજું પુસ્તક વાચકોને સમર્પિત થાય છે. અમે આશા રાખીએ છીએ કે અમારા પહેલા વર્ષના 'સિરાજદૌલા' ની માફક આ પુસ્તક પણ સુસત્કાર પામશે.

આ પુસ્તકમાં નવાબ 'સિરાજદ્દૌલા' ના પછીનો રસમય હેવાલ આપવામા આવ્યો છે. તે અવશ્ય એતિહાસિક વિષયના વાચકોને લાભદાયક થઈ પડશે.

આ વર્ષનું ત્રીજું એટલે છેલ્લું પુસ્તક ૧૮૫૭ ના બળવાનો પ્રથમ ભાગ આપવામા આવશે.

આ પુસ્તકની છપાઈ વાચકવર્ગને પસંદ પડશે એવી આશા છે. પ્રેસની ભૂલો બહુજ જૂજ રહેલી છે, ને બદલ પ્રેસના માલિક રા. રા. પ્રાણજીવનભાઇનો અમે આભાર માનીએ છીએ.

હવેથી અમારા પુસ્તકોમાં જે છાપના દોષો આવતા તે નહિ આવે એવી આશા છે.

ખાડીયા, દેસાઇની પોળ
અષાડ વદિ ૫, બુધવાર.

વિનીત,
પ્રસિદ્ધ કર્તા.

જલ્દી મંગાવો!    તૈયાર છે!!    નામ નોંધાવો!!!

# "સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા."

[ વડોદરા સ્ટેટના લાયબ્રેરીઓમાં મંજુર થયેલાં ]

## તૈયાર છે.

પહેલા વર્ષનાં પુસ્તકો

**૧ રાજા રામકૃષ્ણ**
સોનેરી ચાર નામવાળું
પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય રૂા. ૩-૪-૦

**૨ નવાબ સિરાજદૌલા**
સોનેરી ચાર નામવાળું
પૃષ્ઠ ૫૦૦ મૂલ્ય રૂા. ૩-૮-૦

**૩ હિન્દના હીરા**
સોનેરી ચાર નામ વાળું
પૃષ્ઠ ૨૨૫ રૂા. ૧-૪-૦

બીજા વર્ષના સોનેરી પાકા પૂઠાના

**૧ વજીરનંદિની ગુલબેગમ**
પૃષ્ઠ ૪૦૦    કિં. ૨-૮-૦

**૨ મીર કાસિમ**
પૃષ્ઠ ૩૦૦    કિં. ૨-૦-૦

**૩ સને ૧૮૫૭નો બળવો**
ભાગ ૧ લો પૃષ્ઠ ૭૦૦
મૂલ્ય રૂા. ૪-૦-૦

અમારા તરફથી દર વર્ષ ૧૨૦૦ પૃષ્ઠાનાં પુસ્તકો આપવામાં આવે છે. જેનું લવાજમ રૂા. ૫-૪-૦ રાખવામાં આવ્યું છે. તે ઉપરાંત પ્રવેશક ફી નો રૂા. ૧-૦-૦ જૂદો પડશે.

લખો

**લાભશંકર જીવરાજ જોશી.**
ખાડિયા, દેસાઇની પોળ,
**અમદાવાદ.**

# પ્રસ્તાવના

યુરોપીઅન લોકોએ જ્યાં જ્યાં પોતાનો પગદંડો જમાવ્યો છે, ત્યાં ત્યાં ત્યાંના દેશી લોકો પ્રત્યેની વર્ત્તણુકમાં તેઓથી નીતિનાં સુંદર ફરમાનોનું ઉલ્લંઘન કરવામાં આવ્યું છે, એવો સિદ્ધાંત કોઇ તટસ્થ ઇતિહાસકાર રજૂ કરે, તો તેમાં રજ પણ અતિશયોક્તિ નથી. અમેરિકાના ઇંડિઅનો તરફ, પેરુની સુધરેલી પ્રજા તરફ, આફ્રિકાના હબસીઓ તરફ અને હિંદની જગજુની પ્રજા તરફ તે લોકોએ જે વર્ત્તણુક ચલાવી છે, તે બેશક નીતિનાં ધોરણોથી તદ્દન વિરુદ્ધ જાય છે. ઇતિહાસમાં જ્વલંત અક્ષરે લખાઈ ચુકયું છે કે, યુરોપી પ્રજાનાં સામ્રાજ્યના પાયાનું મંડાણ અધર્મ પર મંડાયું છે, એ પ્રજાઓનાં સામ્રાજ્યો અધર્મનો જયધ્વજ ફરકાવી રહ્યાં છે, એ અધર્મનું ઉચ્છેદન ક્યારે થશે, તે ભવિષ્યકથન કરવાનું કાર્ય ઇતિહાસનું નથી.

હિંદમાં બ્રિટિશ પ્રજાએ સામ્રાજ્યના પાયો શી રીતે નાખ્યો તેનો વાસ્તવિક ઇતિહાસ 'સિરાજદ્દૌલા' માં રજૂ કરવામાં આવ્યો છે. એ પાયા પર ઇમારત ચણાવાની શરુઆત શી રીતે થઈ તે પ્રસ્તુત પુસ્તકમાં આલેખવામાં આવ્યું છે. મને લાગે છે કે 'સિરાજદ્દૌલા' ની પેઠે આ પુસ્તક પણ જનસમાજને રુચશે.

મીર કાસિમ પોતાનું રાજ્ય પોતે ચલાવવા માગે, પોતાની પ્રજાનું રક્ષણ કરવા માગે, એ કેમ જાણે એક ગુનો હોય એવી તરેહનું લખાણ હાલમાં આપણી શાળાઓમાં ચલાવવામાં આવતા ઇતિહાસ-

માં લખવામાં આવ્યું છે. સિરાજ, મીર કાસિમ વગેરેનો ઇતિહાસ એક વિજેતા પ્રજા છતાએલી પ્રજાને વશ રાખવા જે પદ્ધતિ ગ્રહણ કરે, તે પદ્ધતિનો આબાદ નમુનો છે; અને એ પદ્ધતિ એટલી તો સફળ થઇ છે કે, ભવિષ્યની હિંદી પ્રજા પોતાનું અસલ સ્વરૂપ ભૂલી ગઇ છે.

આપણે શૌર્યમાં અંગ્રેજોથી જરાપણ ઉતરતા નહોતા તેમ અત્યારે પણ નથી, પણ સ્વદેશાભિમાનમાં તો જરૂર તે પ્રજા આપણાથી હજાર દરજ્જે વધારે આગળ વધેલી છે. પરાધીનતાને અંગે આવતા અનિવાર્ય અવગુણો-ઇર્ષ્યા, સ્વાર્થ વગેરે-આપણામાં એટલા પ્રમાણમાં હતા અને છે કે જેથી આપણે આપણું ઘર સંભાળવા જેટલી તાકાત પણ ગુમાવી છે. આપણા ગૃહરાજ્યો સ્મશાનભૂમિતુલ્ય બની ગયાં છે, આપણી સુંદર અવિભક્ત કુટુંબપ્રણાલી પગની બેડી રૂપ થઇ પડી છે, આપણે આપણી માતૃભૂમિને પરદેશીઓના કરમાં સોંપી દીધી છે, અને એ પરદેશી લોકો આપણી માતૃભૂમિનું ગમે તેટલું અપમાન કરે, છતાં આપણે દિલગીર થયા સિવાય બીજું કાંઇ કરી શકતા નથી. ઇર્ષ્યા ને સ્વાર્થીપણાને લીધે આપણામાંથી સંઘબળ ગયું છે, તાકાત ગઈ છે. આ વાત ભવિષ્યની પ્રજા સમજે એટલું જ કાર્ય હાલમાં સ્થપાએલી રાષ્ટ્રીય શાળાઓ કરે તો પણ બસ છે.

કાર્યકારણ પરંપરામય સાચો ઇતિહાસ એ દેશોન્નતિની ચાવી છે. પણ એવો ઇતિહાસ રચવાનું કાર્ય અતિ અટપટું છે. છતાં એ અશક્ય તો નથી જ. બંગાળામાંના વિદ્વાનોએ એવું કામ ઉપાડી

લીધું છે. જદુનાથ સરકાર, અક્ષયકુમાર મૈત્રેય આદિ વિદ્વાનો જૂના દસ્તાવેજો પરથી સ્વતંત્રપણે વિચાર કરી સાચો ઇતિહાસ લખવા મંડી પડયા છે. સિરાજદ્દૌલા અને આ મીર કાસિમ એવા પ્રયત્નનું ફળ છે. અક્ષયકુમાર મૈત્રેયે જૂના સમયના દસ્તાવેજો પરથી એ બંને પુસ્તકોમાં સ્વતંત્ર વિચાર દર્શાવ્યા છે; અને તેને પરિણામે તેઓ અત્યારે બંગાળામાં પ્રખ્યાત ઇતિહાસકારોમાંના એક ગણાય છે. મેં તેમનું તેજ ઝીલી આ પુસ્તકોનાં ભાષાંતરો કર્યાં છે.

આવાં પુસ્તકો છપાવવાનું સાહસ ઉઠાવે, એવા બુકસેલરોની પણ ગુજરાતમાં ખોટ છે. એવા સમયમાં ભાઇ લાભશંકર મને આવાં પુસ્તકોનાં ભાષાન્તરો કરવાનો આગ્રહ કરે, એ પણ મારે માટે આનંદની વાત છે.

મને લાગે છે કે ' સિરાજદ્દોલા ' કરતાં આ પુસ્તકની ભાષા સહેલી લખાઇ છે, છતાં એ બાબતનો નિર્ણય મારા કરતાં વાચકો બહુ સારી રીતે કરી શકશે.

રાજામેતાની પોળ, ખુશાલ વૈકુંઠની
ખડકી, અમદાવાદ.
આશ્વિન કૃષ્ણ ચતુર્થી મંગળ
સંવત ૧૯૭૮

મહાશંકર ઇંદ્રજી દવે.

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૧ લું | તખ્ત મુબારક | ૧ |
| ૨ જું | મોહ મુદ્દગર | ૧૧ |
| ૩ જું | भुते पश्यन्ति बर्बरा: (મૂર્ખ માણસો કાર્યનું પરિણામ જોઈ સમજે છે) | ૧૯ |
| ૪ થું | કલાઇવનો ગર્દભ ! | ૩૧ |
| ૫ મું | કર્મ ફળ | ૪૨ |
| ૬ ઠું | કિંમત ઠરાવી | ૫૩ |
| ૭ મું | મુકુટ ઉતાર્યો | ૬૮ |
| ૮ મું | નવો નવાબ | ૭૯ |
| ૯ મું | અંગ્રેજ વેપારીઓને જમીનદારી મળી | ૯૨ |
| ૧૦ મું | બળવો શમાવ્યો | ૧૦૦ |
| ૧૧ મું | શાહજાદાની ચડાઈ | ૧૦૫ |
| ૧૨ મું | મીર કાસિમને સનદ મળી | ૧૧૫ |
| ૧૩ મું | રાજ્ય વહીવટ | ૧૩૦ |
| ૧૪ મું | ઉદ્યોગ પર્વ | ૧૩૬ |
| ૧૫ મું | મિત્રતા તૂટિ | ૧૪૭ |
| ૧૬ મું | લડાઇનાં પગરણ | ૧૬૦ |
| ૧૭ મું | વળી પાછો મીરજાફર | ૧૭૪ |

| | | |
|---|---|---|
| ૧૮ મું | કટવાનું યુદ્ધ | ૧૮૩ |
| ૧૯ મું | ઘેરીયાનું યુદ્ધ | ૨૦૧ |
| ૨૦ મું | ઉધુયાનાલાની લડાઇ | ૨૧૧ |
| ૨૧ મું | પટણાની કતલ | ૨૨૩ |
| ૨૨ મું | દેશ ત્યાગ | ૨૪૨ |
| ૨૩ મું | મિત્ર મળ્યો | ૨૫૦ |
| ૨૪ મું | વિજય યાત્રા | ૨૫૦ |
| ૨૫ મું | ભાગ્ય ફર્યું | ૨૫૮ |
| ઉપસંહાર | દિવાની સનદ | ૨૬૭ |
| પરિશિષ્ટ | (क) અંગ્રેજ કંપનીસાથેમીરજાફરખાંનું પ્હેલુંકરારનામું | ૨૭૭ |
| ,, | (ख) મીર કાસિમ સાથેનું કરારનામું | ૨૮૧ |
| ,, | (ग) મીરજાફરખાં સાથેનું બીજું કરારનામું | ૨૮૩ |




# ખાસ આબરૂદાર ગૃહસ્થો માટે જમવાની

## ઉમદા સગવડ

# ધી સાગર બૉર્ડિંગ

# ═ હાઉસ. ═

માસિક ચાર્જ ૨૨—૮—૦

અડધા માસના ૧૧—૪—૦

કુ૦ ટંક—૬૦—રૂા. ૩૦

કુ૦ ટંક—૩૦—રૂા. ૧૫

અઠવાડિક પાસ કુપનની સગવડ રાખવામાં આવી છે. વધુ ખુલાસા માટે મેનેજરને મળો

ઠે. અલશીના પાટીયા સામે,
કાલબાદેવી મુંબાઈ નં. ૨.

# એશિયાનો ઉષ:કાળ

અને

# આવતી કાલનો પુરુષ.

## મહાન દેશભક્ત તત્ત્વજ્ઞાની અરવિન્દ ઘોષ.

**[ મહાન દેશભક્ત યોગી અરવિન્દ ઘોષ અને પૉલ રિશારની છબીઓ સાથે. ]**

નવજીવનના વાચકવર્ગથી ‘ આવતી કાલનો પુરુષ ’ અને ‘ મહાશય પૉલ રિશાર ’ અજાણ્યા ન જ હોય. આ પુસ્તક પ્રખ્યાત સંત પૉલ રિશારના ‘ The Dawn Over Asia ’ એ પુસ્તકનું ભાષાન્તર છે. તેમાં સંત પૉલ રિશારે જાપાનનાં વિદ્વાન મંડળ સમક્ષ આપેલાં વ્યાખ્યાનોનો સમૂહ છે. જાપાની ભાષામાં તેમજ મહાન તત્ત્વજ્ઞાની અરવિન્દ ઘોષના હાથથી અંગ્રેજીમાં પણ તેના તરજુમા થયા છે. આ ઉપરથી જ પુસ્તકની અગત્ય સ્હેજે સમજી શકાય તેમ છે. લેખકની ભાવના જાતિય-સમાનતા, એશિયાની જાગૃતિ-મુક્તિ-ઐક્ય અને સંસ્કૃતિમાં રહી છે, અને આવી રીતે માનવ જાતને મહત્ત્વની બાબતોની સાધનાથી ‘ આદર્શ પુરુષ ’ રચવામાં પ્રગતિરૂપ છે. કૃષ્ણ પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે. તે મહાન યોગી અરવિન્દ ઘોષને આવતી કાલના એશિયાના અને જગતના ઉદ્ધારક તરીકે મહાશય પૉલ રિશાર જાહેર કરે છે. ગુજરાતી પ્રજા વર્ગના લાભ માટે મહાશય પૉલ રિશારના કહેવાથી આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરવામાં આવ્યું છે. અને દરેક ગુજરાતી બન્ધુએ જરૂર આ પુસ્તક ભારતની વર્તમાન પરિસ્થિતિમાં વાંચવાની જરૂર છે. મૂલ્ય રૂ. ૧—૮—૦

લખોઃ—**લાભશંકર જીવરાજ જોશી.**

ખાડિયા, દેસાઇની પોળ—**અમદાવાદ.**

# સૂચના.

ખાસ વાંચવાલાયક અપટુડેટ નવલકથાઓ સારા અને સસ્તા ભાવે વાંચવી હોય તો લખો નીચેના સરનામે.

| | | | |
|---|---|---|---|
| વેર વસુલ ભા. ૧ થી ૪ | કિંમત | રૂ. | ૧૨—૦—૦ |
| વિચિત્ર જગત ભા. ૧-૨ | ,, | રૂ. | ૬—૦—૦ |
| ચમત્કારી ગુફા ભા. ૧-૨ | ,, | રૂ. | ૫—૮—૦ |
| સુવર્ણ પ્રતિમા | ,, | રૂ. | ૨—૧૨—૦ |
| નખરાબાજ નશાખ પારસી | ,, | રૂ. | ૪—૦—૦ |
| ગુલીસ્તાનનું ગુલ | ,, | રૂ. | ૫—૦—૦ |
| માઝી ચવિત્રી (સચિત્ર) | ,, | રૂ. | ૪—૦—૦ |
| આગ્રાનો ખજાનો | ,, | રૂ. | ૨—૦—૦ |
| સૈનીકની સુંદર | ,, | રૂ. | ૪—૦—૦ |
| ગુલ બદન | ,, | રૂ. | ૩—૦—૦ |
| ચમત્કારી ખુન | ,, | રૂ. | ૨—૮—૦ |
| શ્રીમતિ વિજયા | ,, | રૂ. | ૩—૦—૦ |
| બંસરી બાલા | ,, | રૂ. | ૩—૦—૦ |
| શેરલાક હોમ્સના સાહસ કર્મો | ,, | રૂ. | ૨—૮—૦ |
| ડા. ફુલ સાહેબ. બાગ ૧ થી ૫ | ,, | રૂ. | ૩—૧૨—૦ |
| વિશ્વમોહીની ભા. ૧ થી ૪ | ,, | રૂ. | ૮—૦—૦ |
| રાજા રામકૃષ્ણ અથવા રમણીની રણભુમી | ,, | રૂ. | ૩—૪—૦ |
| હીંદના હીરા | ,, | રૂ. | ૧—૮—૦ |
| સીરાજદૌલા | ,, | રૂ. | ૩—૮—૦ |
| સંસારદર્શન | ,, | રૂ, | ૬—૦—૦ |
| અનંગમોહીની | ,, | રૂ. | ૩—૮—૦ |

| | | |
|---|---|---|
| મીર કાસિમ | ,, રૂ. | ૨—૦—૦ |
| વજીરનંદિની ગુલબેગમ | ,, રૂ. | ૨—૮—૦ |
| બોસ્તાનનું ફુલ ફુલ | ,, રૂ. | ૫—૦—૦ |
| સત્તરમી સદીનું ફ્રાન્સ ભા. ૧–૨ | ,, રૂ. | ૫—૧૨–૦ |
| સ્વરાજને પંથે | ,, રૂ. | ૭—૮—૦ |
| પ્રેમની ખુમારી ભા. ૧–૨ | ,, રૂ. | ૬—૦—૦ |
| વિશ્વ લીલા | ,, રૂ. | ૨—૦—૦ |
| દક્ષિણનો વાઘ | ,, રૂ. | ૩—૦—૦ |
| અબળાની આત્મકથાઓ | ,, રૂા. | ૨—૮—૦ |
| પીશાચ મંદિર | ,, રૂ. | ૩—૪—૦ |

ઉપરના પુસ્તકોમાંથી કોઇ પણ પુસ્તક એકી સાથે દશ રૂપીઆના મંગાવનારને ૧૦ ટકા કમીશન આપવામાં આવશે. ૨૫ રૂપીઆની ઉપર વધારે મંગાવનારને સેંકડે ૧૫ ટકા કમીશન આપવામાં આવશે.

કોઇ પણ પુસ્તક ખીરીદવા પહેલાં અમારે ત્યાં ભાવ પુછવાથી ફાયદો થશે.

તે સીવાય દરેક જાતનાં ગુજરાતી પુસ્તકો અમારે ત્યાંથી કિફાયત ભાવે મળશે.

એક વખત ઓર્ડર આપી ખાત્રી કરો.

લખો:—

**મોહનલાલ પીતાંબરદાસ બુકસેલર**

એન્ડ કમીશન એજન્ટ,

કાલબાદેવીરોડ, મુંબાઈ નં. ૨.

ॐ तत्सत् परमात्मने नमः

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा

वर्ष २ जुं. पुस्तक ५ मुं.

# મીર કાસિમ

# મીર કાસિમ

## પ્રકરણ ૧ લું

### તખ્ત મુબારક

---

મુર્શિદાબાદમાં આવેલા "મુબારક મંજિલ" નામના વિશાળ રાજમહેલના ખુલ્લા ચોકમાં એક જૂનું સિંહાસન પડ્યું રહેતું. તે સિંહાસનની સંભાળ લેનાર કોઈ ન હોવાથી તે દહાડે દહાડે જર્જરિત થતું જતું હતું! એ સિંહાસન પર બેસી એક સમયે દિલ્હીશ્વર શાહજહાનના બીજા દીકરા સુલતાન સુજાએ બંગાળમાં મોગલરાજ્યને સર્વોપરી બનાવ્યું હતું; ત્યારથી એ રાજગાદી-તખ્ત

મુબારક—પ્રથમ રાજમહાલ. પછી ઢાકા અને ત્યારબાદ મુર્શિદાબાદની મોગલ રાજધાનીનો પ્રતાપ વધારતું હતું.

એ સિંહાસન કંઈ બહુ વિશાળ નહોતું. તદ્દન સાદા ચાર પત્થરના સ્તંભો વચ્ચે એક પત્થરની શિલા મૂકવામાં આવી છે, અને એ શિલાની એક બાજુએ લખવામાં આવ્યું છે કે:—"આ પરમ માંગળિક સિંહાસન બિહારના સુબાના તાબામાં આવેલાં મોંગીર નગરને વિષે, ૧૦૫૨ હિજરી સાલના સાબાનની ૨૭ મી તારીખે, દાસાનુદાસ ખ્વાજા નજર બોખારીએ બનાવ્યું હતું[1]. " ને સિંહાસન પર મૂલ્યવાન રત્નખચિત "મસ્નદ" બિછાવી બંગાળા, બિહાર અને ઓરિસ્સાના નવાબનાજિમો ભભકાભેર બેસતા; પાસેના સુવર્ણદંડપર સુંદર ચંદરવો ઝળઝળાટ કરતો કરતો મોગલોના વૈભવની છટા ચોગમ ફેલાવતો.

નવાબ મનસુરી—ઉલ—મુલ્ક સિરાજદૌલા શાહકુલી મિરજા મહમ્મદ હયબત્ જંગ બહાદુરે એ સિંહાસન હિરાઝિલના રાજમહેલમાં ગોઠવી બહુજ થોડો વખત તેનો ઉપભોગ કર્યો હતો. 'તખ્ત મુબારક' ની સંભાળ લેનાર સિરાજ પછી કોઈ ન નીકળ્યું !

ત્યાર બાદ એ સિંહાસન ખુલ્લી જગામાં પડ્યું રહ્યું. તેના પર ટાઢ, તાપ અને વરસાદનાં તોફાનો ચાલ્યાં ગયાં, સિંહાસન પર એ તોફાનો પોતપોતાની નીશાનીઓ રાખી ગયાં. આગ્રાના મોગલ

---

૧. "તૈયાર શોદ તખ્ત મુબારક બતારિખ્ બિસ્તોહફ્ તમ્ સહ્ર્ સાબાનુલ્મઅ્ઝમ ૧૦૫૨ એ તમામ્ કમ્તારિણે બા-દાહા ખ્વાજા નજરે બોખારી કિ મુકામે મુંગેર મિન્ સુબા બેહાર."

રાજમહેલમાં જે સિંહાસન નજરે પડે છે, તેપર પણ એવાંજ ચિન્હો જણાય છે. એ ચિન્હો જોઈ મુર્શિદાબાદના મુસલમાનો કહે છે કે ઇસ્લામનું જૂનું ગૌરવ સંભારી 'તખ્ત મુબારક' અત્યારે પણ મુંગું મુંગું રડયા કરે છે; તેના પર જે રેલા ચાલેલા જણાય છે, તે એ રૂદનનાં ચિન્હો છે[૧].

આ વિખ્યાત સિંહાસન સાથે **મીરજાફર**નાં પાપો જડાઈ રહ્યાં છે. હિંદુ કે મુસલમાનમાંનું કોઇ **મીરજાફર**ની વાત ભૂલી શકે તેમ નથી. હાલમાં **મીરજાફર** આ દુનિયાપર નથી. મુસલમાની રાજ્ય પણ વિસ્મૃતિના સાગરમાં ગરક થઇ ગયું છે. સુધરેલા બ્રિટિશ અમલથી જૂનું ધસડાઈ ગયું છે અને તેની જગાએ નવું ઉત્પન્ન થયું છે. તો પણ **મીરજાફર**નાં પાપોને વિસ્મૃતિના સાગરમાં ગરક થવાનો વખત મળ્યો નથી.

હિંદુ, મુસલમાન, અંગ્રેજ વગેરે બધા **મીરજાફર** વિષે ચર્ચા કરી રહ્યા છે. પાંચસો વર્ષ થયાં મુસલમાનો આગળ કુર્નિસ બજાવતાં બજાવતાં હિંદુ બાળકોને મુસલમાની અમલ ટેવાઈ ગયો હતો; તેઓમાંના કોઇ રાજા, કોઇ મંત્રી અને કોઈ સેનાપતિ થઇ, મુસલ-

૧. The stone has reddish stain, due to the presence of iron; and it sometimes swells so much, that the water trickles over the edge. Then the stone is weeping, according to the natives, for the passing away of the glory of the Subahdari. —H. Beveridge.

માનોની દુહાઈ ફેરવી, અમલ ચલાવવાનું અને પ્રજાને પીડવાનું કાર્ય હાથમાં લઈ બેઠા હતા. સિરાજદ્દૌલાએ એમને મૂળમાંથી ઉખેડી નાખવાનો પ્રયત્ન કર્યો, તેથી તેઓ બધાએ એકત્ર થઈ મીરજાફરની મદદથી સિરાજદ્દૌલાને પદભ્રષ્ટ કર્યો; આમ હોવાથી હિંદુઓ કદી પણ **મીર**જાફરની વાત ભૂલી શકવાના નથી.

રાજ્ય મુસલમાનોનું હતું. અંગ્રેજ કે બંગાળી–બધા–મુસલમાન નવાબ આગળ ઘૂંટણભર થઈ સલામો ભરતા, દરબારમાં ઘૂંટણભર બેસતા. મુસલમાન–પછી તે ભલેને તદ્દન સાધારણ હોય–તો પણ તેનાં પગલાંથી પૃથ્વી કાંપતી. **મીર**જાફરની રીતભાતથી એ પુરાતન ગૌરવ ગયું! તેથી મુસલમાનો પણ **મીર**જાફરની વાત ભૂલી શકે તેમ નથી.

અંગ્રેજોની ખાસ ચર્ચા કરવાની જરૂર નથી. પરદેશમાં વેપાર કરવા આવતાં, જેની મદદથી આવું સુંદર સિંહાસન મળ્યું, તેની વાત અંગ્રેજો આટલા જુજ દિવસોમાં કયું મોં લઈ ભૂલી જાય?

અંગ્રેજી રાજ્યની પેઠે મુસલમાની રાજ્યમાં પણ પ્રતિભાને આદરમાન આપવામાં આવતું. એ આદરમાન પ્રાપ્ત કરી કેટલાય સાધારણ લોકો ઇતિહાસમાં ચિરંજીવ બની ગયા છે. મુર્શિદ કુલીખાં એવો એક સાધારણ આદમી હતો; જાતનો બ્રાહ્મણ હતો, ધર્મે મુસલમાન હતો, સ્થિતિનો ગુલામ હતો, કેળવણીથી તેની કુદરતી શક્તિઓ વિકાસ પામી ઔરંગજેબે તેની કદર કરી. ઔરંગજેબના હુકમથી તેને હૈદરાબાદનો મુખ્ય પ્રધાન બનાવવામાં આવ્યો. એ સમયે ખુરાસાનનો સુજાઉદ્દીનખાં નામનો એક ચાલાક યુવક હૈદરાબાદમાં

વસતો હતો. મુર્શિદ કુલીખાંની એકની એક દીકરી તેના વેરે પરણાવી હતી. વખત જતાં મુર્શિદ કુલીખાંને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની સુબેદારી મળી. તેનો જમાઈ સુજાખાં પણ તેમની સાથેજ હતો. સુજાખાંની નિમણુક ઓરિસ્સાના સુબા તરીકે કરવામાં આવી સુજાખાંની ચઢતી જોઇ તેનાં સગાંવહાલાં તેને આશ્રયે આવી રહ્યાં. આ સગાંવહાલાંઓમાં મિરજા મહમ્મદ નામનો એક માણસ સુજાખાંની મદદ મેળવવા માટે ઓરિસ્સામાં આવ્યો હતો એવો દાખલો મળી આવે છે.

મિરજા મહમ્મદને બે પુત્રો હતા—હાજિ અહમ્મદ અને અલીવર્દિ. બંને પુત્રો પોતપોતાની બુદ્ધિ વડે બંગાળાના ઇતિહાસમાં પ્રસિદ્ધ થઇ ગયા છે. તેઓ ઓરિસ્સાના દરબારમાં કર્તાહર્તા થઇ પડ્યા. અલીવર્દિને પુત્ર નહોતો; તેણે પોતાની ત્રણ દીકરીઓને હાજિ અહમ્મદના ત્રણ પુત્રો વેરે પરણાવી હતી, અને દૌહિત્ર સિરાજદ્દૌલાને પોતાના પુત્ર તરીકે ખોળે લીધો હતો. હાજિ અહમ્મદનો જમાઇ આતાઉલ્લા અને પોતાની બ્હેનનો પતિ મીરજાફરખાં આ સમયથી અલીવર્દિને આશ્રયે આવી રહ્યા. આતાઉલ્લા વિષે અત્યારે કોઈ કશું જાણતું નથી; પરંતુ મીરજાફરખાંએ તો પોતાનું જીવન ચિરંજીવ કરી મૂક્યું છે.

મુર્શિદ કુલીખાંને પુત્ર નહોતો. જમાઇ સુજાખાં અને દૌહિત્ર સરફરાજ એ તેની આંખની કીકી રૂપ હતા; પરંતુ કેટલાંક કારણોને લીધે જમાઇને બદલે દૌહિત્ર સરફરાજને ગાદીએ બેસાડવાની ગોઠવણ કરી મુર્શિદ કુલીખાં મરણ પામ્યો. પરંતુ એ ગોઠવણ અમલમાં ન આવી. અલીવર્દિના બાહુબળ વડે, હાજિ અહમ્મદની યુક્તિ વડે અને સુજા-

ખાંના તકદીરનાં જોર વડે સુજાખાં પોતે ગાદીપતિ થયો. તેથી અલી-વર્દિનું નસીબ ઉઘડયું. તેને પટણાની સુબેદારી મળી.

સુજાખાં મરણ પામ્યો, ત્યાર બાદ સરફરાજ ગાદીપતિ થયો. પરંતુ 'તખ્ત મુબારક' તેનો ભાર વધુ દિવસ ઉપાડી શકયું નહિ! જમીનદારો સાથે મળી જઇ ચતુર અલીવર્દિ સિંહાસન મેળવવાની આશાથી સૈન્ય સાથે મુર્શિદાબાદ તરફ આવવા લાગ્યો. સરફરાજને શાંત પાડવા તેણે લખી જણાવ્યું કે "હું તો આપનો નોકર છું, કેટલીક ફરીયાદો આપની સમક્ષ રજુ કરવા માટેજ હું રાજધાની તરફ આવું છું!" ઘેરિયાનાં મેદાન પર બંને વચ્ચે લડાઇ જામી; સરફરાજ મરાયો; અલીવર્દિ બંગાળાનો સુબો થયો!

મીરજાફર જુવાન હતો. અલીવર્દિનાં આ કૃત્યે તેનાં મગજ પર જે છાપ પાડી તે છાપ મીરજાફર કદી ભુંસી શકયો નહિ. તે સમજ્યો કે ગાદી મેળવવા માટે વિશ્વાસઘાત કરવો અથવા માલિકનું ખૂન કરવું એ ખોટું નથી! યુક્તિથી અગર બાહુબળથી રાજ્ય મેળવ્યું એટલે થયું; ત્યાર બાદ તે વાત યાદ રાખવા જેટલો અવસર લોકોને કદી મળતો નથી. પ્રજાને ખુશી કરતાં એ વાત થોડા જ દિવસમાં વિસારે પડે છે! તે જમાનાની અવસ્થા વિચારતાં આવોજ વિચાર આવે કે–જે દેશમાં જન્મ આપનાર પિતાને કેદ કરી ગાદીપતિ થનાર બાદશાહ આલેમગીરને ઇતિહાસ ઇસ્લામના જયસ્થંભરૂપ માને છે, તે દેશમાં આશ્રયદાતા સુજાખાંના કુકર્મી પુત્રને ખુલ્લી લડાઇમાં મારી સિંહાસન મેળવવું એ શું અયોગ્ય છે? મીરજાફર કદાચ એ-મજ સમજ્યો હશે. વળી પોતાના માલિક સામે સમશેર ખેંચનાર અલીવર્દિને—એટલુંજ નહિ પણ પોતાના માલિકનું ખુન કરી તેની

ગાદી પર ચઢી બેસનાર અલીવર્દિને—જ્યારે ઇતિહાસે ધર્મનિષ્ઠ નરપતિ તરીકે વખાણ્યો, ત્યારે મીરજાફરના મગજમાં એ વિચાર દૃઢ થઈ બેઠો. એ સમયની સ્થિતિ વિચારતાં મીરજાફરનો વધુ દોષ કાઢી શકાય તેમ નથી.

યોગ્ય સમયની રાહ જોતો જોતો મીરજાફર સમય વિતાડતો હતો. મરાઠાઓના હલ્લા વખતે જરા તક મળતાં આતાઉલ્લાની મદદથી મીરજાફરે બળવો ઉઠાવવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ અલીવર્દિની કુશળતાથી એ પાસા પોબાર પડ્યા નહોતા. અલીવર્દિના સમયમાં જે પાસા પોબાર પડયા નહોતા, તેજ પાસા સિરાજના સમયમાં પોબાર પડ્યા. મીરજાફર કર્નલ કલાઇવનો હાથ પકડી 'તખ્ત મુબારક' પર ચઢ્યો, પરંતુ તે પર વધુ સમય સ્થિર રહી શક્યો નહિ. ત્યારથી એ જૂનું સિંહાસન ચીમળાઈ ગયેલાં પુષ્પની માફક ખુલ્લી જગામાં પડ્યું હતું. છેવટે લૉર્ડ કર્ઝનની કૃપાથી વિક્ટોરિયા મેમોરિઅલમાં સાચવી રાખવા માટે એ સિંહાસન મુર્શિદાબાદથી કલકત્તા આણવામાં આવ્યું છે.

જે લડાઈને લીધે આ ઉથલપાથલ થઇ હતી, તે લડાઇ પ્લાસીની ઉત્તર બાજુએ તેજનગરના મેદાનપર ઇ. સ. ૧૭૫૭ ના જૂનની ૨૩ મી તારીખને ગુરૂવારે થઈ હતી. અત્યારે પણ દર ગુરુવારે તે મેદાન પર અસંખ્ય લોકો એકઠાં થાય છે! મેદાનનો ઘણો ખરો ભાગ ગંગાનદીના પ્રવાહમાં ઘસડાઈ ગયો છે; ફક્ત એક કબર અત્યારે પણ નજરે પડે છે. ત્યાં લોકો એકઠા થઇ શુદ્ધ હૃદયે કબર પર ફુલ ચડાવે છે. એ કબર કોની છે તે બાબત પુષ્કળ મતભેદ છે. પરંતુ લોકો કહે છે કે એ કબર એક નિમકહલાલ મુસલમાન

વીર પુરુષની છે. તે મુસલમાન વીર હાથમાં તરવાર લઇ, લડાઇમાં સામે મોંએ મરણ પામ્યો હતો, તેથી લોકો અત્યારે પણ તેને પીરની માફક પૂજે છે. પ્લાસી સિવાય બંગાળાના કોઇપણ ભાગમાં આવી વીર-પૂજા પ્રચલિત છે કે નહિ તે અમારા જાણવામાં નથી.



પ્રકરણ ૨ જુ

## મોહ મુદ્‌ગર

સિંહાસન પર બેઠા છતાં **મીરજાફર** સુખી થઇ શક્યો નહિ! જે અંગ્રેજ વેપારીઓની મદદથી તે ગાદીપતિ થયો હતો, તે વેપારીઓના વર્તનથી તેનો આત્મા કાંપવા લાગ્યો. પ્રથમ જે અસંભવિત લાગતું હતું, તે હવે સંભવિત બની નજરોનજર દેખાવા લાગ્યું; પહેલાં જે સંભવિત જણાતું હતું, તે હવે તદ્દન અસંભવિત બની ગયું.

અંગ્રેજો વેપારી છે; લાભની ગંધ આવવાથીજ તેઓએ આવા આવા કૃષ્ણ દેશમાં પ્રવેશ કર્યો હતો. આ દેશનાં સુખદુઃખ અથવા ચડતીપડતી સાથે તેમને કશો સંબંધ નહોતો. ગમે તે ઉપાયે પુષ્કળ દ્રવ્ય પેદા કરી, વિલાયત ચાલ્યા જવું, અને સ્વદેશનાં શીતળ,

ઘુમસથી છવાયેલાં પોતાનાં મકાનમાં પગ પર પગ ચડાવી એ મેળવેલું દ્રવ્ય ભોગવવું–એજ તેઓનું લક્ષ્ય હતું. દ્રવ્ય મેળવી એ ઉદ્દેશ પાર પાડવા માટે તેઓ દયા, માયા કે કર્તવ્યબુદ્ધિનું વિસર્જન કરતાં અચાકાતા નહિ! આધુનિક કાળના અંગ્રેજ લેખકો પોતાના જાતિ ભાઇઓનું આવું વર્ણન યાદ કરી શરમના માર્યા નીચું મોં કરી રહે છે; પરંતુ તે સમયના અંગ્રેજોને એ બાબતમાં જરા પણ શરમ આવતી નહોતી. તેઓમાના કોઇ કોઇ તો સ્પષ્ટ રીતે કહેતા કે "હિંદ કંઇ સુધરેલું યુરોપ નથી; અહીં વસતી વેળા ધર્મનીતિના વિધિનિષેધ માનવાની શી જરૂર છે?"[૧] આમ હોવાથી પૈસો એજ તેઓનો પરમાર્થ થઇ પડ્યો હતો. પૈસો પ્રાપ્ત કરવાના ગમે તેવા ઉપાયો શોધતાં તેમને જરા પણ શરમ આવતી નહિ. **મીરજાફર** ગાદીપતિ થયો એટલે આ બાબત ડગલે ડગલે સાબીત થવા લાગી.

૧. It seems, indeed at this time to have been too generally thought, that the ethics of Europe were not applicable to Asia; and their plainest rules violated without hesitation. Englishmen sometimes manifested a degree of cupidity, wich might rival that of the most rapacious servants of the worst oriental governments. They seem to have thought principally, if not solely, of the means of amassing fortunes, and to have acted as though they were in India for no other purpose. —Thornton Vol. I. 252.

મીરજાફર સાથે જે છૂપી સંધિ થઇ હતી, તેમાં ઇનામ અને નુકશાની બદલ અંગ્રેજ કંપની, કંપનીના અમલદારો અને કલકત્તાના રહેવાશીઓને શું શું મળવાનું હતું તે રીતસર બતાવેલું હતું. સિરાજદૌલાના સાવચેત જાસુસો હંમેશાં ચોતરફ ફર્યા કરતા હતા. તે માટે મીરજાફર સાથે વાતચીત કરવા માટે વોટસ સાહેબને એક મારફતીઓ નીમવાની જરૂર પડી હતી. ઉમિચાંદને આ મારફતીઆ તરીકે પસંદ કરવામાં આવ્યો હતો. તે આ દેશના ઇતિહાસમાં 'ધુતારો ઉમિચાંદ' એ નામથી પ્રસિદ્ધ છે. ઉમિચાંદને ધુતારાનો ઇલ્કાબ તેનાથી વધુ ધુતારા અંગ્રેજોએ આપ્યો છે. તેનું ખરૂં નામ આમિનચાંદ હતું; તે નામ માણસોને મોંએ અમિચાંદ, ઉમિચાંદ, આમિરચાંદ, ઉમાચરણ ઇત્યાદિ જુદાં જુદાં નામોના રૂપમાં બદલાતું જતું હતું. ઉમિચાંદ બંગાળામાં મુખ્ય વેપારી ગણાતો હતો. વિદ્યા અને બુદ્ધિબળ વડે તે નવાબ અને અંગ્રેજ બંનેનો માનીતો થઇ પડયો હતો. તેણે અંગ્રેજોના પક્ષકાર થઇ દેશના લોકો સાથે અંગ્રેજોનો વેપારસંબંધ બાંધી આપ્યો હતો. તેના વડે અંગ્રેજો માલના પૈસા અગાઉથી આપી માલ ખરીદી શકતા. પરંતુ નફાની વહેંચણીના સંબંધમાં કંઇ મતભેદ પડવાથી ઉમિચાંદે નવાબનો સંબંધ વધાર્યો, તેથી અંગ્રેજો તેના પર ગુસ્સે થયા.

ઉમિચાંદ અંગ્રેજોના શત્રુ તરીકે પ્રખ્યાત થયો છે, છતાં તેણે કદીપણ અંગ્રેજ તરફ શત્રુ જેવું વર્તન ચલાવ્યું નથી! અંગ્રેજોએ સંદેહવશ થઇ તેને કલકત્તાના કિલ્લામાં કેદ કર્યો હતો. અંગ્રેજી સૈન્યના જુલમની બીકથી તેના કુટુંબની સ્ત્રીઓ અકાળ મોતે મુઇ હતી; તેની કલકત્તામાં આવેલ સુંદર હવેલી અંગ્રેજોની કૃપાથી (!)

બની ખાખ થઇ ગઇ હતી[1]. પરંતુ ઉમિચાંદની અંગ્રેજો તરફની વૃત્તિ કદી બદલાઇ નથી. અંગ્રેજો જ્યારે કલકત્તાના કિલ્લામાં ઘેરાઇ ગયા, ત્યાં સંધિ કરાવવા માટે ઉમિચાંદે માણિકચાંદને પત્ર લખ્યો હતો[2]. કલકત્તા પડયા બાદ અંગ્રેજો જ્યારે અન્ન વિના ટળવળતા હતા, ત્યારે ઉમિચાંદેજ તેમનું એ દુઃખ મટાડ્યું હતું[3]. અલીનગરની સંધિ કરવા માટે અંગ્રેજો જ્યારે આકુળવ્યાકુળ થઇ રહ્યા હતા, ત્યારે ઉમિચાંદે અંગ્રેજોનો પક્ષ લીધો હતો.[4] સિરાજદૌલા જ્યારે અંગ્રેજોથી કંટાળી તેમનું જડમૂળ કાઢી નાખવા તૈયાર થયો, ત્યારે ઉમિચાંદેજ બ્રાહ્મણને ગળે હાથ મૂકી અંગ્રેજોની શુદ્ધ બુદ્ધિના સં-

---

૧. Orme's Indostan, Vol. II

૨. Stewart's History of Bengal.

૩. When an order was published that such of the English as had escaped the Black--Hole might return to their homes, they were supplied with provisions by Omichund "whose intercession," says Orme "had probably procured their return" Mill, Vol. III. 170.

૪. His tales and artifices prevented Siraj-dowla from believing the representations of his most trusty servants who early suspected and at length were convinced, that the Englich were confiderated with Jaffier—Orme, Vol. II. 12

બંધમાં સિરાજદ્દૌલાને વિશ્વાસ કરાવ્યો હતો અને તેને લીધે જ સિરાજ, અંગ્રેજોને જડમૂળમાંથી ઉખેડી નાંખવાના વિચારમાંથી ડગ્યો હતો[૧]. અંગ્રેજોના જુલમથી તોબા પોકારી, અંગ્રેજોના વર્તનથી ભારે નુકશાનમાંથી ઉતરી ઉમિચાંદ પરલોકમાં જવા તૈયાર થયો, ત્યારે પણ તે અંગ્રેજોના ભલા માટે એક દસ્તાવેજ લખી મૂકી ગયો હતો[૨].

મીરજાફર સાથે વહેંચણીની રકમ નક્કી થયા બાદ જેઓ છૂપી રીતે તરકટમાં જોડાયા હતા, તેઓને કંઈક ચેરીમેરી મળવાની ખાત્રી મળી હતી. તે વખતે ઉમિચાંદે પણ પોતાને મળવાની રકમ નક્કી કરવાનું જણાવ્યું. તેને નવાબના દરબારમાં રહી કાવતરામાં મદદ

---

૧ Mr. Watts writes from Moorshidabad, that "Omichand told the Nabab that he had lived under the English protection these forty years and never knew them once to be guilty of breaking their word; to the truth of which he took his oath by touching a Brahmin's foot, and that if a lie could be proved in England on any one, they were spat upon and never trusted.—Select Committee's Proceedings, 25 Februry.

૨ Omichand, by his will, left Rs. 1500–to the Treasurer of the Foundling Asylum, the same to the Magdalem; both were paid.—Longe's Selections.

કરવાની હતી; જો કોઇપણ રીતે કાવતરૂં પ્રગટ થાય તો બીજા કાવતરા-ખોર તો નાશી છૂટે, પણ તેને તો સહુ પહેલાં ફાંસીએ લટકવું પડે. આ રીતે પોતે ખેડેલું જોખમ ધ્યાનમાં રાખી ઉમિચાંદે વૉટસને કહ્યું, કે મને ઓછામાં ઓછા ત્રીશ લાખ રૂપિઆ મળવા જોઇએ.

આ માગણીએ ઉમિચાંદનું સત્યાનાશ વાળ્યું! કલકત્તાની છૂપી મંડળીએ જ્યારે આ માગણીની વાત સાંભળી એટલે તેમાંના દરેક સભ્યો ગુસ્સાથી ઉકળી ઉઠયા. તેઓએ આ માગણી ઉમિચાંદના ભયાનક અપરાધ તરીકે ગણાવી. ઉમિચાંદને એ ત્રીશ લાખ રૂપીઆ આપવા તો રહ્યા પણ કલકત્તાની લૂટ બદલ જે ભાગ આપવાનું નક્કી થયું હતું તે ભાગ આપવાની પણ અસંમતિ બતાવી. અંગ્રેજ ઇતિહાસ લેખક કહે છે "વાચકો હસવાનું રોકી શકતા નથી; પરંતુ તે વખતના અંગ્રેજોએ એવુંજ આચરણ કર્યું હતું!"[૧] ઘરના કલહથી બધું કાવતરૂં ફૂટવાની અણી પર આવેલું જોઇ ક્લાઇવે બધાને શાંત પાડવા કહ્યું, કે " હાલમાં તો બધા આ માગણી

૧ To men whose minds were in such a state, the great demands of Omichand appeared (the reader will laugth–they did literally appear) a crime. They were voted a crime; and so great a crime, as to deserve to be punished, not only by depriving him of all reward, but depriving him of his compensation which was stipulated for, to every body.—Mill, Vol. III, 171.

કબૂલ રાખો: આગળ ઉપર જોયું જશે.” બધાએ એ વાતમાં સંમતિ આપતાં કલાઇવની સલાહ મુજબ બે સંધિપત્ર તૈયાર કરવામાં આવ્યાં! એક સંધિપત્ર લાલ કાગળમાં લખવામાં આવ્યું-તે બનાવટી હતું. તેમાં ઉમિચાંદને આપવાના ત્રીશ લાખ રૂપીઆનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. બીજું ધોળા કાગળપર લખવામાં આવ્યું હતું,-તે સંધિપત્ર ખરૂં હતું. તેમાં ઉમિચાંદનું નામ પણ લાવવામાં આવ્યું નહોતું! વૉટસને એ બનાવટી સંધિપત્ર પર સહી કરવાની આનાકાની કરી, તેથી કલાઇવના હુકમથી લ્યુસિંગ્ટન સાહેબે વૉટસનના નામથી ખોટી સહી કરી![૧]

આ પાપકર્મનું વર્ણન કરવા જતાં અંગ્રેજ ઇતિહાસ લેખકો બહુજ શરમાય છે! મીરજાફર ગાદીએ બેઠા પછી આ સંધિપત્ર

૨ Clive, whom deception, when it suited his purpose, never cost a pang, proposed that two treaties with Meer Jaffier should be drawn up and signed; one, in which satisfaction to Omichand should be provided for, which Omichand should see; another that which should be in reality executed, in which he should not be named. To his honour be it spoken, Admiral Watson refused to be a party in this treachery. He would not sign the false treaty, and the Commitee forged his name—Ibid.

જગતશેઠનાં મકાનમાં બધાની સમક્ષ વાંચવામાં આવ્યું; ત્યારે ઉમિચાંદ બોલી ઉઠયો. "તમારી ભૂલ થાય છે; આ કયું સંધિપત્ર વાંચો છો? મને જે સંધિપત્ર બતાવવામાં આવ્યું હતું, તે લાલ કાગળ પર હતું." ક્લાઇવે તક સાધી ગર્વપૂર્વક કહ્યું, "બરાબર છે. તમને લાલ કાગળપરનું સંધિપત્ર બતાવવામાં આવ્યું હતું, પરંતુ આ ધોળા કાગળપરનું છે." ત્યારબાદ તેણે પડખે બેઠેલા સ્ક્રેફ્ટન તરફ જોઇ ઇસારો કરી કહ્યું, "હવે શામાટે છૂપું રાખવું જોઇએ? આ માણસને ખરી વાત કહી દો." સ્ક્રેફ્ટન જરાપણ અચકાયા વિના બોલી ઉઠયો–"ઉમિચાંદ; તમને જે દસ્તાવેજ બતાવવામાં આવ્યો હતો, તે બનાવટી હતો; અહીં જે વાંચવામાં આવ્યો તેજ ખરો દસ્તાવેજ છે! તમને એક કોડી પણ મળવાની નથી!!"

ઇતિહાસ લખનારા કહે છે કે આ ખબર સાંભળતાં જ ઉમિચાંદ બેભાન થઇ જમીનપર પટકાયો. બધાએ ટાંગાટોળી કરી તેને બહાર આણ્યો. ત્યારબાદ તે થોડાજ દિવસ જીવ્યો. જીવ્યો ત્યાં સુધી તેનામાં શુદ્ધિ ન જ આવી. અભાગિઓ ઉમિચાંદ પાગલ બની ગયો. પાગલપણામાંજ તેણે દેહ છોડયો! આ પ્રમાણે તેનો મોહ ઉઠી ગયો. પરંતુ જે મોહ મુદ્દગર વડે ઉમિચાંદનો મોહ તૂટી ગયો તે મોહ મુદ્દગર તેના મિત્રવર્ગનાં અંતઃકરણો કાપવા લાગ્યો!



## પ્રકરણ ૩ જુ

**मूर्ते पश्यन्ति बर्बराः**

( મૂર્ખ માણસો કાર્યનું પરિણામ જોઇ સમજે છે. )



જે વિચક્ષણ હીંદુ-મુસલમાનો સિરાજદૌલાનું સત્યાનાશ વાળવા માટે મોગલ રાજસિંહાસનનો પાયો ખોદી નાખવા તૈયાર થયા હતા, તેઓનો બહુ અપરાધ નહોતો, એ વાત સિદ્ધ કરવા માટે આજકાલ કેટલાક ઇતિહાસો રચાયા છે. એ ઇતિહાસ લખનારાઓનો એવો મત છે, કે સિરાજદ્દૌલા બધા અનર્થનું મૂળ હતો કોઇપણ ઉપાયે તેને પદભ્રષ્ટ કરવાથી રામરાજ્ય સ્થપાશે, એવા ઇરાદાથી **મીર-જાફર** અને તેના મદદગારો કામ કરી રહ્યા હતા. ઉદ્દેશ સાધવાના અતિશય ઉત્સાહથી **મીરજાફર** અને તેના મિત્રો કોઇપણ બાબત

પૂરી રીતે વિચારી શકયા નહોતા. બધા અતિ વેગથી કાર્યક્ષેત્રપર દોડયા હતા. સારૂં નરસું તપાસવાની કોઇને ફુરસદ નહોતી. તેથી ચતુર અંગ્રેજ વેપારીઓએ જે કંઇ માગ્યું તે બધું આપવાનું સ્વીકારી કરારનામું કરવામાં આવ્યું હતું[1].

એક દિવસ આ કરારનામાની કલમો કાર્યમાં મૂકવી પડશે, એક દિવસે આ કરારનામાના દરેક અક્ષરો દેશના લોકોની સત્તા ઓછી કરશે, એક દિવસે વિજયથી ઉન્મત્ત બનેલા અંગ્રેજ વેપારીઓ બહાદૂરી પૂર્વક હાથ વધારી મોગલોનાં ગૌરવનો વાવટો ઉપાડી ફેંકી દેશે,—આ વાત વિચારવાનો કોઇને સમય ન મળ્યો. બધાએ ધાર્યું હતું, કે જે થવાનું હોય તે થાઓ, ત્યાર પછી શું કરવું તે જોઇ લેવાશે.

જે થવાનું હતું તે થઇ ગયું. વિચારવાનો કોઇને અવસર ન મળ્યો. પ્લાસીની લડાઇ પછી જગતશેઠના મકાનમાં અંગ્રેજ સેનાપતિ કલાઇવે સંધિ પળાવવા માટે બધા આગેવાનોને બોલાવ્યા. તે વખતે બધા સમજ્યા, કે ફક્ત સિરાજદ્દૌલાનું સત્યાનાશ વળ્યું છે એટલુંજ

1 The plain truth was that the so-called treaties were never agreements patched up on the eve of a revolution. The English were in a position to demand anything; the Nowab-expectant could refuse nothing. There was not even a shadow of deliberation; for there was no time to haggle over terms.—Early Records of British India. P. 316.

નહિ પણ કરારનામાની લીટીએ લીટીમાં જે નાશકારક શક્તિ છુપાઇ રહી છે, તે શક્તિનાં જોરથી મુસલમાનોની અમલ કરવાની શક્તિ ધૂળ ચાટતી થવાની શરુઆત થઇ ચુકી છે. તે શક્તિને કોણ અટકાવી શકે ?

મુસલમાનો બાહુબળવડે હિંદમાં અધિકાર જમાવી રહ્યા હતા. સેંકડો વર્ષ થયાં હિંદમાં આવી વસ્યા હોવાથી તેઓ હિંદી બની ગયા હતા; તેઓએ આજે આંખ ઉઘાડી જોયું કે અમારૂં રાજસિંહાસન ક્ષણમાં ભાંગી જાય એવાં કાચનાં વાસણ જેવું માની પરદેશીઓ એને ભાંગવા–તોડવાનો હક મેળવી અભિમાનથી ખોંખારતા ખોંખારતા અમારા સિંહાસન પડખે દૃઢ પગલે ઉભા છે !

અંગ્રેજોએ ધાર્યું હતું, કે આ છુપા કરારનામા વડે આપણી સમક્ષ રત્નથી ભરપૂર ખજાનો ખુલ્લો થવાનો છે. તેના લોભથી જ તેઓ રૂપોન્મત્ત પતંગની પેઠે લડાઇનાં મેદાનમાં આત્મબળિદાન આપવા તૈયાર થયા હતા. અંગ્રેજ સેનાપતિના હુકમથી જ્યારે એ ખજાનો બધાની સમક્ષ ઉઘાડવામાં આવ્યો, ત્યારે તેની ખરી સ્થિતિ જાણી અંગ્રેજ સેનાપતિ દિંગ્મૂઢ બની ગયો, ખજાનચી પર બધો ગુસ્સો ઉતારવામાં આવ્યો; **મીરજાફર** પર પણ આડકતરી રીતે ખૂબ વચન-બાણ છોડવામાં આવ્યાં; વારંવાર "આપો, આપો", કહી ઘણી ગર્જના કરવામાં આવી છતાં જ્યારે કબૂલવામાં આવેલા પૈસા એકત્ર ન થયા, ત્યારે અંગ્રેજ સેનાપતિ પણ સમજ્યો, કે પૈસાના લોભથી ધર્માધર્મને દૂર હડસેલી જગતમાં કેવળ અપકીર્તિ જ વહોરી લીધી![1]

[1] In manufacturing the terms of the confederacy, the grand concern of the English appeared to be money.—Mill, Vol. III. 185

સમય ફર્યો! જેઓ નવાબ અલીવર્દિ આગળ કુર્નિસ બજાવતા બજાવતા હાથ જોડી બેસતા હતા, જેઓ બાળક સિરાજદૌલા આગળ ઉમિચાંદ અથવા જગતશેઠની પાંખમાં પેસી અતિશય ડરતા ડરતા ડગલાં ભરતા હતા, જેઓ મુર્શિદાબાદના રાજમાર્ગ પર એકલા મુસાફરી પણ કરી શકતા નહિ,—તેઓ આજે વિધાતાની ઇચ્છાથી કર્તાહર્તા થઈ પડયા, રાજમુકુટ ઉંચી કિંમતે વેચવાનો હક મેળવી બંદુકધારી શ્વેતાંગ સેનાના અધિપતિ બની રાજમહેલમાં બેધડક ઘુસી આવ્યા! મીરજાફરનું શું ગજું કે તેઓની સમક્ષ કરારનામું નાકબુલ કરે! બધા એકત્ર થઇ કરુણા ઉપજાવે તેવું રૂદન કરતા કરતા કલાઇવને સંતોષવાના પ્રયત્નો કરવા લાગ્યા. બળવાન શાહુકાર બારણે ઉભો છે! દેવું ફેડવાને અશક્તિમાન દેવાદાર ઘૂંટણભર થઈ, હાથજોડી, નીચું માથું કરી હપતા આપવાની વિનંતિ કરી રહ્યો છે! ખરેખર—

વખત પલટાય છે જ્યારે બધું પલટાઇ જાયે છે;
બને છે શાહ ખાદિમ ગુલામો શાહ થાયે છે.

પ્રખ્યાત ઇતિહાસકાર જેમ્સ મિલ લખે છે, કે "હિંદના રાજાઓને હંમેશાં જે જે મુશીબતો ભોગવવી પડતી, તેમાં પૈસાની મુશીબત મુખ્ય હતી." આ જ મુશ્કેલી મીરજાફરને પત્થરથી પણ ભારે લાગી હતી. પ્લાસીની લડાઇ પહેલાં મીરજાફરની સ્થિતિ સારી નહોતી. નવાબ અલીવર્દિ ઉદાર દિલનો હતો. વળી મરાઠાઓથી દેશને બચાવવા માટે તેને બહુ ખર્ચ કરવું પડતું, તેથી તે સિરાજદૌલા માટે વધુ મિલ્કત રાખી ગયો નહોતો. સિરાજદૌલાને તીજોરી તર કરવાનો અવસર મળે તે પહેલાં તેને કજીઆ ફિસાદમાં

ફસાવું પડ્યું હતું. આવી સ્થિતિમાં **મીરજાફર** અંગ્રેજોને આટલા બધા પૈસા આપવાને શામાટે કબુલ થયો હશે ? રાજ્યના ખજાનામાં એટલી દોલત હોય, એમ કોઇ પણ ધારતું નહોતું.

કોઈ કોઇ અનુમાન કરે છે; કે **મીરજાફરે** ધાર્યું હતું કે જેઓ પૈસા મેળવવાની ઇચ્છાથી કાવતરામાં જોડાયા છે, તેઓને કાવતરૂં સફળ થયે થોડું ઘણું આપીશું એટલે પતી જશે; પરંતુ અંગ્રેજો આ રીતે કરારનામાંના શબ્દે શબ્દને વળગી રહી એમાં દર્શાવેલી દોલત મેળવવા માટે નિર્દયપણે તાકીદ કરશે એવું **મીરજાફરે** સ્વપ્ને પણ ધાર્યું નહોતું! અને **મીરજાફરે** જે સ્વપ્ને પણ ધાર્યું નહોતુ તે અત્યારે પ્રત્યક્ષ થયું. **મીરજાફરને** બીજો કશો ઉપાય ન મળ્યો. તેણે અંગ્રેજોને શાંત પાડવા **કલાઇવને** કંઇક લાંચ આપી કરારનામાંની વાત દબાવી દેવાનો પ્રયત્ન કર્યો! પરંતુ એ પ્રયત્ન સફળ ન થયો.

તે વખતે કોઇ કોઈ માણસે ઉપદેશ આપ્યો,–હવે બ્હીવું શા માટે? હવે કાર્ય તો પત્યું છે; રાજ્ય તમારૂં છે. કેટલાક લોભી અંગ્રેજ ભિખારીઓપર હાથ ઉપાડતાં શા માટે બ્હીવું? પરંતુ **મીરજાફરનાં** કમનસીબે એ રસ્તો અગાઉથી જ બંધ થઈ ગયો હતો! તે રાજધાનીમાં પેસે ત્યાર પહેલાં શહેરની કસદાર પ્રજા પોતપોતાની માલમતા લઇ દૂરદેશ જતી રહી હતી. જેઓને હજુ સુધી શહેર છોડી જવાનો અવસર મળ્યો નહોતો તેઓ **મીરજાફર** કરતાં અંગ્રેજોને વધુ બળવાન માની કર્નલ **કલાઇવની** સોડમાં ભરાયા હતા. નવાબની સેનાનો ઘણા માસનો પગાર ચઢેલો હોવાથી તે બળવો ઉઠાવવાની તૈયારીમાં હતી; **પ્લાસીની** લડાઇ પત્યાબાદ પગાર આપવા-

ની લાલચથી અત્યાર સુધી તેને તેમ કરતાં અટકાવવામાં આવી હતી; અત્યારે પ્લાસીની લડાઈમાં મળેલી જીતનો ઉત્સવ હતો, છતાં સૈનિકોને પગાર તો ન મળ્યો! સૈનિકો ગુસ્સાથી રાતાપીળા બની ગયા હતા. આવી ઉશ્કેરાએલી સેનાથી બિંટલાએલો **મીરજાફર** અંગ્રેજ સેનાપતિ સામું શી રીતે બોલી શકે? મનમાં ગમે તે હો, પણ આમ બંને બાજુથી સપડાએ હોવાથી **મીરજાફરને** બધા કડવા ઘૂંટડા ગળી જવા પડયા!

**કર્નલ કલાઇવ** બ્રિટિશ વેપારીઓનો સૌભાગ્યસૂર્ય ગણાય છે. આ દેશના ઇતિહાસમાં તે પોતાની પ્રતિમા, કાર્યદક્ષતા અને અસીમ સાહસ વડે પોતાનું નામ ચિરંજીવ કરી ગયો છે. તેણે સિરાજદૌલાનો ખજાનો ઉઘાડયો. ખજાનામાં ૧૭,૬૦,૦૦૦ ચાંદીના સિક્કા, ૨૩,૦૦,૦૦૦ સોનાના સિક્કા, સોનાના પતરાંથી ભરપૂર બે પેટીઓ, હીરામોતીના દાગીનાથી ભરપૂર ચાર પેટીઓ અને પરચુરણ જવાહીરથી ભરપૂર બે નાની પેટીઓ સિવાય બીજું કશું ન નીકળ્યું. એટલાથીજ સંતોષ માન્યા સિવાય છૂટકો ન હોવાથી તે વખતે તો તેટલાથીજ સંતોષ માનવો પડયો.

કોને કેટલું ઇનામ મળ્યું હતું, તેની રકમ માટે ઇતિહાસમાં ઘણો મતભેદ જણાય છે. ઇંગ્લાંડની પાર્લમેન્ટે તે સંબંધમાં તપાસ કરવા માટે એક કમિટિ નીમી હતી. તે કમિટિ સમક્ષ સાક્ષી આપતાં કર્નલ **કલાઇવે** મુક્ત કંઠે કહ્યું હતું, કે "જ્યારે કરારનામાની બધી કલમો નક્કી થઈ ગઈ, ત્યારે છૂપી સમિતિના એક સભાસદ **બીચર** સાહેબે કહ્યું–'ફક્ત કંપનીને જ ફાયદો થાય, એ ઠીક નથી. સૈનિકો અને છૂપી સમિતિના સભાસદોને પણ કંઈ મળવું જોઇએ.' તે મુજબ (મુર્શિદાબાદમાં) વૉટસ સાહેબને એ બધી

વિગત લખી જણાવવામાં આવી; પરંતુ વૉટસ સાહેબે તે બાબત શી વ્યવસ્થા કરી તે હું પ્લાસીની લડાઈ પહેલાં જાણી શક્યો નહોતો. ફક્ત એટલું જાણી શક્યો હતો, કે કોઈને ખાલી હાથે નિસાસા નાંખવા નહિ પડે! મેં જ્યારે ઇનામની રકમો જાણી ત્યારે મને લાગ્યું કે આંકડો બહુ મોટો થઈ ગયો છે! તે વખતે કંપની સાથે કંપનીના કોઇ પણ નોકર લાંચ ન લેવાને બંધાએલા ન હોવાથી કોઈ પણ સ્વતંત્ર રાજા પાસેથી ઇનામ લેવું એ મને ગેરવાજબી જણાયું નહોતું; અને ગેરવાજબી હોય તો પણ પાર્લમેન્ટને તે સાથે શું લાગે વળગે છે? કંપની બહાદુર કંઈ કહે તો તે વાજબી ગણાય, પણ તેણે તો અમારાં કાર્યથી દિલગીર થવાને બદલે અતિશય આનંદ પામી અમારાં કાર્યને અનુમોદન આપ્યું હતું."[1]

**બીચર** સાહેબ જે હિસાબ આપી ગયા છે, તે મુજબ આ વહેંચણીમાં બધાને યોગ્ય ઇનામ મળ્યું હતું. કંપની બહાદુરને મળવાની રકમનો અર્ધો ભાગ તે વેળાએજ લેવામાં આવ્યો હતો, અને બાકીનો ભાગ ત્રણ વર્ષમાં ભરી દેવાની શરતે બાકી રાખવામાં આવ્યો હતો.[2]

૧ Clive's Evidence before the committee of the House of Commons, 1772.

૨ **બીચર** સાહેબના કહેવા મુજબ નીચે પ્રમાણે ઇનામો આપવામાં આવ્યાં હતાં:–

Mr. Drake............Rs 280,000 Rs 28,0000

પ્લાસીની લડાઈ પુરી થયા બાદ કર્નલ કલાઇવે ક્રેકસાહેબ જે પર પત્ર લખ્યો હતો, તે પત્રદ્વારા કલકત્તાના અંગ્રેજોએ આ દેવોને પણ દુર્લભ એવા વિજયની વાત સાંભળી. તેઓ આનંદથી નાસવા લાગ્યા. ઈ. સ. ૧૭૫૬ ના જુન માસમાં કલકત્તાના જે અંગ્રેજો ભિખારી બની ગયા હતા, બરાબર એક વર્ષ બાદ તેજ

| | | | | |
|---|---|---|---|---|
| Col. Clive | | | | |
| as a member... | Rs | 280,000 | Rs | 2080,000 |
| as a commander | Rs | 200,000 | | |
| as a donation | Rs | 1600,000 | | |
| Mr. Watts, | | | | |
| as a member | Rs | 240,000 | Rs | 1040,000 |
| as a donation | Rs | 800,000 | | |
| Major Kil Patrik, | | | | |
| as an officer | Rs | 240,000 | Rs | 540;000 |
| as a donation | Rs | 300,000 | | |
| Mr. Manningham | Rs | 240,000 | Rs | 240,000 |
| ,, Beechar | ,, | 240,000 | ,, | 240,000 |
| Six members of council I lakh each | | | ,, | 600,000 |
| Mr. Walsh | Rs | 500,000 | Rs | 850,000 |
| ,, Scrafton | ,, | 200,000 | | |
| ,, Lushington | ,, | 50,000 | | |
| Cap. Grant | ,, | 100,000 | | |
| Army and Navy | ,, | 6000,000 | Rs | 6000,000 |

બક્ષીસ અને નુકશાની બદલ કુલ ૬ કરોડની રકમ અંગ્રેજોએ બંગાળામાંથી લીધી હતી.

અંગ્રેજો આનંદથી જયધ્વનિ કરતા કરતા રાજમાર્ગપર ફરવા લા-ગ્યા. બધાને મોંએ એકજ વાત સંભળાતી હતી; બધાનાં હૃદયમાં આનંદનો જુવાળ ચડ્યો હતો; તેઓ આનંદના ઉભરામાં બધા વાદવિવાદો વિસરી જઈ ઉન્મત્ત બન્યા હતા![2]

કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલે જરા પણ ઢીલ ન કરતાં એક વેગવાન જહાજ તૈયાર કરી ભારે દબદબા પૂર્વક કોનિંગ્હામ સા-હેબને આ વિજયની વાત વિલાયતમાં પહોંચાડવા માટે મોકલ્યા. આ તરફ સેનાપતિ ક્લાઇવની અથાગ મહેનતને લીધે નવાબે આપેલું દ્રવ્ય સાતસો પેટીઓમાં ભરવામાં આવ્યું, ને એકસો હોડીઓ તૈયાર કરવામાં આવી. તેનાપર અંગ્રેજ વાવટા ફરફરાવવામાં આવ્યા. એ હોડીઓપરના સૈનિકો રણવાદ્યો વગાડતા વગાડતા, ગંગાનદીના બંને કાંઠાને કંપાવતા કંપાવતા, ધીમી ધીમી ગતિએ કલકત્તા તરફ આ-વવા નાકળ્યા. હોડીઓ નવદ્વીપ આગળ આવી પહોંચી; ત્યાંથી

૨ The comparison of the prosperity of this day with the calamities in which the colony was overwhelmed at this very season in the preceeding year; in a word, this sudden reverse and profusion of good fortune intoxicated the steadiest minds, and hurried every one into the excesses of intemperate joy; even envy and hatred forgot their energies, and were reconciled, at least for a while, to familiarity and good will.—Orme Vol. II.

અંગ્રેજોના મિત્ર રાજરાજેન્દ્ર કૃષ્ણચંદ્ર મહારાજના સૈનિકો સાથે યોગ્ય વખતે તે બધો ખજાનો કલકત્તા પહોંચી ગયો[1].

ઇતિહાસમાં આવી ઉથલપાથલનાં વર્ણનો થોડાંજ છે, અંગ્રેજો પણ કહે છે, કે આ વખતે અમે જે આનંદ અનુભવ્યો તેવો આનંદ કદી અનુભવ્યો નહિ હોય. નાની સરખી લડાઈએ અમને આટલો બધો આનંદ કદી અનુભવાવ્યો નથી[2].

૨૬ મી જુલાઇએ 'ખિલ્લત' આપવાના માંગળિક ઉત્સવથી મુર્શિદાબાદ ઝગમગી રહ્યું! કર્નલ ક્લાઇવ કર્તાહર્તા હતો,-તેની વાત તે શું કરવી? સેનાપતિ વૉટ્સનને એક શણગારેલો હાથી, સાજસજાવ સહિત બે ઘોડા, એક સુવર્ણનો શિરપેચ, સોનેરી બુટ્ટાદાર પોશાક તથા એક હીરામોતી જડેલ કલગી ઇનામમાં મળી. વૉટસને એ બધું આનંદ પૂર્વક સ્વીકાર્યું; એટલુંજ નહિ પણ કલગી તો તેજ વખતે માથે ધારણ કરી. ત્યાં જેટલા લડાઈના વાવટા હતા,

૧ Orme, Vol. II. 187–188

૨ Few events in history have created a greater revolution of feeling than the victory of Plassy. The people of Calcutta had been depressed not only by the capture of the Factory, but by the utter loss of all their worldly goods. But now the disgrace was forgotten in the triumph; the poverty was forgotten at the sight of the treasure.—Early Records of British India, P. 261.

તે બધા વહાણોપર ચઢાવવામાં આવ્યા. તોપોના અવાજ થવા લાગ્યા. આ વાત માણસોને મોંએ ચોતરફ ફેલાઇ—અંગ્રેજ વેપારીઓના દિગ્વિજયની વાત બંગાળામાં ઘેર ઘેર ગવાવા લાગી.

હવે મીરજાફરનાં ચરિત્ર માટે અંગ્રેજ સેનાપતિઓ શો મત આપી ગયા છે તે જોઇએ. ઇતિહાસ વાંચતાં જણાય છે, કે ક્લાઇવ અને વોટસન, બંને વીરપુરુષ, મીરજાફર સંબંધમાં બે જુદા જુદા મત દર્શાવી ગયા છે. શિરપાવ મળ્યા બાદ વોટસને લખ્યું હતું, કે "વધુ આનંદની વાત એ છે કે મીરજાફરને રાજ્ય મળવાથી લોકો બહુ ખુશી થયા છે! સિરાજદૌલા આ પ્રમાણે સાધારણ માણસોની પ્રીતિ મેળવી શક્યો નહોતો!"[1]

બીજી તરફથી સેનાપતિ ક્લાઇવે વિલાયત લખી મોકલ્યું, કે "હાલના નવાબમાં જરાપણ બુદ્ધિ નથી; જે ગુણોથી પોતાના સામંતોનો વિશ્વાસ અને સ્નેહ આકર્ષી શકાય, તેવા ગુણો મીરજાફરમાં

1 But what pleases me beyond expression is to hear that all men rejoice in them ( your health and prosperity ); and while they acknowledge you are worthy of them, pray for their continuance. This is a satisfaction your predecessor never knew.—Letter to Meer Jaffier from Admiral Charles Watson, Commander of the Fleet belonging to the most Puissant King of Great Britain, irresistible in battle.

નથી! તેના અમલથી થોડાજ માસમાં અવ્યવસ્થા ફેલાઈ ગઇ છે, ચારે તરફ બળવો ફેલાવા લાગ્યો છે; કેવળ આપણે નવાબનું હિત ઇચ્છનારા હોવાથીજ **મીરજાફરનો** બચાવ થાય છે!"[૧]

આ અયોગ્ય નવાબ **બંગાળા**, **બિહાર** અને **ઓરિસ્સાનું** રાજ્ય વધુ મુદત ભોગવી શક્યો નહિ. તેની વિરુદ્ધ કાવતરાં રચાવા લાગ્યાં. આ કાવતરાંમાંથી નવાબ **સુજોઉલમુલ્ક** હુસામોદ્દૌલા **મીર મહમ્મદ જાફર અલીખાં** બહાદુર **મહબ્બતજંગ** પોતાના પ્રિયપુત્ર **મીરાનનાં** બાહુબળ વડે રાજ્ય બચાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ઇતિહાસમાં તે 'કલાઇવના ગર્દભ' તરીકે જાહેર થયો. બધા લોકો સમજ્યા, કે "**मूते पश्यन्ति बर्बराः**" **મૂર્ખ માણસ પ્રથમ સમજતો નથી, પણ તેનાં મૂર્ખાઇભર્યાં કાર્યનું ફળ ભોગવતી વેળા સમજે છે.**

---

૧ In laying open the state of this government, I am concerned to mention that the Present Nabab is a Prince of little capacity, and not at all blessed with the talent of gaining the love and confidence of his principal officers. His management threw the country into great confusion in the space of few months, and might have proved of fatal consequence to himself but for our known attachment to him,–Clive's letter to the Court of Directors, 23 December, 1757 Para. 2

## પ્રકરણ ૪ થું

### કલાઇવિનો ગર્દભ !



**મીરજાફરે** અંગ્રેજો માટે બધાં પાપો પોતાને માથે ચડાવી લીધાં હોવા છતાં અંગ્રેજોના ઇતિહાસમાં તો તે કલાઇવિના ગધેડા તરીકે વગોવાયો છે. આ પદવી આપનાર અંગ્રેજો નથી. **મીરજા શમશેર**–ઉદ્દીન નામનો તેનો એક ગોઠિઓ હતો, તે ભારે મશ્કરો હતો. તેના નોકર સાથે એક વખત **કલાઇવ**ના ગોરા લોકોને બોલ-ચાલ થઇ હશે, એ વાત **મીરજાફર**ને કાને આવી. **મીરજાફર કલા-**ઇવને સંતોષવા ખાતર એટલો તો તત્પર રહેતો કે આ સામાન્ય વાત પરથી તે **મીરજા** સાહેબપર ગુસ્સે થયો.

તેણે મીરજાસાહેબને ભર દરબારમાં કહ્યું, "તમે શું કર્નલસાહેબનો ઓહ્દો જાણતા નથી? તેમના મિત્રોનું આમ અપમાન શા માટે કર્યું?" મીરજાએ તરતજ નમ્રતાપૂર્વક કુર્નિશ બજાવી કહ્યું "એ કેવી વાત! આપ મારા માલક છો! હું દરરોજ સવારમાં કલાઇવ સાહેબના ગધેડાને ત્રણ વખત રીતસર સલામ ભરૂં છું; હું શું કર્નલ સાહેબના મુખ સામું પણ જોઇ શકું ખરો?"[1] આ વખતથી મીરજાફરની નવી પદવી ચારે તરફ ફેલાઇ ગઇ.

મીરજા સાહેબે મશ્કરીમાં મીરજાફરને જે પદવી આપી હતી, તે પદવીથીજ મીરજાફરનાં ખરા સ્વરૂપની ઓળખાણ થાય છે, એ વાત ઇતિહાસકારોએ સાબીત કરી બતાવી છે[2]. ગધેડો જેમ આખો દિવસ વૈતરૂં કરે છે, અને છેવટે સાંજ પડયે ઘેર આવી થોડું ઘણું ઘાસ ખાય છે—મજૂરીના પ્રમાણમાં એ બિચારાં મૂગાં પ્રાણીને કશું મળતું નથી તેમ, મીરજાફર પણ અંગ્રેજોનો ભાર ઉપાડવા

૧ Meer Jaffier reproved him, saying, "know you not the rank cf the Colonel, that your people should dare to insult any of his freinds?" The Mirza, putting on a look of submission, exclaimed, "my Patron, how dare I even look the Colonel in the face with steadiness, who every morning of my life, make three obeisances to his *ass*!" Scotts History of Bengal, P. 376.

૨ Mill's History of British India, Vol. III

જતાં, બંગાળાનો નવાબ બન્યા છતાં, કશો ઉપભોગ ભોગવી શક્યો નહિ. તેના માથે તો ડફણુંજ પડવા લાગ્યાં! ગરીબ બિચારો મીરજાફર, કમનસીબીએ એનો પોતાની મેળે ઉત્પન્ન કરેલો રોગ હતો, તેથી તે અંગ્રેજો કે બંગાળીઓની સહાનુભૂતિ આકર્ષી શક્યો નહિ!

સિરાજદ્દૌલા ગાદી બચાવવા માટે ખજાનાનો ઘણો ખરો ભાગ અપાત્રને આપી ગયો હતો; મીરજાફરને જે કંઇ મળ્યું તે અંગ્રેજોનું લેણું પતાવવામાં ઉડી ગયું; લશ્કર તો પગાર ન મળવાથી હોઠ પીસવા લાગ્યું. આ ઉથલપાથલથી કોને શી સજા થશે, અગર કોને કેટલો લાભ થશે તે સમજી ન શકવાથી, લોકો બીકના માર્યા પોતપોતાનો સ્વાર્થ જાળવવા ગમે તેમ વર્તવા લાગ્યા. આવી સ્થિતિ હોવાથી કલાઇવને મીરજાફરનું રક્ષણ કરવા માટે થોડા દિવસ સૈન્ય સાથે રાજધાનીમાં રહેવું પડયું. આ બધાં કારણોથી અંગ્રેજો ગાદીના ખરા માલિક થઇ પડયા. અગાઉ મુર્શિદાબાદની પ્રજાએ અંગ્રેજોને રાજમાર્ગપર ટહેલતા જોયા નહોતા; વખતે કોઇ અંગ્રેજ સદ્ગૃહસ્થ કામસબબ મુર્શિદાબાદ આવતો, તો તે બહુજ સાવચેતીથી રસ્તાની બાજુએ કોઇનું ધ્યાન ન ખેંચાય તેવી રીતે ચાલ્યો જતો! આ જ અંગ્રેજો પ્લાસીની લડાઇ પછી મુર્શિદાબાદના કર્તાહર્તા થઇ પડયા.[૧] પ્રજાનો શો વાંક? તેને તો જણાયું

૧ Before the capture of Calcutta, no Englishman appeared at Murshidabad, except as supplicants for trading privileges. Since the battle of Plassy, the English were lords and masters.–Early

કે અંગ્રેજો માલિક છે, મીરજાફર તેનો ગુલામ છે, ગુલામનો પણ ગુલામ છે! માટે તેઓ પોતપોતાના સ્વાર્થ જાળવવા કલાઇવને સંતોષવા તૈયાર થઇ રહ્યા.[૧] મોટા મોટા હિંદુ મુસલમાન ઉમરાવો પણ કલાઇવની કૃપા મેળવવા ઇંતેજાર થઇ રહ્યા. આથી અંગ્રેજોનો દરજ્જો મીરજાફર કરતાં પણ સોગણો ભારે ગણવા લાગ્યો!

મીરજાફરની મુશીબતો તરફ લોકોએ તો સહાનુભૂતિ ન બતાવી, પરંતુ મીરજાફર પોતાની સ્થિતિ બરાબર સમજી ગયો. પણ હવે પાસા નંખાઇ ગયા હતા. પોતાની સ્થિતિ બરાબર સમજ્યા છતાં તેનો પ્રતિકાર કરવાનો અવસર રહ્યો નહોતો. કરારનામાની સરતો બરાબર ન પળાવાથી મીરજાફરને અંગ્રેજો આગળ ચોર થવું પડયું. ઘણા લોકો કહે છે કે મીરજાફરે પોતાના સલાહકાર નવકૃષ્ણની સલાહ મુજબ કેટલુંક કિંમતી જવાહીર છૂપા ખજાનામાં છૂપાવી અંગ્રેજોને છેતર્યાં હતા![૨] સિપાઇઓને ચઢેલો પગાર ન આપી

Records of British India, P. 263.

૧ For the moment, the grandees at Murshidabad regarded Clive as the symbol of power, the arbiter of fate, the type of omnipotence, who could protect or destroy at will. One and all were eager to propitiate Clive with presents; such has been the instinct of Orientals from the remotest antiquity.—Early Records of British India, P. 261

૨ It is also well known that besides this

શકવાથી **મીરજાફરને** પોતાના નોકરો આગળ 'વિશ્વાસઘાતી', 'શઠ', 'ફોસલામણો' ઇત્યાદિ ઉપનામો મેળવવાં પડયાં; તેના ભયથી **મીરજાફર** પોતાનું માન જાળવવા અંગ્રેજ સેવાનો આશરો શોધવા લાગ્યો. જે જે સગાં વહાલાંઓએ અત્યાર સુધી તેને મદદ કરી હતી, તેઓ હવે તક મળતાં જુદા જુદા હોદ્દાઓ માગવા લાગ્યા. કોઇ પટણાની નવાબી, કોઇ મુર્શિદાબાદની દિવાની તો કોઇ પુર્ણિયાની ફોજદારી મેળવવા માટે વારંવાર દબાણ કરવા લાગ્યા.[૧] હિંદુ મંત્રીઓ આ ખટપટ જાણી ગયા. તેઓ પોતપોતાના લાભોનું રક્ષણ કરવા માટે **કલાઇવને** શરણે આવ્યા! અંગ્રેજોએ જયારે કરાર મુજબ કલકત્તાની જમીનદારી લખાવી લીધી, ત્યારે **મીરજાફરને** સ્વહસ્તે સહી કરી સનંદમાં લખી આપવું પડ્યું, કે-" આ પરથી હુગલી વિભાગના જમીનદારો, ચૌધુરીઓ વગેરે દરેક જમીનદારવર્ગને જણાવવામાં આવે છે, કે તમે બધા હવેથી કંપનીના તાબામાં ગયા છો; કંપની તમારી સાથે ગમે તેવી રીતે વર્તે તો પણ તમે તે જરા પણ બબડયા સિવાય ચલાવી લેશો, એવી અમારી ખાસ આજ્ઞા છે."[૨] જગત

treasury, there existed another in the Harem, which fact Mir Jaffier concealed from Col. Clive, at the instigation of the Dewan and Colonel's Munshi. —Tarikh-i-Mansuri.

૧ Mutakherin.

૨ Know then, ye Zamindars & tc., that ye are dependents of the Company, and that ye *must*

શેઠના માર્ગમાં કાંટા વેરી અંગ્રેજોને કલકત્તામાં ટંકશાળ સ્થાપવાની સનંદ લખી આપવી પડી,[૧] ખોજા વાજિદના સુરાખારના વેપારને મૂળમાંથી ઉખેડી નાખી, અંગ્રેજોને બિહારમાં સુરાખારના વેપારની કુલ મુખત્યારી આપવી પડી.[૨] આ રીતે યોગ્ય તક મળતાં અંગ્રેજ વેપારીઓ પોતાનો વેપાર ધમધોકાર ચલાવવા લાગ્યા.[૩] આ પ્રમાણે

---

submit to such treatment, as they give you, *whether good or bad*, and this is my express injunction.—Perwanah for the granted lands.

૧ A Mint has been established in Calcutta: continue coining gold and silver into Siccas and Mohurs, of the same weight and standard with those of Murshidabad; the impression to be *Calcutta;* they shall pass current in the Provinces of Bengal, Behar, and Orissa, and be received into the Cadjana; *there shall be no obstruction or difficulty for Kussoor*—Perwanah for the Mint.

૨ At this time, through the means of Col. Clive, the Salt-peter lands of the whole province of Behar have been granted to the English Company, × × × in the room of Coja Mahumed Wazeed.—Perwanah for the Salt-peter of Behar.

૩ Orme, II. 189,

**મીરજાફરને** ચૂસી લીધા છતાં તેમના પેટનો ખાડો ભરાયો નહિ. લવંગ, પાન, **સોપારી** વગેરે જે જે વેપાર કરી દેશના લોકો એ પૈસા કમાતા હતા, તે વેપાર માત્ર અંગ્રેજો એકહથ્થુ કરવા લાગ્યા.[1] ગાદી મળ્યા પછી એક માસમાં **મીરજાફરને** આ જુલમો વિરૂદ્ધ ફરિયાદ કરવી પડી; પરંતુ તેની ફરિયાદ તે કોણ સાંભળે? તેના શબ્દો અરણ્યરૂદન સમાન નીવડયા. તેથી કાંઇ રોગનું કારણ નષ્ટ થયું નહિ; ઉલટું તે અરજ પરથી ભવિષ્યમાં સંપૂર્ણ સત્યાનાશ વળવાનો પાયો નંખાયો![2]

દેશની પ્રજાના હિત માટે અંગ્રેજ વેપારીઓનો સ્વતંત્ર વેપાર અટકાવવા જતાં **સિરાજદૌલાનું** સત્યાનાશ વળ્યું હતું, એ ઐતિહાસિક તત્ત્વ ધીરે ધીરે જાહેરમાં આવવા લાગ્યું. "જેઓ **સિરાજદૌલાની** ઉદ્ધતાઈ ભરી વર્તણુકથી કંટાળી આશા રાખી બેઠા હતા કે વૃદ્ધ **મીરજાફર અલીવર્દીને** પગલે ચાલી પ્રજાનું હિત કરશે; તેઓ **મીરજાફર** અને **મીરનના** અવગુણોથી દુઃખી થઈ **સિરાજદૌલાને** સંભારવા

---

૧ As it is the nature of man to err with great changes of fortune, many not content with the undisputed advantages accruing fron the revolution, immediately began to trade in Salt, and other articles, which had hitherto been prohibited to all Europeans,—Ibid

૨ Meer Jaffier complained of these encroachments within a month after his accession, which

લાગ્યા "[૧] દેશની સ્થિતિ બહુજ શોચનીય થઇ પડી!

અંગ્રેજો મીરજાફરની દુર્દશાનું કારણ સમજી ગયા હતા. તેઓએ હવે ઉપદેશકની પદવી લીધી. ખજાનામાં પૈસો નહોતો એજ આ દુર્દશાનું મૂળ કારણ હતું, તે બધા સમજી ગયા હતા. હજુ પુર્ણિયા અને બિહાર મીરજાફરના તાબામાં આવ્યાં નહોતાં; તે પ્રદેશોપર હુકમ કરવાનું સ્થાપવા સૈન્યબલ અને ધનબલની પુરેપુરી જરૂર હતી! આ વખતે પૈસા વગર ગાદીનું રક્ષણ થઈ શકે તેમ નહોતું, એ વાત બધા સ્વીકારતા હતા. ચતુર ક્લાઇવે આ તકનો બરાબર લાભ લીધો. તેણે મીરજાફરને સમજાવ્યું, કે "લશ્કર એજ બધા ખર્ચનું મૂળ છે; જ્યારે અમે સિંહાસનના રક્ષણની જવાબદારી લીધી છે તો પછી આટલા બધા સીપાઇઓ રાખવાની શી જરૂર

---

although checked for the present were afterwards renewed, and at last produced much more mischief than even disinterested sagacity could have foreseen.—Ibid.

૧ The greatest number of the principal people of the Provinces, disgusted with the bad qualities and tyranny of the late Nawab, had been pleased at his disposal, judging, that as Meer Jaffir was advanced in years and had long served Mohubut Jung, he would follow his example; but upon his accession to power, experiencing his

છે ? અર્ધું લસ્કર વિખેરી નાંખો"[1]. ખર્ચ ઓછું કરવાનો આથી વધુ સરલ રસ્તો બીજો કયો હોઇ શકે ? પરંતુ મીરજાફરે ધાર્યું કે મને પુરેપુરો હાથમાં રાખવા માટે જ ચતુર કલાઇવે આ ઉપદેશ આપ્યો છે ! તે કલાઇવની સલાહ વિરૂદ્ધ કંઇ બોલી શક્યો નહી; પરંતુ એ સલાહ અમલમા મુકવાની આનાકાની કરવા લાગ્યો. તેનાં આ આચરણનું કારણ શું હશે તે કોઈથી અજાણ્યું ન રહ્યું. મીરજાફર પોતાની સ્થિતિ જોઇ કાંપવા લાગ્યો હતો, તે સમજી ગયો કે મેં પરમમિત્ર માની પરમશત્રુને ઘરમાં ઘુસાડયા છે, હવે એ મિત્રના રૂપમાં ઘરમાં પેઠેલા શત્રુને કેવી રીતે બહાર કઢાય એ યુક્તિ ખોળવામાં તે ગુંથાઈ ગયો.-અંગ્રેજો આ વાત સમજી ગયા ![2] આમ

---

behaviour, and more particularly the cruel actions of his son Meeran, a Monster of his time, they now regretted the fall of Seraj-ad-Dowla, and the old saying of "Bless our Former Ruler." was renewed in the tongues of the wise and the simple.—Scott's History of Bengal, P. 79-90

૧ In vain did Colonel Clive represent to him that, instead of drawing his treasury for keeping such am immense army on foot, he had better dismiss one half of them, and rely on the English —Scrafton.

૨ No sooner was Meer Jaffir advanced to the

હોવાથી **મીરજાફર** અને **કલાઇવ** વચ્ચે અંટસ જામ્યો. મોઢાના વિવેકનો પાર નહોતો, પરંતુ બંને છૂપીરીતે પોતપોતાનો સ્વાર્થ સાધવાની તૈયારીઓ કરવા લાગ્યા.

**મીરજાફર** કરારનામામાનાં બાકી રહેલાં બંધનો તોડવાની તક શોધવા લાગ્યો, તે જાણી જઇ કર્નલ **કલાઇવ** પોતાનો પક્ષ બળવાન બનાવવાની તૈયારી કરવા લાગ્યો. આ તૈયારી માટે તેને નવેસરથી તૈયાર થવું પડે તેમ નહોતું. સિરાજદ્દૌલા જેવા પ્રબળ પ્રતાપી નવાબને પદભ્રષ્ટ કરવા માટે જે યુક્તિ **મીરજાફરે** કરી હતી, તેજ યુક્તિનો **કલાઇવે** આશરો લીધો. **કલાઇવ** **મીરજાફરનો** શિષ્ય બન્યો, અને અત્યારે ગુરુદક્ષિણા આપવા તૈયાર થયો. તે જમાનામાં રાજભક્તિ, સ્વદેશપ્રેમ, સ્વજાતિપ્રેમ ઇત્યાદિ સદ્ગુણોવાળાં મનુષ્યો ક્વચિત જ જોવામાં આવતાં; બધાં માણસો એક બીજાનાં ગળા પર છરી ફેરવવાને તત્પર થઇ રહેતાં. **મીરજાફરના** દરબારમાં આવા લોકોનો તોટો નહોતો. **કલાઇવે** એવા લોકોમાં પક્ષ પાડી, એક પક્ષનું મુરબ્બીપણું સ્વીકાર્યું.[1] **મીરજાફરની** છૂપી મસલતો **કલા-**

Subahship, than he began to feel his own strength; and look on us rather as rivals, than allies; and his first thoughts were, how to check our power and evade the execution of the treaty.—Scrafton.

૧ (Meer Jaffier) formed his plan quite differently and seemed to think himself sufficiently powerful to dispute the remainder of the treaty;

ઇવને કાને આવવા લાગી. ઘરના ઉંદર જેવા લોકોની મહેનતથી અંગ્રેજોની ખિલતી જતી રાજ્યશક્તિ **મીરજાફરને** હંફાવવા અવસર શોધવા લાગી. **મીરજાફરે** જોઈ લીધું, કે મારાં પાપનો ઘડો ભરાઈ ચૂક્યો છે! દયા, માયા, કર્તવ્યબુદ્ધિ બધું અગાધ સમુદ્રને વિષે વિસર્જન કરી, મેં ઇસ્લામનાં પવિત્ર નામ પર કાળાશ ચડાવી છે. રાજ્ય મેળવવા માટે મારા વ્હાલા પુત્ર **મીરાના** માથાપર હાથ મૂકી, પ્રભુનું પવિત્રનામ લઇ, પવિત્ર કુરાનનો સ્પર્શ કરી. હું ખોટી પ્રતિજ્ઞા લેતાં પણ અચકાયો નથી. હાય! તે સિંહાસન આજે અંગ્રેજોના પગ નીચે કચરાય છે. હાય! આટલું બધું કર્યા છતાં સિંહાસનપર બેઠેલા **સુજા-ઉલ-મુલ્ક હાસામેઃદ્દૌલા મીર-મહમ્મદ જાફરઅલી** ખાં બહાદુર **મહબત** જંગ, **બંગ**, **બિહાર** અને **ઓરિસ્સાનો** ખરો નવાબ નથી; તે કેવળ કર્નલ **ક્લાઇવની** કૃપાથી ઉછેરેલો, તેના ઇસારા મુજબ ચાલતો, તરણાંથી પેટ ભરતો, ભાર ઉપાડી ઉપાડી દુર્બળ બની ગયેલો ગધેડો છે! હાય! અદૃષ્ટ!!



and to this he bent all his future politics;—the natural consequence of wich was, that we were necessitated to strengthen ourselves, by forming a party in his own court, to be a continual check upon him; a matter by no means difficult, in a country where loyalty and gratitude are virtues almost unknown.—Scrafton.

## પ્રકરણ ૫ મું

## કર્મ ફળ

Every transaction since Plassey–the suppression of the risings within, repulse of the two formidable invasions from without, the crushing of the Dutch–had confirmed and strengthened the predominance of the English. Mr. Jaffar had become simply a tool whom the circumstances of every year forced to be more submissive. Against this position the whole soul of Mir Kasim revolted.—*Col Malleson.*

બંગાળા, બિહાર અને ઓરિસ્સાના છેલ્લા સ્વતંત્ર નવાબનું નામ મીર કાસિમ હતું.[૧] તે ઇતિહાસમાં કાસિમઅલીના નામથી પણ ઓળખાય છે. તેની પડતી થયા બાદ જે નવાબો ગાદીપતિ થયા તે

સ્વતંત્ર રીતે અમલ ચલાવી શક્યા નથી. તે માટે કાસિમઅલીનો ઇતિહાસ એજ બંગાળા, બિહાર અને ઓરિસ્સાના મુસલમાની અમલનું છેલ્લું ચિત્રપટ છે!

પ્લાસીની લડાઇ પછી મુસલમાન અમલનાં મૂળ ખોદાવા લાગ્યાં. અંગ્રેજ સેનાપતિએ **મીરજાફરને** બંગાળા, બિહાર અને ઓરિસ્સાનાં મસનદપર બેસાડી રીતસર નજરાણું કર્યુ હતું. છતાં લોકો સમજ્યા હતા, કે **મીરજાફર** નામનો નવાબ છે; અંગ્રેજ સેનાપતિ અને તેમના બંદુકધારી સિપાઇઓ જ ખરેખરા માલિક છે. ઇતિહાસ લખનારાઓ લખી ગયા છે, કે **પ્લાસીની** લડાઇમાં બાહુબળવડે વિજય મેળવી અંગ્રેજોએ હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નાંખ્યો છે. ખરી રીતે છૂપું કરારનામું એજ નવીન સામ્રાજ્ય સ્થાપવાનો મૂળ પાયો હતો. તેમાં બાહુબળે બહુજ ઓછો ભાગ ભજવ્યો છે. અંગ્રેજો સાથે કાવતરાંમાં જોડાતી વેળા લોભમાં અંધ બની ગયેલા **મીરજાફરે** અંગ્રેજોને હદથી જાદે ઇનામો આપવાનું સ્વીકાર્યું, એ ઇનામની રકમેજ આગળ જતાં મુસલમાની અમલને શિથિલ કરી બ્રિટિશ સામ્રાજ્ય વધાર્યું હતું. જેમ દેવાદારનાં ઝુંપડાં વખત જતાં શાહુકારના રંગમહેલમાં ફેરવાઇ જાય છે, તેમ છૂપાં

---

૧. ખરૂં નામ કાસમ છે; પરંતુ ઇતિહાસમાં કાસિમ નામ જાહેર થએલું હોવાથી આ ગ્રંથમાં પણ તે જ નામ વાપરવામાં આવ્યું છે.

કરારનામાંના આંકડાઓને વળગી રહી શાહુકાર અંગ્રેજોએ દેવાદાર **મીર**જાફરના રાજ્યને પોતાનું કરી લીધું !

બધું સોંપી દીધા છતાં **મીર**જાફર દેવામાંથી છૂટયો નહિ; ઉલટું બધું સોંપી દીધાથી રાજ્ય ચલાવવાનું મુશ્કેલ થઇ પડ્યું ! તક સાધી અંગ્રેજ સેનાપતિએ મુખ્ય મુખ્ય મંત્રીઓને પોતાના પક્ષમાં ખેંચી લીધા, તેથી **મીર**જાફર માટે બિનહરકતે રાજ્ય ચલાવવાની તક પણ જતી રહેવા લાગી[૧]. આગળ વધવાનું સાહસ અને પૈસો જેમ જેમ ઓછો થવા લાગ્યો, તેમ તેમ **મીર**જાફરની રાજ્ય ચલાવવાની ઉંચી અભિલાષાઓ દુઃખી રૂદનના રૂપમાં ફેરવાવા લાગી! તેનાં કર્મનાં ફળ પણ થોડા જ દિવસમાં પાકી ગયાં!

કલકત્તાના અંગ્રેજોની ક્ષુધા વધવા લાગી. જેમ જેમ પૈસા મળતો ગયો, તેમ તેમ તેમની ક્ષુધા અગ્નિમાં ઘીની આહુતિ પડતાં જેમ અગ્નિ વધુ જોસથી સળગી ઉઠે, તેમ ભભુકવા લાગી. તેઓ જળમાર્ગે અને સ્થળમાર્ગે વેપાર વધારવાના નવા નવા રસ્તાઓ શોધી, ગરીબ બંગાળીઓના કોળિઆ ઝડપી લેવા લાગ્યા. **નવાબ મુર્શિદ કુલીખાં**ના સમયમાં આ પ્રયત્ન સફળ થયો નહોતો; **સિરાજ-દૌલા**ના સમયમાં પણ એ પ્રયત્ન સફળ કરવા જતાં અંગ્રેજોને ઘણું

---

૧ We were necessitated to strengthen ourselves by forming a party in his own Court to be a continual check upon him, a matter by no means difficult in a country where loyalty and gratitude are virtues almost unknown.—Scrafton.

ખમવું પડયું હતું. હવે સમય ફર્યો હતો. કંપનીનું નિશાન ઉડાડી બધા અંગ્રેજો બિનજકાતે વેપાર કરવા લાગ્યા[૧]. આવી જાતનો વેપાર પહેલાં થઇ શકતો નહિ; કારણ તેઓ આમ કરતા કે તરત તેમને અટકાવવામાં આવતા. હવે એ શક્તિ અને સાહસ ન હોવાથી દેશમાં અરાજકતા ફેલાવા લાગી. મુસલમાની અમલના ચુરેચુરા થઇ ગયા છે, તે વાત લોકોથી અજાણી ન રહી!

જેઓના બાહુબળ અને અમલ ચલાવવાની શક્તિ પર આધાર રાખી મુસલમાનો અત્યાર સુધી બંગાળા પર રાજ્ય ચલાવતા હતા, તેઓ મીરજાફર પર વિશ્વાસ ન રાખતાં પોતપોતાના સ્વાર્થ સાચવવા તત્પર થઇ રહ્યા હતા. કોઇ બળ બતાવી, કોઇ યુક્તિ વાપરી, કોઇ બીજો હરકોઇ ઉપાય ગ્રહણ કરી એમ સૌ કોઇ નવાબના અમલથી સ્વતંત્ર થવા લાગ્યા. પુર્ણિયા શત્રુઓથી ભરપૂર થઇ રહ્યું હતું, બિહાર બળવો ઉઠાવવાની અણીપર હતું, રાજધાની હાહાકાર કરી રહી હતી. ખજાનો ખાલી હતો, દિલ્હીનો શાહજાદો બંગાળા પર હુમલો લાવતો હતો—એકી સાથે આટલી બધી અડચણો એકત્ર થઇ મીરજાફરને ઉત્તરોત્તર અંગ્રેજોનો ગુલામ બનાવવા લાગી! તે ગળાના બંધ છોડી શકયોજ નહિ; દરેક બનાવ તેનો ફાંસો દૃઢ કરવા લાગ્યો, તેને બેભાન બનાવવા લાગ્યો! રાજમુકુટ દુઃખની ખાણ સમાન જણાવા લાગ્યો; ખરેખરો અમલ ચલાવવાની શક્તિ ગૂમ થઇ જવાથી મીરજાફરના ધોળા વાળ દહાડે દહાડે વધુ ધોળા થવા લાગ્યા જેઓ મીરજાફરના મદદગાર હતા, તેઓમાંના કોઇ કોઇ મીરજાફરનો ખુલ્લી રીતે તિરસ્કાર કરવા લાગ્યા.

૧ Malleson's Decisive Battles of India.

મીરજાફરને પોતાની ભૂલ સમજતાં વાર ન લાગી. તેણે છૂપી રીતે અંગ્રેજો સાથેનું બંધન તોડી નાંખવાની તૈયારીઓ કરી હતી; પરંતુ ભાગ્યના દોષથી એ પ્રયત્નો સફળ ન થયા. એડમિરલ વોટસન અકાળ મોતે મુઓ; કર્નલ કલાઇવ મીરજાફરના દોષો બતાવી વિલાયત પત્ર લખવા લાગ્યો. એક સમયે જાવાના વલંદાઓ ગંગાનદીમાં લડાયક વહાણો લાવી રાજ્યમાં ઉથલપાથલ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. અંગ્રેજોએ આ બનાવને મીરજાફરની ઉશ્કેરણીથી બનેલો જણાવ્યો. મીરજાફરને તે માટે ઠપકો આપવામાં આવ્યો. મીરજાફરે એક હાથે આંસુ લૂછતાં લૂછતાં, બીજે હાથે કલાઇવને નામે એક કિંમતી જાગીર ચઢાવી આપીને જેમ તેમ કરીને રાજગાદી બચાવી[૧]. ત્યાર પછી થોડે દિવસે વજ્રાઘાતથી તેના પ્રિય પુત્ર મીરણનું મરણ થયું!

'મુર્શિદાબાદ કહાણી' નામના ઇતિહાસમાં લખ્યું છે, કે "મીરણનાં (વજ્રાઘાતથી) મરણના સંબંધમાં કંઇ ગોલમાલ છે એવો ઘણા લોકોને વિશ્વાસ છે." આમ ગોલમાલ જણાવાનું કારણ શું હશે તે બિનશકે તપાસી શકાય તેમ નથી. મીરણ સિરાજદૌ-

૧ The complicity of Meer Jaffir in (the) Dutch Expedition, was beyond all doubt. Indeed it might be conjectured that Clive got his *Jaghiri*, not because he had defeated Shajada, but because Meer Jaffir was in mortal terror, lest Clive should punish him for his intrigues with the Dutch.

—Early Records of British India, 226

લા જેવોજ ઉદ્ધત યુવક હતો; પરંતુ તે યુવરાજ થયો એટલે વધુ ઉદ્ધત અને નિષ્ઠુર બની ગયો હતો. આથી તે દેશની પ્રજાને અપ્રિય થઇ પડયો હતો! લોકો કહે છે કે "તેના હુકમથી દાસેટિ બેગમ અને અમિના બેગમને ઢાકામાં હોડીઓ સાથે નદીમાં ડુબાડવામાં આવ્યાં હતાં. ડુબતી વેળાએ સ્ત્રીઓએ 'મીરણપર કડકડતી વીજળી પડજો' એવો શ્રાપ આપ્યો હતો, એ શ્રાપ ફળ્યો. મીરણપર કડકડતી વીજળી પડી, અને મીરજાફરનો વહાલો પુત્ર અકાળ મોતે મુઓ." આ પ્રમાણે મીરણનાં મરણના સંબંધમાં જુદી જુદી દંતકથાઓ સાંભળવામાં આવે છે, પણ તે વિષે કંઇ વિશ્વાસયોગ્ય પ્રમાણો મળતાં નથી. તે સમયનો ઇતિહાસ લખનાર ગુલામહુસેન વીજળી પડવાથી મરણ થયાની વાત નોંધી ગયેલ છે. રાજમહાલમાં એ ચંચળ યુવકની કબર અત્યારે પણ જોવામાં આવે છે.

મીરણનું મરણ એ બંગાળાના ઇતિહાસની એક પ્રસિદ્ધ ઘટના છે. આ બનાવથી જ બીજી ઉથલપાથલની શરૂઆત થઇ. દુઃખથી પીડાતા નવાબને દિલાસો આપનાર કોઇ ન રહ્યું, જેઓએ મીરજાફરને ગાદીએ બેસાડયો હતો, તેઓ જુદે જુદે સ્થળે ચાલ્યા ગયા;– કોઇ વિલાયતની પ્રજાને નવાઇ પમાડવા સ્વદેશમાં નવીન નવાબ બની પ્લાસીની લડાઇની અલૌકિક વીરત્વની વાતો મસાલો ભેળવી મિત્રવર્ગ આગળ અતિ આનંદથી કહેવા લાગ્યા!

એ સમયે જેઓ કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલના મેમ્બરો હતા, તેઓમાંના ઘણા ખરા પૈસાલોભી હતા. તેઓ પોતાનું પેટ ભરવા માટે મીરજાફરને પદભ્રષ્ટ કરવાનો વિચાર કરવા લાગ્યા. ઈ. સ. ૧૭૬૦ ના ફેબ્રુઆરીની ૮ મી તારીખે કલાઇવ વિલાયત ગયો,

તેથી થોડા રોજને માટે હૉલ્વેલ સાહેબ કાઉન્સિલના પ્રમુખ નીમાયા. પિટર એમિયટ, મેજર કેઇલોડ, સમ્નર અને મેક્ગાયર એ મહાશયો કાઉન્સિલના મેમ્બરો તરીકે નીમાયા.[1]

હોલ્વેલ ફક્ત થોડા જ વખત અંગ્રેજ કાઉન્સિલનો પ્રમુખ બની 'ગવર્નર હોલ્વેલ' ના નામથી ઓળખાયો હતો; પરંતુ એ થોડા સમયમાં એ પોતાનું નામ ચિરંજીવ કરી ગયો છે. તે પ્રથમ વૈદકનો ધંધો કરવા માટે હિંદમાં આવ્યો હતો; પરંતુ હિંદમાં આવ્યા બાદ એ વિચાર છોડી દીધો અને કલકત્તાના 'કલેક્ટર' અર્થાત્ જમીનદારની પદવી લીધી. આ પદવીપર હતો ત્યારે પૈસા અને માન આબરૂનો તોટો નહોતો. સિરાજદ્દૌલાએ કલકત્તાને ઘેરો ઘાલ્યો, એટલે ડ્રેક સાહેબ તો પલાયન કરી ગયા, તેની સાથે મુખ્ય મુખ્ય સેનાપતિઓ પણ નાસી ગયા. આથી કિલ્લામાંના લોકોએ હોલ્વેલ સાહેબને સેનાપતિ નીમ્યા. હોલ્વેલે કિલ્લો ન છોડ્યો. બે દિવસ સુધી તેમણે કિલ્લાનો બચાવ કર્યો, પણ કંઇ કારી ન ફાવતાં

[1] Governor Clive departing for Europe, the 8th of February, 1760, Mr. Holwell succeeded by his rank to the Government; established committee entrusted with the conduct of all political occurrance with the Government consisted of the President, Peter Amyatt Esqr., Major Cailand, W. B. Sumner Esqr. and W. Maceguire Esqr.—India Tracts. P. 22.

તેમને શરણ થવાની જરૂર પડી; છેવટે 'કાળી કોટડીમાં' પુરાયા છતાં તેમને મુર્શિદાબાદનાં કેદખાનામાં થોડા દિવસ સડવું પડ્યું. આ બધી વાતો મીઠુંમરચું ભેળવી વિલાયતમાંના ઉપરીઓને કાને પહોંચાડવામાં આવ્યાથી હોલ્વેલની કીર્તિ વધી હતી, પરંતુ છેવટે એ સાહેબની આ બહાદુરીની ખરી હકીકત વિલાયતમાં પહોંચી. ડિરેક્ટરોએ એ બાબતની ચર્ચા કરવા માંડી, તેથી હોલ્વેલ સાહેબને પોતાનું માન જાળવવા રાજીનામું આપી સ્વદેશ જવું પડ્યું. રાજીનામું આપતાં હોલ્વેલે લખ્યું હતું, કે કંપનીનો સ્વાર્થ સાધવા, તેની આબરૂ બચાવવા મેં શું નથી કર્યું? પરંતુ તે બદલ ઉપકાર માનવો તો રહ્યો, પણ ઉલટા મારા નામપર ખોટા અપવાદો ચડવાથી મારે જેમ બને તેમ જલદી મારી જગાનું રાજીનામું આપવું પડે છે!" જેની કલમ દ્વારા કાળી કોટડીની અતિશયોક્તિથી ભરપુર વાત પ્રસિદ્ધ થઇ છે, તેનીજ કલમવડે લખાએલ આ રાજીનામું, કાળી કોટડીના બનાવની પેઠે ઇતિહાસકારોને આકર્ષી શક્યું નથી.[૧]

૧ The many unmerited and consequently unjust marks of resentment which I have lately received from the present Court of Directors, will not suffer me longer to hold a service, in the cause of which, my steady and unwearied zeal for the honor and interest of the Company, might have expected a more equitable return.—Holwell's letter to the President, 29 September 1760. (India Tracts, P. 377-378)

હોલ્વેલ મુસલમાન નવાબોનો મિત્ર ગણાતો નહોતો. તે અવસર મળ્યે તેઓની બહુજ નિંદા કરતો, તથા તેઓની અમલ ચલાવવાની શક્તિ તરફ અવજ્ઞા બતાવતાં ચૂકતો નહિ. ક્લાઇવ વિલાયત ગયો, હોલ્વેલના હાથમાં રાજ્યની લગામ આવી, તેના છૂપા વિચારો ધીમે ધીમે પ્રકટ થવા લાગ્યા. તેણે કાળી કોટડીના બનાવની કરૂણરસ રેલાવતી વાર્તા લખી વિલાયતને રડાવ્યું હતું, છતાં ભાગ વહેંચતી વેળા તેને એક લાખ રૂપીઆ કરતાં વધુ કંઇ મળ્યું નહોતું! હોલ્વેલ તે વખતે તો કંઇ બોલી શકે તેમ નહોતું; કારણ કે તે હલકા દરજ્જાનો અમલદાર હતો! આ વખતે તેને ખોટું તો બહુ લાગ્યું છતાં નિરુપાય હોવાથી બધું સહન કરવું પડ્યું. એ હોલ્વેલ અત્યારે કર્ત્તાહર્ત્તા થયો હતો. વેરની લાગણીથી તે બળ્યા કરતો હતો. અને આવી તક તે ગુમાવે એ સંભવિત નહોતું. હોલ્વેલના હૃદયમાં જે વેરની આગ ભભુકતી હતી, તેમાં અભાગીઓ મીરજાફર પતંગની પેઠે પડયો!

મીરજાફરને પદભ્રષ્ટ કરી, મુર્શિદાબાદની રાજગાદી ફરીથી મોંધી કિંમતે વેચવી અને એ ઉપાયવડે પોતાનું પેટ ભરવું એ જ જેનો ઉદ્દેશ થઇ પડયો હોય, તેને મીરજાફરના દોષો શોધતાં શી વાર? કાળી કોટડીના બનાવ જેવી બીજી નવલકથા રચતાં શી વાર? જે કાળી કોટડીના બનાવનો અલૌકિક ઇતિહાસ રચી ઇતિહાસમાં ચિરંજીવ બની ગયો છે, તેના હાથે વળી ઇતિહાસ રચવાની જવાબદારી સ્વીકારી!

હોલ્વેલે સુંદર ભાષામાં, કરૂણરસથી ભરપૂર મીરજાફર વિરુદ્ધ એક ખૂનરેજીની વાર્તા લખી કાઢી. તે વાર્તાનું નામ રાખ્યું

"હાકાની ખુનરેજી." હોલ્વેલ પૈસા પેદા કરવાના ઉપાયો ખોળી કાઢવામાં અને તેમ કરતાં નીતિશાસ્ત્રની મર્યાદા ઓળંગવામાં કેવો હોશિયાર હતો, તે વાત તે જમાનાના અંગ્રેજોએ લખેલા લેખોમાં સ્પષ્ટ રીતે બતાવવામાં આવી છે[૧].

"કાળી કોટડીના" બનાવ સંબંધમાં હજુ વાદવિવાદ ચાલે છે. હજુ પણ ઇતિહાસનો સરલ સિદ્ધાંત સર્વત્ર સ્વીકારવા જેટલી ઉદારતા દર્શાવવામાં આવતી નથી. હમણાં જ કલકત્તાના સરિયામ રસ્તાની બાજુએ કાળી કોટડીના બનાવનો સ્મરણ સ્તંભ ફરીથી ઉભો કરવામાં આવ્યો છે; કાળી કોટડીના બનાવનાં ખરાપણાં વિષે શંકા ઉઠાવતાં ઘણાખરા લોકો વિસ્મયથી, ગુસ્સાથી, અગર દ્વેષથી લેખકને જુદા જુદા પ્રશ્નો પૂછી મુંઝવી નાખે છે! પરંતુ

---

૧ Being blest with a genius, uncommonly fertile in expedients for *raising money*, and further unclogged by those silly notions of punctilio, which often stand in the way between some people and fortune, he had projected and put in practice several *inferior manœuvers;* but *chef d' seuvre*, this master scheme, though formed almost as soon as he came to power, time did not allow him the honour of executing.—Reflections on the pres nt state of our East Indian Affaers, P. 37.

હૉલ્વેલે લખેલી "ઢાકાની ખુનરેજી" તો તદ્દન ખોટી છે, તે બાબતમાં કશો શક નથી, કશો વાદવિવાદ નથી. હૉલ્વેલના સ્વદેશી અમલદારો પોતે લખી ગયા છે, કે " એ વાત તદ્દન ખોટી છે; તેમાં સત્યનો અંશ પણ નથી !"[૧].

હૉલ્વેલ કેવળ નવલકથા લખીને જ અટક્યો નહિ; તેણે તો મીરજાફરને પદભ્રષ્ટ કરી તેની જગાએ કોને ગાદીપતિ બનાવવો, ને નવા નવાબ પાસેથી કંપની બહાદુર અને કાઉન્સિલના મેમ્બરોએ કેટકેટલી રકમ લેવી વગેરે બધું નક્કી કરી દીધું. ક્લાઇવ સ્વદેશ ગયા બાદ વાન્સિટાર્ટની ગવર્નર તરીકે નિમણુક થઇ હતી. તે આવે ત્યાં સુધીમાં બધું પતાવી નાખવાની હિંમત ન ચાલવાથી હૉલ્વેલ તેના આગમનની રાહ જોતો બેઠો. જે ભાગ્યશાળી યુવક આ કાવતરાંવડે રાજ્ય મેળવવા તલપી રહ્યો હતો, મીરજાફરને પદભ્રષ્ટ થએલો જોવા ઉંચોનીચો થઇ રહ્યો હતો, તે મીરજાફરનો જમાઇ હતો; તેનું નામ મીરકાસિમ હતું !



---

૧ In justice to the memory of the late Nabab Meer Jaffier, we think it incumbent on us to acquaint you that horrible massacre with which he is charged by Mr. Holwell............are *cruel aspersions* on the character of that Prince, *which have not the least foundation in* truth.—Letter to Court, 30 Sep. 1766. Supplement.

## પ્રકરણ ૬ ઠ્ઠું

# કિંમત ઠરાવી

Admitted to the deliberations of the English councillors, Mir Kasim, feeling his way carefully, soon came to the conclusion that *there was not one amongst them who could not be bought.* His father-in-law had bought their predecessors; he could ascertain their price, and buy them—Col. Malleson.

બંગાળીઓના દુર્ગુણોથી રાજ્યખટપટમાં પેસવાનો લાભ મેળવી, અંગ્રેજ વેપારીઓ છૂપાં કાવતરાંમાં ભળ્યા. સિરાજુદ્દૌલાને હરાવી મીરજાફરને ગાદીએ બેસાડ્યો. આ બનાવ બનતાં ચોતરફથી બંગાળા

તરફ નજર ખેંચાઇ ! ફ્રેંચો વેર વાળવાનો લાગ શોધવા લાગ્યા; દિલ્હીનો શાહજાદો પિતાની ગાદી પાછી મેળવી શકે તેમ ન હોવાથી બંગાળાની સુબેદારી મેળવવા માટે સેના એકઠી કરવા લાગ્યો; મરાઠા ઘોડેસ્વારો પાછા લૂટફાટ કરવા માટે ચઢી આવે છે એવી વાત ફેલાઈ.

અંગ્રેજ વેપારીઓ મીરજાફરનું રક્ષણ કરવા બંદુકો હાથમાં લઇ ઉંઘ તજી, નક્કી કરેલા મહેલો, છાવણીઓ અને કિલ્લાઓ સાચવતા હતા; તેઓના અમલદારો કંપનીના વેપારમાં ધ્યાન ન આપતાં પોતપોતાનો સ્વાર્થ સાધવા ખાનગી વેપાર કરવા તલસતા હતા; મીરજાફરને હાથમાં રાખી, તેના નામે બંગાળા, બિહાર અને ઓરિસ્સા પર અમલ ચલાવવાના તરંગોમાં મશગૂલ બની, કલાઇવ, કિલ્લાઓ બાંધવામાં પોતાનું બધું ધ્યાન આપી રહ્યો હતો:–આ સ્થિતિની ખબર મળતાં વિલાયતની બોર્ડ ઓફ ડિરેક્ટર દુઃખી થઈ. તેમની મુડીનો ઘણો ખરો ભાગ ઇંટોના બંધાવેલા કિલ્લાના પાયામાં દટાય, એ તેઓને ગમતું નહોતું[૧]. તેઓ વારંવાર કલાઇવને સાવચેત કરવા લાગ્યા. પરંતુ તેઓનું કહેવું સાંભળે જ કોણ? તેઓ તો સેંકડો યોજન દૂર બેઠા હતા, ત્યાં બેઠાં બેઠાં અંગ્રેજ કાઉન્સિલના કાર્યપ્રવાહને રોકવાની શક્તિ તેમનામાં નહોતી. કંપનીના અમલદારો રાજ્ય મેળવવાની લ્હાયમાં વેપાર ચલાવવા તરફ અગાઉ જેવો ઉત્સાહ બતાવવા તૈયાર ન થયા !

---

૧ Long's Selections from the Records of the Government of India.

આ નવી નીતિ પ્રમાણે કામ કરતાં જે અશુભ ફળ આવવું જોઇએ, તે આવ્યું. હોલ્વેલ કામચલાઉ ગવર્નર થયો, ત્યારે કંપનીના ખજાનામાં ઉંદરડા રમતા હતા કંપનીએ વ્યાકુળ થઇ જગતશેઠ પાસે પૈસા માગ્યા. વોરન હેસ્ટિંગ્સ દ્વારા એ વિનંતિ જગતશેઠને કરવામાં આવી. પરંતુ જગતશેઠે પૈસા આપવાની ચોકખી ના પાડી. આ સમાચાર હોલ્વેલને મળતાં તેણે ભવિષ્યમાં જગતશેઠના વંશનું સત્યાનાશ વાળવાની ધમકી આપી; છતાં જગતશેઠે પૈસા તો ન જ આપ્યા. હોલ્વેલે વોરન હેસ્ટિંગ્સને લખી મોકલ્યું, કે "એક એવો સમય આવશે, કે જ્યારે જગતશેઠને કંપનીનો આશ્રય લેવાની ફરજ પડશે; તે વખતે તેને શયતાનના હાથમાં સપડાવું પડશે અને અપાર પીડા ભોગવવી પડશે આ વાત તમે જગતશેઠને બરાબર સમજાવશો[૧]!" આ વખતે અંગ્રેજ કંપનીની અવસ્થા એવી તો બૂરી થઇ પડી હતી કે મીરકાસિમે જાણ્યું, કે આજ તક સાધવાનો સમય છે.

પહેલી ઉથલપાથલથી શત્રુ અને મિત્ર બંનેની દિવ્ય દૃષ્ટ વિકાસ પામી હતી. બંગાળીઓની દુર્બળતાનું મૂળ કયું છે, તે અંગ્રેજો સમજી ગયા હતા; અને અંગ્રેજોની દુર્બળતાનું મૂળ કયું છે, તે બંગા-

૧ A time may come, when they may stand in need of the Company's protection, in which case they may be assured *they shall be left to satan* to be buffeted.—Letter from J. L. Holwell to Mr. Warren Hastings, dated, Fort William, May. 8. 1760.

ળીઓ સમજી ગયા હતા. આ સ્થળે કોઇને કશી આનાકાની કરવાનું કારણ રહ્યું નહિ. **મીર** કાસિમ જાણતો હતો, કે બધા અંગ્રેજ અમલદારોની કિંમત છે; કિંમત કરાવી લેતાં એ બધા ખરીદી શકાય છે. **મીરજાફરે** એક ટોળાંની કિંમત કરાવી ખરીદી લીધું હતું; જમાઇ **મીર** કાસિમે એક બીજાં ટોળાંનું મૂલ્ય કરાવી તેને ખરીદવાના પ્રયત્નો માંડયા. અંગ્રેજો અને બંગાળીઓ આ પ્રમાણે સ્વાર્થના ફેરામાં પડી છૂપાં કરારનામાની પ્રતિજ્ઞાઓ તોડી પરીથી છૂપી મસલતો ચલાવવા લાગ્યા !

**મીરજાફરની** વિરુદ્ધ કાવતરાંની જાળ ગુંથાઈ હતી. એ કાવતરાંમાં કઇ યુક્તિવડે **મીરજાફરને** સ્થળે **મીર** કાસિમ ગાદીપતિ થયો, તે બહુ નવાઇ જેવી બાબત છે. જે કાવત્રાંરૂપી જાળમાં સપડાઈ **મીરજાફર** પદભ્રષ્ટ થયો હતો તે કાવતરાંનું ઐતિહાસિક સત્ય ખોળવા જતાં ઘણા ભેદ ખુલ્લા થઈ જાય છે.

**મીર** કાસિમને અંગ્રેજોપર વિશ્વાસ નહોતો. તેને પણ સિરાજદ્દૌલાની પેઠે અંગ્રેજોને ધિક્કારવાની કેળવણી મળી હતી. સિરાજદ્દૌલા રાજા હતો, તે હૃદયની લાગણીઓ ન દબાવતાં બાળપણથી અંગ્રેજોપરની અદેખાઇ બતાવી આપતો હતો. **મીરકાસિમ** અમલદાર હતો. તેને અંગ્રેજો તરફ અદેખાઇની લાગણી બતાવી આપવાની જરૂર નહોતી, માટે અંગ્રેજો તેને મિત્ર માની બેઠા હતા; તે પણ પોતાનો સ્વાર્થ સાધવા માટે અંગ્રેજોની એ ભૂલ બતાવી આપવાની જરૂર જોતો નહિ. કર્નલ કલાઇવ પોતે **મીરકાસિમને** અંગ્રેજોનો જાની મિત્ર માનતો હતો. તે વિલાયત ગયો ત્યારે **મીરકાસિમને** ઉંચે દરજ્જે ચઢાવવા માટે ખાસ ભલામણપત્ર લખી આપતો ગયો હતો.

આ ભલામણપત્ર મીર કાસિમની ઉન્નતિનાં પહેલાં પગથિઆં રૂપ હતું !

કલાઇવે વિલાયત જતી વેળા કેલિઓડને સેનાપતિનો ઓદ્દો આપ્યો હતો. તે ગવર્નર હોલ્વેલનો મુખ્ય મદદગાર થઈ પડયો. આ ફેરફાર થયા બાદ ત્રણ માસમાં મીર કાસિમની આશા સફળ થવાનાં ચિહ્નો જણાવા લાગ્યાં. ગવર્નર હોલ્વેલે ૫ મી મે ને રોજ સેનાપતિ કેલિઓડપર પત્ર લખ્યોઃ—" મીરકાસિમ માટે કર્નલ કલાઇવ જે ભલામણ કરી ગયા છે તે વાત ફરીથી જણાવું છું. આ સંબંધમાં મેં નવાબને પણ પત્ર લખ્યો છે. જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ રાજા રામનારાયણની રાજભક્તિ અને કાર્યદક્ષતાપર શક લાવવાના કારણો જણાતાં જાય છે. નવાબ કદાચ જેમ બને તેમ જલદી તેને અને તેની હાથ નીચેના અમલદારોને બરતરફ કરશે. મારી સાથે આ બાબતમાં આપનો મતભેદ ન હોય, તો આપ કાસિમઅલીને મજકુર જગાએ લાવવાની પેરવી કરશો. હું તેથી આપનો બહુ આભારી થઇશ. "

આ પત્રમાં કાસિમઅલીને ઉંચો દરજ્જો આપવા માટે હોલ્વેલ જે વ્યગ્રતા બતાવે છે, તે વ્યગ્રતાનું મૂળ કારણ શોધવાની ઇચ્છા કોને ન થાય ? એ જમાનામાં યોગ્યતાની કદર દાખલ કોઇને ઉંચે ઓદ્દે ચઢાવવાનો પ્રયત્ન અંગ્રેજ વેપારીઓ કરતા નહિ. તે જમાનામાં તો સ્વાર્થ એજ બધાં કાર્યોનું મૂળ ગણાતું હતું. હોલ્વેલ ગવર્નર થયો કે તરત તેની મીર કાસિમ સાથે ઓચિંતી મુલાકાત થઈ, તે વખતે મીર કાસિમ મરાઠાઓને અટકાવવા લશ્કર લઇ મેદિનીપુર તરફ જતો હતો. હોલ્વેલ સાથે મુલાકાત થતાં તેણે હોલ્વેલની મદદથી પટણાની નવાબી મેળવવાનો પ્રયત્ન કર્યો અને એ પ્રયત્ન સ-

ફળ થતાં હોલ્વેલને યોગ્ય ઇનામ અપવાનો લોભ બતાવ્યો હશે એમાં કશો શક નથી. **મીર**કાસિમ કેવળ પટણાની નવાબી મેળવી સંતોષ પામત એવું જણાતું નહોતું. કારણ કે ચતુર **મીર** કાસિમ હોલ્વેલની વાતચીતપરથી સમજી ગયો હતો, કે અંગ્રેજો જેમ બને તેમ જલદી **મીર**જાફરને પદભ્રષ્ટ કરશે, અને શાહજાદાને દિલ્હીની ગાદીપર બેસાડી તેની પાસેથી ખાસ ફરમાન મેળવી બીજા કોઇને નવાબ તરીકે મુર્શિદાબાદના તખ્તપર બેસાડશે; તથા એ નામના નવાબની વતી પોતે જ બંગાળ, બિહાર અને ઓરિસ્સાપર હકુમત ચલાવશે. આ યોજના કાસિમઅલીને રુચિકર ન નીવડી; તેથી તે ગમે તે ઇલાજે એ યોજના પ્રમાણે થતું કાર્ય અટકાવવા ઇચ્છતો હતો. એ વખતે પટણાની નવાબી હાથમાં આવતાં તાત્કાલિક સગવડ મળે તેમ હતું. તે માટે કાસિમઅલી પ્રથમ તો પટણાની નવાબી મેળવવા માટે હોલ્વેલને શરણે આવ્યો. અંગ્રેજો **મીર**જાફરને પદચ્યુત કરવાના છે, એ વાત સાંભળી તેની આકાંક્ષા વધુ આગળ વધી. તેણે હોલ્વેલની કિંમત કરાવી લીધી હતી. હોલ્વેલ મારફતે **મીર**જાફરને પદભ્રષ્ટ કરવાની તૈયારીઓ થવા લાગી.

આવાં મોટાં કાર્યમાં હાથ નાખવાથી કંપનીને અને કંપનીના નોકરોને પૈસા મળવાની આશા હતી. પરંતુ **મીર**જાફર જેવા આળસુ તથા અફીણીઆને પદભ્રષ્ટ કરવાનો વિચાર અંગ્રેજ કાઉન્સિલના સભાસદો પસંદ કરશે કે નહિ એ પ્રથમ નક્કી કરી લવાની જરૂર હતી. સભાસદોની સંમતિ મળતાં કાસિમઅલીની મદદથી જરા પણ લોહી રેડયા સિવાય આ ઉથલપાથલ થઇ શકે તેમ હતું, એ વાત હોલ્વેલને સમજતાં વાર ન લાગી. પરંતુ એ કાર્ય શરુ કર્યા પહેલાં

અંગ્રેજ સેનાપતિ કર્નલ કેલિઓડને પોતાના પક્ષમાં મેળવી લેવાની ખાસ જરૂર હતી. તે કામ પાર પાડવા માટે હૉલ્વેલે કર્નલ કેલિઓડને લખ્યું "ઓછામાં ઓછા બે દિવસ માટે કલકત્તા આવી જાઓ. આપની સાથે મારે ખાનગી વાતચીત કરવી છે. શાહજાદો ખરો બાદશાહ છે. આ દેશ તેનો છે. છતાં આપણે તેની વિરૂદ્ધ હથિઆર પકડ્યાં છે. એ બધું કોને માટે–મીરજાફરને માટે? તેના રાજ્યઅમલની જેમ જેમ ચર્ચા કરૂં છું તેમ તેમ આપનાં વચનોની સત્યતા સમજાતી જાય છે. આપે ખરૂં કહ્યું છે, કે મીરજાફરનો અમલ મૂળથી તે પાંદડાં સુધી સડી ગયો છે; તેની તથા વંશની પડતી અનિવાર્ય છે. તેને મદદ કરવાથી શો લાભ?"

હૉલ્વેલનો ઉદ્દેશ પાર પડ્યો નહિ. કેલિઓડ વિલાયતથી હમણાંજ આવ્યો હતો. હિંદની રાજખટપટ હજુ સુધી તેના લશ્કરી મિજાજને બગાડી શકી નહોતી. તેણે હૉલ્વેલના પત્રમાંની દલીલો બરાબર માની નહિ. તેણે તે પત્રને સાધારણ પત્ર માની તેનો સરળતા ભર્યો જવાબ લખ્યો:–

"આપનો ૨૪મી તારીખનો પત્ર મળ્યો. બહુ ઉપકાર થયો. મારે કલકત્તા આવવાની શી જરૂર છે? આપણે હાલમાં જેનો પક્ષ લીધો છે, તે ખરાબ માણસ છે, તેમાં કશો શક નથી. પરંતુ તે કરતાં સારો માણસ ક્યાં છે? તે માટે પ્રયત્ન કરવા જતાં કદાચ વધુ દુઃખમાં ફસાવું પડશે! દેશમાં શાંતિ ફેલાવવાથી જ આપણને લાભ થવાનો છે, તેથી જ આપણા વેપારની ઉન્નતિ થવાની છે! આપણે રાજ્યમાં ઉથલપાથલ કરી ફરીથી અશાન્તિ મચાવવાની શી જરૂર છે? અશાન્તિ વગર રાજ્યમાં ફેરફાર કદી થાય નહિ. જો પોતાની મેળે રાજ્યમાં ફેરફાર થતો હોય, તોપણ આપણે તે ટગર ટગર જોયા

કરવાનું પાલવે નહિ. એકને પદભ્રષ્ટ કરી બીજાને ગાદીપતિ કરવાથી શો લાભ? તે નવો નવાબ પણ એવો જ નહિ નીવડે તેની શી ખાત્રી! વળી જો તે મીરજાફરના જેવો મૂર્ખ અને બાયલો નહિ હોય, તો તેને આપણી ઇચ્છા મુજબ ચલાવી શકશું નહિ. મીરજાફરે વલંદાઓને ઉશ્કેર્યા હોય તે કદી સાબિત થયું નથી. અને મીરજાફર પર શક લાવવાને પુરતાં કારણો મળ્યાં હોય તો પણ શું? તેને આપણી મરજી મુજબ ચલાવવાની તૈયારીઓ કરીએ એટલે બસ થશે. શાહજાદાને માટે હું દીલગીર છું. પરંતુ એ બધું થોડી મુદ્દતમાં બને તેમ નથી. મરાઠા અને જાટ લોકો અયોધ્યાના વજીર સાથે મળ્યા છે; અબ્દલીએ લડાઇમાં જીત મેળવી છે છતાં તે તેમને હઠાવી શકતો નથી. મને લાગે છે કે પઠાણોને જ હિંદમાંથી નસાડવા પડશે[૧]."

૧ Bad as the man may be, wh se cause we now support, I cannot be of opinion that we can get rid of him for better, without running the risk of much greater inconveniences attending on such a change.........No new revolution can take place without a certainty of troubles.... ...It is very possible we many raise a man to the dignity, just as unfit to govern, as little to be depended upon and in short as great a rogue as our Nobab; but perhaps not so great a coward,

જેઓ સત્યને સાક્ષી રાખી સરળ ભાવે એ સમયના બનાવોની ચર્ચા કરશે. તેને કેલિઓડના આ પત્રની દરેક વાત સ્વીકારવાની જરૂર પડશે. કંપનીએ કેલિઓડની જ સલાહ માનવી જોઇતી હતી; તેથી વેપારની ઉન્નતિ થાત, વિશ્વાસઘાતી તરીકેની અપકીર્તિથી ઇતિહાસનાં પૃષ્ઠ કલંકિત ન થાત; મીર કાસિમને પણ અંગ્રેજોનો નાશ કરવાનો અવસર ન મળાત. પરંતુ કેલિઓડનો આ મત જલદી ફરી ગયો! તેને હોલ્વેલનો બીજો પત્ર મળતાં તેના પહેલા પત્રમાં દર્શાવેલા વિચારો ડગમગી ગયા. તે હોલ્વેલના મતમાં ભળ્યો. હોલ્વેલનો એ બીજો પત્ર અત્યારે મળી આવતો નથી; કઇ દલીલોથી તેણે કેલિઓડને પોતાના પક્ષમાં લીધો, તે સમજાતું નથી. ફક્ત

---

nor so great a fool and of consequence much more difficult to manage............As to his breach of his treaty by introducing the Dutch last year, that was never so clearly, proved, I believe but as to admit of some doubt—Extracts from the Letter from John Caillaud to the Honble J. L. Holwell Esq. President and Governor of Fort Willian, dated Camp at Bal Kissens Gardens, 29th. May, 1760. આ લાંબા પત્રનો થોડોજ ભાગ અહીં આપવામાં આવ્યો છે. ઉપર જે ભાષાંતર આપવામાં આવ્યું છે, તે મૂળ પત્રનો સાર છે. મૂળપત્ર First Report 1772 અને India Tracts નામના પુસ્તકમાં છે.

કેલિઓડના જવાબથી હોલ્વેલના પત્રનો ઝાંખો આભાસ થાય છે. તે જવાબ આ પ્રમાણે હતોઃ–

"હમણાં જ આપનો ૨૫ મી તારીખનો પત્ર મળ્યો. આપ જેમ કહો છો, તેમ કરવામાં કશો વાંધો નથી. હેસ્ટિંગ્સ એક વખત ઘરડા નવાબને સમજાવી જુએ, અને હું યુવરાજ મીરણને સમજાવી જોઉં, એ ઠીક છે; હમણાં અમે પટણા સુધી કેમ જતા નથી તેનું કારણ એ છે કે આપણે વર્ષાકાળ દરમિઆન ધીરે ધીરે વાતચીત નક્કી કરી મુશ્કેલી વગરનાં સ્થાને પહોંચી જવું જોઇએ. ત્યારે આપણે ખાસ વિચાર કરી કર્તવ્ય નક્કી કરી શકશું. આપણું ગૌરવ નષ્ટ ન થાય, આપણા દેશનું અને આપણા માલિકોનું બધી રીતે ભલું થાય, એવો ઉપાય લેવો એજ સારૂં છે. પરંતુ–મીરજાફરને તદ્દન ડુબાડવાની જરૂર નથી એ ધ્યાનમાં રાખશો !"

આ જવાબ વાંચતાં સ્પષ્ટ જણાય છે, કે હોલ્વેલે પોતાના પત્રમાં કર્નલ કેલિઓડના મનમાં મીરજાફર વિરૂદ્ધ જુદી જુદી શંકાઓ ઠસાવી હશે; તે સાધારણ રીતે હોલ્વેલના મતમાં ભળ્યો છતાં પોતાની આબરૂ ગુમાવે તેવાં કોઇ પણ કાર્યમાં હાથ ઘાલવાને તૈયાર નહોતો. જો કે પાછળથી તો એ વિચાર પણ કાર્યના પ્રબળ પ્રવાહમાં તણાઇ ગયો હતો.

યુવરાજ મીરણે રાજા રાજવલ્લભને દિવાની પદ આપ્યું હતું. કાયસ્થ રાજવલ્લભ અને તેનો પિતા મહારાજ દુર્લભરામ મીરજાફરને ફસાવવામાં નિષ્ફળ નિવડ્યા હોવાથી, કલાઇવની દયાથી કલકત્તામાં નાસી ગયા હતા. એ સમયે એકાએક મીરણનું મરણ થયું. મીરણનું મરણ થતાં જ રાજ્યક્રાન્તિ થવાની સગવડ મળી.

રાજવલ્લભ પટણાનો નવાબ બનવાના પ્રયત્નો કરવા લાગ્યો. દુર્લભરામે **શાહજાદાનું** ‘ ફરમાન ’ લાવી અંગ્રેજોને દિવાની આપી, પોતે સેનાપતિ થવાની મસલત કરવા લાગ્યો. વાન્સિટાર્ટે ચાર્જ લીધા છતાં આ બધી ગરબડ જોઇ થોડા દિવસ હોલ્વેલનેજ બધું કાર્ય ચલાવવાનું કહ્યું; આથી **મીર** કાસિમ હોલ્વેલને ગળે વળગ્યો. તેના અસંખ્ય પત્રો ગવર્નર અને હોલ્વેલને મળવા લાગ્યા ! તે પત્રોમાં **મીર** કાસિમ અંગ્રેજોનું મનસા વાચા ને કર્મણા ભલું કરવાની વાત વારંવાર લખી જણાવવા લાગ્યો.[૧]

આ વખતે **મુર્શિદાબાદની** સ્થિતિ બહુ શોચનીય થઈ પડી હતી. **પુત્રશોક** એ બહુ વિષમ છે. તે શોકથી **મીરજાફર** વધુ પાંગળો થઇ ગયો ! અંગ્રેજોને આપવાનો હપતો ન અપાયો; ઢાકા વિભાગનું મહેસૂલ એકત્ર થઇ શક્યું નહિ. અંગ્રેજોના વેપારથી જકાત પણ ન ઉપજી; પગાર ન મળવાથી સિપાઇઓ બળવો ઉઠાવવા લાગ્યા; આવાં સંકટમાં પડેલો **મીરજાફર** જમાઈ પર બધો આધાર રાખી બેઠો. **મીર** કાસિમ સમય વિચારી હોલ્વેલને ઉશ્કેરવા લાગ્યો.

૧ At this period Mr. Holwell received frequent letters from Mir Cossim Ally Khan, containing the strongest professions and assurances in favour at the Company, if by our support, he was promoted to the succession of the Dewanee and other posts enjoyed by the late Chuta Nobab. his brother-in-law.—India Tracts, P. 88.

કાર્ય સિદ્ધ કરવા કાસિમ અલીને કલકત્તા જવાની જરૂર પડી. પરંતુ પોતે કલકત્તા જાય, તો નવાબના મનમાં કંઈ સંદેહ આવે. આ મુશ્કેલી ટાળવાનું હોલ્વેલે માથે લીધું. કલ્પનાશક્તિના બળમાં હોલ્વેલ બધાને હઠાવે તેવો હતો. તેણે સરકારી પત્રદ્વારા નવાબને જણાવ્યું, કે "લશ્કર બાબત વાતચીત કરવા માટે કાસિમઅલીને કલકત્તા આવવાની ખાસ જરૂર છે!" ઉદ્દેશ સફળ થયો. **મીરજાફરે મીર** કાસિમને કલકત્તા જવાની રજા આપી.[૧]

કાસિમઅલી કલકત્તા આવ્યો. કર્નલ કેલિઓડ પણ કલકત્તા આવ્યો. હવે અંગ્રેજ કાઉન્સિલે શું કરવું જોઈએ, તે બાબત હોલ્વેલે એક લાંબી યાદી તૈયાર કરી. ખોજા પિડ્રુ સાથે કાસિમઅલીને મિત્રતા હોવાથી હોલ્વેલે તેનેજ કંપની તરફથી મધ્યસ્થ દલાલ નીમ્યો. કાસિમઅલી સાથેની વાતચીતમાં હોલ્વેલે બધા વાદવિવાદનો ફેંસલો કરી લીધો; ત્યાર પછી કાઉન્સિલ બેઠી.

આ બેઠકની બધી હકીકત મોજુદ છે. તેમાં બધા સભાસદો

---

૧ These matters being debated in committee it was judged eligible to obtain permission for Kasim Ali Khan's paying a visit to Calcutta, a circumstance he himself intimated in a letter to the Governor and Mr. Holwell, the times gave good pretences for it.........To gain this point, the Governor and Mr. Holwell wrote to the Subah with good success.—India Tract. P. 89.

હાજર નહોતા; બધાને હાજર રહેવા જેટલો સમય પણ આપવામાં આવ્યો નહોતો. જેઓ કાવતરાંમાં ભળ્યા નહોતા તેઓને આ બેઠક વિષે જરાપણ ખબર પડવા દેવામાં આવી નહોતી. તે માટે વિલાયતમાં આ બેઠક વિરુદ્ધ ફરિયાદ થઈ હતી. પાર્લમેન્ટ આગળ સાક્ષી આપતી વેળા મેજર કર્નાકે કહ્યું હતું, કે–“બધા હાજર થયા હોત, તો કદી આવો વિશ્વાસઘાત થઇ શકત નહિ.” હોલ્વેલની યુક્તિથી જ અંગ્રેજોનું નામ કલંકિત થયું.–અંગ્રેજોનો ઇતિહાસ કલંકિત થયો! હાલમાં કલકત્તાના સરીયામ રસ્તાની બાજુએ હોલ્વેલની યાદગીરી કાયમને માટે જીવતી માટે જે કાળી કોટડીના બનાવનો સ્મરણસ્તંભ ઉભો કરવામાં આવ્યો છે, તે સ્મરણસ્તંભ હોલ્વેલની આ બધી કીર્તિ ચિરંજીવ રાખશે. ભવિષ્યની પ્રજા જ્યારે ‘હોલ્વેલ કોણ’ એ પ્રશ્નનો જવાબ ખોળવા ઇતિહાસનાં પાનાં ફેરવશે, ત્યારે કાળી કોટડીના બનાવની વાત, ઢાકાની ખૂનરેજીની વાત, પ્લાસીની લડાઇની વાત, મીરજાફરને પદભ્રષ્ટ કરવાની વાત, હોલ્વેલનાં રાજીનામાની વાત અને તેના સમયના અંગ્રેજ સહકારીઓની કલમદ્વારા લખાયેલ હોલ્વેલની પૈસા પેદા કરવાની વાત જનસમાજ આગળ જાહેર થશે!

ઇ. સ. ૧૭૬૦ ના સપ્ટેમ્બરની ૧૫ મી તારીખે કલકત્તામાં આ ઇતિહાસપ્રસિદ્ધ બેઠક મળી. તેમાં વાન્સિટાર્ટ પ્રમુખ અને કર્નલ કેલિઓડ, સમ્નર, હોલ્વેલ અને મેકગાયર સભાસદ તરીકે હાજર હતા. આ બેઠકની બધી વાતચીત તેની નોંધપોથીમાં જણાવવામાં આવી નથી; પ્રમુખે મીરકાસિમને અંગ્રેજોને પૈસાની તાણ છે વગેરે વાત જાહેર કરવાથી, તે તાણ દૂર કરવા માટે મીર કાસિમ પાસેથી

ગ્રાગ્ય રકમ લેવી વગેરે સાધારણ ઠરાવો કરવામાં આવ્યા હતા એવી મતલબની હકીકત એ બેઠકની યાદીમાં નોંધેલી છે.[1]

૧. આ બેઠકની હકીકત નીચે મુજબ નોંધેલી છે:—

Fort William, Sept, 15th, 1769,

At a Select Committee

Present

The Hon'ble Henry Vansittart, Esqr, President.

Colonel Cailaud.

Wm. Brightwell Sumner.

J. Zephaniah Holwell.

William Mac Guire Esqr.

Resolved unanimously, that the entering into an alliance with the Prince is a necessity and expedient measure. The president is accordingly desired to press Cassim Aly Khan on the subject of our expenses and our gteat distress for money, so as to draw from him some proposal of means for removing those difficulties by which probably we may be able to form a judgment, whether he might not be brought to join in this negotiation, and in procuring the Nabab's consent.

છૂપી સમિતિના સભાસદો સમક્ષ બે રસ્તા ખુલ્લા હતા. તેઓએ કઇ તરફ જવું તે નક્કી થઇ શક્યું નહિ. છેવટે પ્રમુખે મીરકાસિમ સાથે વાતચીત કરવી અને હોલ્વેલે દુર્લભરામ સાથે મસલત કરવી એવો ઠરાવ થયો. તે રાત્રે બંને પોતપોતાનું કામ પાર પાડવા તૈયાર થયા. હોલ્વેલે દુર્લભરામની મુલાકાત લીધી; વાન્સિટાર્ટે **મીરકાસિમ** સાથે બધી વાતચીત કરી લીધી. આ છૂપી વાતચીત પૂર્ણ થતાં **શાહજાદા** સાથે સંધિ કરવાનો કલકત્તાની **અંગ્રેજ** કાઉન્સિલનો પહેલો ઠરાવ ફેરવાયો; **મીરકાસિમનો** પક્ષ લેવો એ નક્કી થયું. કૃતઘ્ન **મીરકાસિમે** દરેકને ઇનામ આપવાનું કબૂલ્યું; સભાસદોએ પ્રથમ તો ઇનામ લેવાની ના પાડી પણ છેવટે તેઓએ **મીર** કાસિમનું માન જાળવવા કંઇ કંઈ ગ્રહણ કરી હતી.[૧]



---

૧ Revolution in favor of Cassim, 1760

| | | | |
|---|---|---|---|
| Mr. | Sumner | £. | 28000 |
| ,, | Holwell | £. | 30000 |
| ,, | M'c Guire | £. | 20625 |
| ,, | Smith | £. | 15354 |
| Major York | | £. | 15354 |
| General Cailland | | £. | 22916 |
| Mr. Vansittart | | £. | 58333 |
| ,, | M'c Guire | £ | 500 |
| G. Ms | | £ | 875 |

## પ્રકરણ ૭ મું

### મુકુટ ઉતાર્યો



A tool, a cipher in the hands of the foreigners for whom he had betrayed his master, Mir Jaffir was allowed to rule, never to govern. Well for him that he did not possess the power to dive into futurity and behold the representative of his name and office, an unhonored pensioner of the people he had called in to subdne his country!—Col. Malleson.

અંગ્રેજોનું સ્વદેશાભિમાન ઇતિહાસમાં પંકાય છે! સ્વદેશની સ્વતંત્રતા માટે, સ્વદેશની ઉન્નતિ માટે તેઓએ કંઈપણ આનાકાની

કર્યા વગર જીવ આપી ઇતિહાસમાં અમર કીર્તિ મેળવી છે. **મીર-જાફરે** પોતાનો સ્વાર્થ સાધવા સ્વદેશદ્રોહ કરી અંગ્રેજોની ચઢતી કરી છતાં અંગ્રેજો તેના તરફ શ્રદ્ધા રાખી શકયા નહિ. તે વખતે કે આધુનિક કાળમાં કોઈ પણ અંગ્રેજે સ્વદેશદ્રોહી **મીરજાફરને** વખાણ્યો તો નથી જ. **મીરજાફર** પ્રતિ તે કાળના અંગ્રેજો ધિક્કાર બતાવતા; અને એ ધિક્કારને લીધેજ તેના હાથમાં રાજ્યની કુલ સત્તા આપી તેની પ્રજા તરીકે વસવાનું અંગ્રેજોને મન બહુ હલકું કાર્ય ગણાતું. તેથી તેઓ **મીરજાફરને** નામનો **નવાબ** રાખી ખરી રીતે પોતેજ કારભાર ચલાવતા હતા. પરિસ્થિતિ આવી હોવાથી **મીરજા-ફરને** પદભ્રષ્ટ કરવાનું કામ તેઓને મન ખરાબ કાર્ય ન ગણાય એ સ્વાભાવિક હતું !

**મીરજાફરને** મસનદપર બેસાડનાર પોતે તેને પદભ્રષ્ટ કરનાર કેમ બન્યા ? આ પ્રશ્નનો જવાબ આવતાં હોલ્વેલ લખી ગયો છે, કે "**મીરજાફર** અને તેના પુત્ર **મીરણની** વાત પૂછો નહિ. તેઓને ગાદી ન આપતાં ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા હોત તો જ ન્યાયપૂર્વક કર્યું ગણાત !"[૧] અંગ્રેજોએ પોતાના તાત્કાલિક લાભ માટે આ 'ન્યાયપૂર્વક કાર્ય ન કરતાં, **મીરજાફરને** ફાંસીને લાકડે ન ઝુલાવતાં, રાજગાદીપર બેસાડ્યો હતો. હવે સમય પલટાઇ ગયો હતો; હવે તેને સિંહાસનપરથી ઉઠાડી મૂકવાથી અંગ્રેજોને લાભ વિના

---

૧ Meer Jaffier Aly Khan, and his son Miran. were more deserving *halter* than Subahship of Bengal—Holwell ( India Tracts ), p. 102.

નુકસાન તો થાય તેમ નહોતું, માટે **મીરજાફરને** પદભ્રષ્ટ કરવાનું નક્કી થયું.

અંગ્રેજોની એક ખાસિયત છે, કે જ્યારે કર્ત્તવ્ય નક્કી કરવામાં આવે ત્યારે તેઓમાં બહુજ વાદવિવાદ થાય છે, મતભેદ જણાય છે, પરંતુ કર્તવ્ય નક્કી થયા બાદ એ કાર્ય પાર પાડતી વેળા બધા વાદવિવાદ, બધા મતભેદ શાંત પામે છે, તે વખતે બ્રિટિશ પ્રજા હાથમાં હાથ મિલાવી સંકલ્પ પાર પાડવા દૃઢ પગલે આગળ વધે છે. આ ગુણવડે હિંદમાંના અંગ્રેજ વેપારીઓના થોડા સભાસદોએ બંગાળ, બિહાર અને ઓરિસ્સાની ગાદી વેચી પૈસા પેદા કરવાનું સાહસ કર્યું. નહિ તો કેવળ બાહુબળવડે જ આ કાર્ય કરવાનું સાહસ થઇ શકે તેમ નહોતું.

વખત જતાં **મીરજાફરને** પદભ્રષ્ટ કરવાના સંબંધમાં તપાસ કરવા માટે **વિલાયતની પાર્લમેન્ટે** ઘણો આડંબર કર્યો હતો.[૧] કલકત્તાના અંગ્રેજ અમલદારો પણ એ ટોળાંમાં વહેંચાઇ એક બીજાપર દોષો નાખવા ઘણાં પુસ્તકો રચી ગયા છે;[૨] પરંતુ **મીરજાફરને** પદભ્રષ્ટ કરતી વેળા તો ખુલ્લી રીતે કોઇએ કશું કહ્યું નથી!

---

૧ First Report. 1775.

૨ Vansittart's Memorial.

Vansittart's Narrative.

Letters from certain Gentlmen.

Holwell's Refutation of the same. વગેરે વગેરે

કોઈ કોઇ કહે છે, કે તે વખતે ગવર્નર અને સેનાપતિ શું કરવાના છે, તે ઘણા ખરા અંગ્રેજો જાણતા નહોતા. જેઓ જાણતા હતા તેઓ પણ એમજ માનતા હતા, કે **નવાબ** તો **મીરજાફર** જ રહેશે; કેવળ અમલ કરવા માટે તેના જમાઇ **મીરકાસિમને નાયબ નવાબ** તરીકે નીમવામાં આવશે. **મીરણ** પણ **નાયબ નવાબ** તરીકે કામ કરતો; તે મરણ પામવાથી તેની જગાએ **મીરજાફરના** જમાઇ **મીરકાસિમને** નીમવાનો હોવાથી કશો શક પેદા થવાની સંભાવના નહોતી. તે વખતે ગવર્નર **નવાબને** મળવા માટે લશ્કર સાથે વારંવાર **મુર્શિદાબાદ** જતો; તેથી **મુર્શિદાબાદના** લોકોને પણ શક આવે તેમ નહોતું.

ગવર્નર **વાન્સિટાર્ટ** અને **સેનાપતિ કેલિઓડ** કાસિમબજારની અંગ્રેજી કોઠીમાં આવ્યા. નવા ગવર્નરને માન આપવા **નવાબ** બહાદુર પોતે કાસિમબજાર આવી પહોંચ્યા હતા. પહેલી મુલાકાત વેળા શિષ્ટાચારની સીમા ન રહી; ગવર્નરે પોતાનો ઇરાદો જરા પણ જણાવા દીધો નહિ. બીજી મુલાકાત વેળા **મીરજાફરે** સાંભળ્યું, કે મારા અમલથી **બંગાળા, બિહાર** અને **ઓરિસ્સાનું** સત્યાનાશ વળવા બેઠું છે; તેથી કોઈ હોશિયાર અમલદાર નીમી રાજ્યને થાળે પાડવા માટે જ મારા મિત્રોની રાજધાનીમાં પધરામણી થાય છે. ત્રીજી મુલાકાત પહેલાં–સવારમાં પથારીમાંથી ઉઠતાં વેંત–**મીરજાફરે** મહેલની બારીવાટે રસ્તાપર નજર નાખી, ચારે તરફ અંગ્રેજ સિપાઇઓની છાવણી નંખાઇ ગઇ છે, તેની વચ્ચે **મીર** કાસિની રણપતાકા ફરફરી રહી છે, દરવાજાપર ગવર્નરનો પત્ર હાથમાં લઇ **સેનાપતિ કેલિઓડ**

પોતે હથિઆરબંધ થઈ ઉભો છે![1] મીરજાફર સમજી ગયો, કે મારો વખત પૂરો થયો છે. એકવાર વીરની માફક હાથમાં તરવાર લઇ પોતાનો બચાવ કરવાનો અથવા જીવ આપવાનો વિચાર થયો; પરંતુ પુત્રના મરણથી જર્જરિત થઇ ગએલા નવાબનો એ વિચાર તરતજ ફર્યો.[2] હાય! તેજ અંગ્રેજો હતા, તે જ કાવતરૂં હતું. તે જ રાજમહેલ હતો! મીરજાફર કાંપવા લાગ્યો. જીવવાની ઇચ્છા થઇ; સિરાજદૌલાની દુર્દશાએ તેને પોતાના જૂના અપરાધો સંભારી આપ્યા![3]

૧ A glance from the window of his palace showed him the red-coated English soldiers rallying round the standard of his kinsman in revolt against him.—Col. Malleson's Decisive Battle of India. p. 140.

૨ You have thought proper to break your engagements. I would not mine. Had I such designs, I could have raised twenty thousand man and fought you if I pleased. My son the chutta Nabab ( Miran ) forewarned me of all this. —મીરજાફરે પ્રથમ આવો જવાબ આપ્યાની વાત માલ્કમે રચેલા કલાઇવના જીવનચરિત્રમાં જોવામાં આવે છે.

૩ Well, indeed, that éventful morning, might the thoughts of the old man have carried him back to a period little, more than three years

**મીરજાફરને પ્લાસીની** લડાઈના બનાવો યાદ આવ્યા. ત્રણ વર્ષ પહેલાં **પ્લાસીના** મેદાનપર પોતાના પગ આગળ રાજમુકુટ મૂકી બાળક **સિરાજદ્દૌલા** મુસલમાની રાજ્ય બચાવવા રૂદન કરી રહ્યો છે, પોતે સિંહાસન બચાવવા હાથમાં કુરાન લઈ ઉભો છે, વળી એ બનાવપર પડદો પડે છે, પોતે અંગ્રેજોની મદદથી **સિરાજને** છેતરી તેની રાજગાદી મેળવવા ચિત્રપટ પર આલેખેલાં ચિત્રોની પેઠે લશ્કર સાથે ઉભો ઉભો **પ્લાસીની** લડાઈ જોયા કરે છે. શત્રુનો કયારે નાશ થાય, કયારે **મુર્શિદાબાદ** મારૂં થાય એ તાલાવેલીમાં મગ્ન બની રહ્યો છે. પણ હાય! તેજ ઉપાયે, તેજ કિંમતે, તેજ દુકાનમાં આજે પોતાને વેચાવાનો વારો આવ્યો! **મીરજાફરનું** હૃદય ચીરાવા લાગ્યું! **મીરજાફરના** એ સમયના મનોભાવ દર્શાવવા કેટલાય ઇતિહાસલેખકો જુદી જુદી કલ્પનાઓ કરી ગયા છે, તેના માનસિક ભાવોનું આબેહુબ ચિત્ર પાડવાના પ્રયત્નો કરી ગયા છે. પરંતુ તે સમયે વાકયથી વર્ણન ન કરી શકાય તેવા દુઃખથી **મીરજાફરનું** ગળું ઝલાઇ ગયું. મનની વાત મનમાં રહી ગઈ! તે મુકુટ ઉતારી, **ધીરે** ધીરે આગળ આવ્યો, વિનય પૂર્વક ઉભો. આ સ્થળે ત્રીજી મુલાકાત પુરી થઈ! આજ સ્થળે **મીરજાફર** માટે કલકત્તા-

---

distant, when, on the field of Plassy, he, too, in secret compact with these same English, had betrayed his kinsman and master to obtain the seat which another kinsman was now by similar means wresting from him.—Decisive Battle of India. p. 139.

માંનું મકાન, જીવનોપયોગી સાધનો વગેરે નક્કી થયાં! આજ સ્થળની વિચિત્ર ઘટનાઓનું વર્ણન કરવા માટે કલકત્તાના અંગ્રેજ સભાસદોમાંના કોઈ કોઇ સભાસદોએ પુસ્તક રચ્યાં, અને વિલાયત લખી મોકલ્યું, કે "અંગ્રેજોએ પોતાની પ્રતિજ્ઞા તોડી, પોતાની મહત્તાના ચૂરેચૂરા કરી, આ પ્રમાણે **મીરજાફરને** પદભ્રષ્ટ કર્યો છે!"૧

**મીરજાફર** મુર્શિદાબાદ છોડી કલકત્તામાં અંગ્રેજોને આશરે રહ્યો, ત્યારથી તે આજસુધીમાં ઇતિહાસલેખકોએ બે પક્ષમાં વહેંચાઇ કોઇએ **મીરજાફરની**, તો કોઇએ અંગ્રેજોની નિંદા કરી છે. એક પક્ષ કહે છે, "અંગ્રેજો બાઇબલનું ચુંબન કરી, ઇશ્વર અને ઇશુખ્રિસ્તનાં પવિત્ર નામે **મીરજાફરને** વફાદાર રહેવાને બંધાયા હતા. તે માટે **મીરજાફરનું** રક્ષણ કરવાને બંધાયા હતા, છતાં પૈસાના લોભથી તેને પદભ્રષ્ટ કર્યો, એ અંગ્રેજોપર મોટામાં મોટું કલંક ચડયું છે.!"૨

---

૧ Thus was Jaftier Aly Khan deposed in breach of a treaty founded on the most solemn oaths and in violation of the national faith.—Letter from some Gentleman of the Calcutta Council.

૨ He was the sworn and blood-knit ally of of the Company, and if ever men were bound by decency to maintain at least the from of good faith, the Governor and Council of Calcutta was so bound-Torren's Empire in Asia.

બીજો પક્ષ કહે છે, કે બધો વાંક **મીરજાફરનો** જ છે. તે પક્ષ-વાળા કહે છે, કે "એ સવારે **મીરજાફરને પ્લાસીની** લડાઇ જરૂર યાદ આવી હશે. **પ્લાસીના** મેદાનપર તેના જુવાન માલિકે પોતાનું રક્ષણ કરવાના કાલાવાલા કર્યા હતા, તે દિવસે જો તેણે રાજભક્તિ દર્શાવી તે વાતપર ધ્યાન આપ્યું હોત, તો આજે કદાચ **મીરજાફર** બંગાળા, બિહાર અને ઓરિસ્સાનો રક્ષક 'સિપાહ-સાલાહ' કહેવાતો હોત, અને પોતાના સ્વદેશી ભાઇઓ આગળ આલા દર-જ્જાનો ગણાતો હોત; તેનો દેશ પણ બધી રીતે સુખી હોત!"[૧]

વાંક કોનો, એ બરાબર નક્કી થઇ શકે તેમ નથી. તે જમા-નામાં કોણ કોનાપર વિશ્વાસ રાખતું હતું? ઉથલપાથલ પર ઉથલ-પાથલથી ઉલટપાલટ થઇ બંગાળાનાં અનાજનાં ખેતરોની માફક રાજનૈતિક પુણ્યક્ષેત્ર પણ કાંટાનાં વનથી છવાઇ પડયાં હતાં! એવા સમયમાં, આ દેશમાં **મીરજાફર** તો શું. પણ બહુ થોડા માણસો

૧ He could not but contrast his position, threatened by the men to whom he had sold his country, with that which he would have occupied it at Plassy, had he been loyal to the boy relative who had, in the most touching terms, implored him to defend his *turban*. With the prestige of having been the main factor in the destruction of the insolent foreigners who had since dictated to him he would have been secure.–Decisive Battle of India, p. 140

દેશનું ભલું ઇચ્છના હતા. સ્વાર્થત્યાગ કરી, પોતાનું બલિદાન આપી **સી**રાજદૌલાનું રક્ષણ કરવા જતાં **મીર**જાફર સ્વદેશના રક્ષક તરીકે માન મેળવત, કે થોડા રોજમાં બીજી ઉથલપાથલમાં સપડાઇ ખોટા સંદેહને લીધે પદચ્યુત થાત, તે કોણ કહી શકે તેમ હતું? આવાં સ્થળોમાં જનસમાજ દેશને માટે કામ કરવા, દેશને માટે મરવા, દેશને માટે બલિદાન આપવા કેળવાતો નથી. **મીરજાફર** પણ તે બાબતમાં કેળવાયો નહોતો. તે જમાનાના અંગ્રેજોનો વાંક વધુ હતો, છતાં ઇતિહાસમાં તેમનાપર પણ વધુ ગુનાઓ લદાયા સિવાય રહ્યા નથી. કોણ કોનાપર વિશ્વાસ રાખે; કોણ પ્રતિજ્ઞા પાળવા માટે સ્વાર્થ તજે? સમય અને તક બધાં કાર્યનું કારણ બનતાં **મીરજાફરને** કરારનામું તોડવાનો સમય અને તક મળી હોત, તો તે કદી પણ એ તક જવા ન દેત. ઇતિહાસમાં–અંગ્રેજોના કહ્યાગરા થવાથી મેળવેલ કલાઇવિના ગધેડાની ઉપમા મેળવત નહિ. સમય અને તક ન મળતાં જે મિત્ર મિત્રરૂપે આલિંગન કરે છે, તે જ મિત્ર તક મળતાં શત્રુ-રૂપે જીવ લેતાં અચકાતો નથી. અંગ્રેજો અને બંગાળીઓ પોતપોતાના મિત્રોને સારી રીતે ઓળખતા હતા, તેથી ઉપર ઉપરથી શિષ્ટાચાર તો બહુ થતો, પણ કોઇનાપર કોઇ વિશ્વાસ રાખતું નહિ. આવી સ્થિતિમાં, આટલો કાળ વીત્યાબાદ **મીરજાફર**ને અપરાધી ઠરાવી અંગ્રેજોને નિર્દોષ ઠરાવવા, અગર અંગ્રેજોને દોષી ઠરાવી મીરજાફરને નિર્દોષ ઠરાવવા ઇતિહાસ રચવો એ આપણને શોભતું નથી! બંનેમાં સરખા દોષ હતા, સરખા ગુણ હતા, બંને ઇતિહાસની નજરે દોષી છે! બંને રાજદ્રોહી છે!

અંગ્રેજોને તક મળતાં **મીર**જાફરને નામનો નવાબ રાખી, પોતે

આ દેશના કર્તાહર્તા થશે; એ વાતનો શક સિંહાસન પર બેઠા પહેલાં **મીરજાફર** તો શું, પણ–પ્રતિભાશાલિની **રાણી ભવા**ની સિવાય બીજા કોઈને આવ્યો નહોતો. એ જમાનામાં ગાદીપતિ થવા માટે બધા અમીર ઉમરાવો કામચલાઉ લાઠીવાળાની પેઠે કામચલાઉ લશ્કર પણ રાખતા હતા. તે મુજબ **મીરજાફરે** ધાર્યું હતું, કે એ કામચલાઉ લશ્કરની પેઠે હું થોડી મુદ્દત માટે અંગ્રેજોને મિત્ર બનાવું તો તેમાં શું ખોટું છે? પરંતુ ગાદીપતિ થયા બાદ **મીરજાફરને** પોતાના અંગ્રેજ મિત્રોની ચાલાકી જણાઈ, પરંતુ વખત વીતી ગયો હતો. **મીરજાફરે** તદ્દન લાચાર બની અંગ્રેજોની તાબેદારી ઉઠાવી. મારણ **મીરજાફરને** અંગ્રેજ મિત્રોની ધૂંસરી ફેંકી દેવા ઉશ્કેરતો. **મીરજાફરના** કરુણા ઉપજાવે તેવા છેલ્લા વિલાપ પરથી સ્પષ્ટ જણાય છે, કે **મીરણે** તેને સાવચેતી રાખવા ઘણું સમજાવ્યું હતું. પરંતુ કમનસીબે **મીરજાફરને** પોતાની ભૂલ સુધારવાની તક ન જ મળી. **મીર** કાસિમ એ માટે હોંશ કરતો હતો એ કોઈ જાણતું નહોતું; કોઈ અનુમાન પણ કરી શકતું નહોતું,–પણ **મીર** કાસિમે મનમાં ને મનમાં ગાંઠ વાળી મૂકી હતી, કે **મીરજાફરે** કરેલ ભૂલ મારે સુધારવી. તે તકની રાહ જોતો બેઠો હતો.

**મીર** કાસિમે ખુલ્લી લડાઈમાં અંગ્રેજ વેપારીઓને હરાવી સસરાની ગાદી હાથ કરી હોત, તો તેનો કશો વાંક ન નીકળત. પરંતુ તેણે સસરાને પગલે ચાલી કાવતરા વડે ગાદી હસ્તગત કરી, તેથી કોઈપણ માણસ તેના મૂળ ઉદ્દેશ તરફ ન જોતાં મીરજાફરની પેઠે તેની નિંદા કરે છે. કાસિમઅલીનો આ વાંક નહોતો એમ કહી શકાય તેમ નથી; એ અપરાધ ભૂંસ્યો ભૂંસાય તેમ નથી!

તોપણ મીર જાફર અને મીર કાસિમનો અપરાધ એક સરખો નથી. સિરાજદ્દૌલાના વખતમાં અંગ્રેજો ફક્ત વેપારીઓજ હતા, મુસલમાનો ખરા ગાદીવારસ હતા, તે સમયે સિરાજદ્દૌલાને પદભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરવો એ મીરજાફર માટે સ્વજાતિદ્રોહ હતો. કુરાનનો સ્પર્શ કરી, મુસલમાની તખ્તના બચાવની પ્રતિજ્ઞા લીધા છતાં તે પ્રમાણે ન વર્ત્યો તે મીરજાફરનો સ્વધર્મદ્રોહ ગણાય. મીરજાફરના સમયમાં અંગ્રેજો કેવળ વેપારીઓજ રહ્યા નહોતા; તેઓજ ખરેખરા રાજ્યચાલક હતા. આવી સ્થિતિમાં મીર કાસિમ તેના હાથમાંથી રાજ્યનો બચાવ કરવાનો પ્રયત્ન કરે, તો તે સ્વજાતિદ્રોહ કહી શકાય નહિ. વળી મીર કાસિમે કોઇની આગળ કુરાનનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા લીધી નહોતી, તેથી તેનું કાર્ય સ્વધર્મદ્રોહના નામથી વખોડી શકાય તેમ નથી. તો પણ સસરા જમાઇનો ઉદ્દેશ જુદો હોવા છતાં, રસ્તો એકજ હતો. રાજ્ય મેળવવાનો એ રસ્તો બધી રીતે નિંદનીય હતો: પણ કુરાનનો સ્પર્શ કરી લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવાથી મીરજાફર વધુ વખોડાયો હતો!

મીરજાફર અને મીર કાસિમ અત્યારે નિંદા અને વખાણના હદ વટાવી પરલોકમાં ચાલ્યા ગયા છે. જે વખતે તેઓના કાર્યકલાપની ચર્ચા કરવાની સ્વતંત્રતા નહોતી તે સમયને પાછળ હડસેલી નવયુગનો આવિર્ભાવ થયો છે. ઇતિહાસને હવે એમના કાર્યકલાપની સ્વતંત્રપણે ચર્ચા કરવાનો અધિકાર મળ્યો છે; અત્યારે એ બધી જૂની વાતોની ખરી ચર્ચા કરવાનો અવસર આવી પહોચ્યો છે.



## પ્રકરણ ૮ મું

### નવો નવાબ

In a short time (Mir Kassim) came to hate (the English, with all the intensity of a bitter and brooding hatred. He had full reason to do so; for the annals of no nation contain records of conduct more unworthy, more mean, and more disgraceful than that which characterised the English Government of Calcutta during the three years which followed the removal of Mir Jafar. —Col. Malleson.

અંગ્રેજોએ શા હેતુએ મીરજાફરને પદભ્રષ્ટ કર્યો, તે વાત કોઈ વિચારી શક્યું નહિ. તેઓએ ધર્મશાસ્ત્ર હાથમાં લઈ પ્રતિજ્ઞા કરી હતી; મીરજાફર-

નો હાથ પકડી ગાદીપર બેસાડ્યો હતો; બધાની પહેલાં મીરજાફરને બંગાળા, બિહાર અને ઓરિસ્સાના સુબેદાર તરીકે નજરાણું આપ્યું હતું. તેઓ અંદરખાનેથી અને બહારથી પોતાને મીરજાફરના મિત્ર તરીકે ગણાવતા હતા. તે અંગ્રેજોએ મીરજાફરને પદભ્રષ્ટ કર્યો, તેથી ઇતિહાસમાં અંગ્રેજોનું નામ કલંકિત થયું! અંગ્રેજ લેખકોએ પણ આ કૃત્ય માટે અંગ્રેજોને જ ગુનેગાર ઠરાવ્યા છે!

હિંદના લોકો પોતાના ઘરનાં સુખદુઃખમાં ગુંથાઇ રહ્યા હોય છે. તેઓ એકાંત સ્થળમાં આવેલાં ગામડામાં રહેતા હોવાથી રાજધાનીની ખટપટ સાથે કંઇપણ સંબંધ રાખતા નહિ. તેઓ આવી ઉથલપાથલનાં સારાસારપણાનો વિચાર કરવા ઇચ્છતા નહિ; તેઓ રાજાને ઓળખતા પણ નહિ. પોતપોતાના ગામના જમીનદારોને કર આપી પુત્રપૌત્રાદિ સાથે સુખેથી રહેતા. આમ તેઓની પેઢી દર પેઢી ચાલી જતી. આ પદ્ધતિ સાધારણ પ્રજાજીવનની સનાતન પદ્ધતિ થઈ પડી હતી. આથી પરદેશી વેપારીઓએ એક માણસ ને પદભ્રષ્ટ કરી બીજાને ગાદીપતિ શા માટે ઠરાવ્યો તેની ખણખોદ કોઇએ ન કરી. ઉલટું કોઈ કોઇએ મીરજાફરની પડતીથી શાસ્ત્રવાક્યોનું ખરાપણું સાબિત કરી પ્રાચીન ઋષિઓના ગુણાનુવાદ ગાયા. આ રીતે બધી ચર્ચા સમાપ્ત થઇ ચૂકી. એક ટીપું પણ લોહી પાડયા સિવાય આ ઉથલપાથલ થઇ. કોઈ કોઈ અંગ્રેજ લેખકો આ દાખલો આપી આપણને કાયર ઠરાવવા માગે છે. આવી ભૂલોને લીધેજ અંગ્રેજોના ઇતિહાસમાં આપણો શાંતિપ્રિય, સરલ સ્વભાવ પણ મશ્કરીનું સાધન બન્યો છે![૧]

---

૧ The people of Bengal cared nothing about

પ્રજાએ તો કંઇ વાંધો ન લીધો, પરંતુ આ રાજ્યક્રાન્તિથી અંગ્રેજોની રાજશક્તિ શિથિલ થવાનાં ચિહ્નો જણાવા લાગ્યાં ! **મીરજાફરથી** અંગ્રેજોની શક્તિ સામું થવાય તેમ નહોતું; પણ **મીર** કાસિમના અંગ્રેજોને દબાવવાના પ્રયત્નો સહેલા થઇ પડયા !

**મીરજાફરને** સ્વાર્થ સાધવા માટે અંગ્રેજોની મદદ લેવાની જરૂર પડી હતી. અંગ્રેજોની મદદ મેળવી, અંગ્રેજોની મદદ વડે ગાદી ભોગવવી, એવા આશયથી જ **મીરજાફર** સાહસ કરી **સિરાજદૌલા** વિરુદ્ધનાં કાવતરામાં ભળ્યો હતો ! માટે તેનાથી ખુલ્લી રીતે અથવા છૂપી રીતે અંગ્રેજો સામું થવાય તેમ નહોતું. **મીર** કાસિમ પણ સ્વાર્થ સાધવા માટે અંગ્રેજો સાથે જોડાયો હતો. પરંતુ અંગ્રેજોની મદદથી રાજ્ય મેળવી, બાહુબળ વડે રાજ્યનું રક્ષણ કરી, પોતાની જ શક્તિવડે રાજ્ય ચલાવવું એવા આશયથી તે સસરા વિરુદ્ધ કાવતરામાં ભળ્યો હતો ! તે ગાદી મેળવ્યા બાદ ખુલ્લી રીતે અથવા છૂપી રીતે અંગ્રેજોનું કાસળ કાઢવા માગતો હતો. આ વાત અંગ્રેજોએ અગાઉથી વિચારી જોઇ નહોતી. તેઓ **મીર** કાસિમને પણ બીજો **મીરજાફર** ધારી નચિંત થયા.

**મીરજાફર** અને **મીર** કાસિમ બંનેએ સ્વાર્થ સાધવા માટે ખરાબ રસ્તો પકડ્યો હતો. પરંતુ બંનેના સ્વાર્થમાં જુદાઇ હતી. **મીરજાફરનો** સ્વાર્થ ભોગ ભોગવવાનો હતો; **મીર** કાસિમનો સ્વાર્થ પોતાનું બળિદાન આપી મુસલમાની રાજ્યને ટકાવી રાખવાનો

the change of Nawabs; and thus the English could already depose and set up Nawabs at will. —Early Records of British India p. 273.

હતો ! મીરજાફરને સ્વાર્થ સાધવા માટે ગાદીપર બેઠા છતાં અંગ્રેજોને વળગી રહેવું પડયું હતું. મીર કાસિમને ગાદીએ બેસતાં જ ગળાના બંધ તોડવાની ચેષ્ટા કરવી પડી હતી. આ જ મીર કાસિમનો ઉદ્દેશ હતો. તે આગળ જતાં ઇતિહાસમાં ખુલ્લો થઈ ગયો, છતાં તે ઉદ્દેશ અંગ્રેજો આગળ પહેલાં જાહેર થયો નહોતો. આમ હોવાથી મીર કાસિમની કાર્યપદ્ધતિ ગમે તેવી નિંદનીય હોય, છતાં તેને મૂર્ખ ધારી ધિક્કારી શકાય તેમ નથી. અંગ્રેજો મીરજાફરને અંતઃકરણપૂર્વક ધિક્કારતા હતા, છતાં મીરજાફર આગળ તેના વહાલા મિત્ર તરીકે ઓળખાતા હતા. મીરકાસિમ અંગ્રેજોને અંતઃકરણપૂર્વક ધિક્કારતો હતો, છતાં ઘણા દિવસો સુધી અંગ્રેજોના મિત્ર તરીકે ઓળખાવાને શક્તિમાન થયો હતો.[૧] તેનો છૂપો ઉદ્દેશ અગાઉથી જાણવામાં આવ્યો હોત, તો અંગ્રેજ કાઉન્સિલ કદી પણ પોતાની જાતિનો નાશ કરવામાં સહાયભૂત થાત નહિ. વાન્સિટાર્ટનું કર્મફળ વખત જતાં આત્મદ્રોહરૂપે ખુલ્લું થયું હતું. પરંતુ તેમણે ઇરાદાપૂર્વક આત્મદ્રોહી કરવા માટે મીર કાસિમને મદદ કરી નહોતી જૂનો નવાબ અંગ્રેજોના હાથનું પુતળું હતું; નવા નવાબના હાથમાં અંગ્રેજો પુતળાં રૂપ બન્યા. આમ થવાનું મૂળ કારણ અંગ્રેજોનું અજ્ઞાન તથા મીર કાસિમની હોશિયારી હતી ! આની સાથે વાન્સિટાર્ટ અથવા અંગ્રેજ કાઉન્સિલના સ્વદેશદ્રોહને કશો સંબંધ નહોતો.

---

૧ From the first Meer Cassim was bent on emancipating himself from the English.—Early Records of British India. P. 273.

સિરાજદૌલાને પદભ્રષ્ટ કરતી વેળા અંગ્રેજોએ ધાર્યું હતું. કે આમ કરવાથી અંગ્રેજોનો વેપાર પુષ્કળ પ્રમાણમાં ખીલશે, અંગ્રેજોની શક્તિ વધશે, અંગ્રેજોની આબરૂ પણ વધશે. બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં રામરાજ્ય ફેલાશે! મીરજાફર ગાદીએ બેઠો ન બેઠો ત્યાં તો એ મોહનિદ્રા ઉડી ગઈ! અંગ્રેજોએ ઉંઘમાંથી ઉઠી ચો તરફ જોયું, કે લડાઈના કોલાહલથી વેપારને નુકસાન થાય છે: અંગ્રેજોની શક્તિ વધવાને બદલે પૈસા વગર અંગ્રેજોની કોઠી બંધ થવાની અણીપર આવવા વખત આવ્યો છે; અંગ્રેજોનું માન વધવાને બદલે સત્યાનાશ વળવાની શરૂઆત થઇ છે, બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં રામરાજ્ય ફેલાવાને બદલે અફીણીઓ ઘરડો મીરજાફર અને તેના કુમાર્ગે ચાલનાર ઉદ્ધત પુત્ર મીરણની કુશળતાથી દેશમાં હાહાકાર ફેલાયો છે!

ત્યારે કરેલ કાર્યનું પરિણામ જોઈ અનેક માણસો કંપી ઉઠયાં; કોઇપણ બહાને આ ભૂલ સુધારવાનો પ્રયત્ન કરવાની જરૂર હતી. સેનાપતિ કલાઇવે પોતે આ વાત વિલાયતના ડિરેકટરોને ઈસારામાં જણાવી દીધી હતી. મીરજાફર પર જેમ જેમ અસંતોષ વધતો ગયો તેમ તેમ જણાવા લાગ્યું, કે મીરજાફરની અયોગ્યતા એજ બધા અનર્થનું મૂળ છે; તેને પદભ્રષ્ટ કરતાં બધી બાજુએ શાન્તિ ફેલાશે, અંગ્રેજોના વેપારની ઉન્નતિ થશે. મીરજાફરને હાંકી કાઢવો, એ સહેલી વાત હતી. અંગ્રેજોનાં વચનથી એ નવાબ થયો હતો, તો પછી અંગ્રેજોનાં વચનથી તેને ભિખારી કરતાં શી વાર ? પરંતુ નવો નવાબ અયોગ્ય નહિ નીવડે તેની શી ખાત્રી, તે વાત કોઇએ વિચારી જોઇ નહિ! મીરકાસિમે સમય વિચારી પૈસાવડે અંગ્રેજોનાં મોટાં પેટ પૂરી સ્વાર્થ સાધ્યો! અંગ્રેજો ઓલામાંથી ચૂલામાં પડ્યા.

મુસલમાની રાજ્યની પુનઃસ્થાપના એ **મીર** કાસિમનો મુખ્ય ઉદ્દેશ હતો; તેથી અંગ્રેજોને દબાવવા એજ તેનું મુખ્ય લક્ષ્ય થઇ પડ્યું. તે વખતે હિંદના દરેક ભાગમાં રાજ્યક્રાન્તિ શરૂ થઈ હતી. દિલ્હીશ્વરનો પ્રતાપ તદ્દન ઝાંખો પડી ગયો હતો! અયોધ્યામાં, ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, સર્વત્ર બાહુબલ અને કાવતરાં મુખ્ય ભાગ ભજવી રહ્યાં હતાં, એ વખતે બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં અંગ્રેજી સત્તા ઉખેડી નાખતાં બંગાળામાં પણ સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થપાઈ શકે, એ વિચાર અલીવર્દિ વારંવાર દર્શાવતો હતો. એ વિચારથી સિરાજદ્દૌલા ઉશ્કેરાઈ અંગ્રેજો સાથે આખડ્યો હતો, અને છેવટે પદભ્રષ્ટ થઇ માર્યો ગયો હતો. જો દરબારીઓ અનુકૂળ હોય તો અલીવર્દિનો વિચાર પાર પાડવામાં મુશ્કેલી ન નડે એ વિશ્વાસથી **મીર** કાસિમ વ્યાકુળ થઇ રહ્યો હતો. આ વિચાર પાર પાડવા માટે જ તે ગાદીપતિ થયો હતો અને ગાદીપતિ થતાં જ તેણે ન્યાય અન્યાયનાં ત્રાજવાં ફેંકી દીધાં હતાં.

ગાદીપતિ થયા પહેલાં મુસલમાની રાજ્યની પુનઃસ્થાપના કરવાનું કાર્ય જેટલું સહેલું લાગતું હતું, તેટલું જ ગાદીપતિ થયા બાદ એ કાર્ય મુશ્કેલ જણાવા લાગ્યું! **મીર** કાસિમે જાણી લીધું, કે મારી બધી દોલત વેરી મારી મેં જે રાજગાદી મેળવી છે, તે રાજગાદી એક પત્થરની શિલા સિવાય બીજું કંઇ નથી! ખજાનામાં પૈસો નથી.[૧] સૈનિકો પગાર મેળવવા માટે

૧ To meet all these demands, he found in the treasury only about 50,000 rupees and plate and jewels to the amount of between 3 and 4

ફરફેરાઇ રહ્યા છે; દરબારીઓ લૂટફાટનો ધંધો લઇ બેઠા છે. અંગ્રેજોની બીકથી કોઇને કશું ન કહી શકવાથી કલાઇવના ગવેડા મીર મહમ્મદ જાફરખાં બહાદુર મુસલમાની રાજ્યની કબર ખોદતા ગયા છે! હવે શું તેની પુનઃસ્થાપના થઇ શકે?

આવી સ્થિતિમાં સાધારણ માણસ તો તદ્દન હતાશ થઇ જાય, પોતાના વિચારો પ્રમાણે કામ નહિ થઇ શકે એમ માની આત્મબળિદાનનો રસ્તો ન શોધે. પરંતુ કાસિમઅલી સાધારણ માણસ નહોતો. સાંસારિક બાબતોમાં તેની કુશાગ્રબુદ્ધિ બહુજ તીક્ષ્ણ હતી, માણસોની પરીક્ષા કરવામાં તે બહુ કુશળ હતો. કાર્યકુશળતા. હિંમત, તત્પરતા અને ઉદ્દેશ સાધવાની યુક્તિઓ શોધી કાઢવામાં તેની પ્રતિભા બહુ વિકાસ પામી હતી. વિપત્તિમાં ધૈર્ય, વેર વાળવામાં કઠોરતા, કાર્ય પૂરૂં કરવામાં સખત મહેનત વગેરે ગુણોમાં કાસિમઅલી સિદ્ધ તરીકે સર્વત્ર પંકાતો હતો.[૧] તે જરા પણ અચકાયા વિના દૃઢ પગલે પોતાનો વિચાર પાર પાડવા આગળ વધ્યો!

---

lakhs more.—Brome's Rise and Progress of the Bengal Army, Vol. 1., 316.

૧ He was a man of considerable ability, far above the ordinary run of his countrymen, active and energetic, an excellent man of business and attentive to all details himself, he was shrewd and of quick discernment, expert in estimating the characters of those with whom he had to deal, and where his own immediate interest of

મીરજાફરને પદભ્રષ્ટ કરવાથી અંગ્રેજોમાં જે બે પક્ષ પડી ગયા હતા, તે પક્ષ વચ્ચે વાદવિવાદ ચાલતો હોવાથી, **મીર** કાસિમનું કાર્ય સરળ થયું. **મીરજાફરને** પદભ્રષ્ટ કરવાથી અંગ્રેજોમાં ભારે સંગ્રામ જાગ્યો હતો. એક પક્ષ **મીરજાફર** માટે રડતો હતો; અને બીજો પક્ષ **મીર** કાસિમના ગુણાનુવાદ ગાતો હતો. બંને પક્ષો પોત પોતાના પક્ષનાં વખાણ કરતાં સભાઓ કંપાવતા હતા. સામા પક્ષના દોષ બતાવવામાં નિર્દયની પેઠે લખાણપટ્ટી કર્યે જતા હતા. કાર્યકુશળ **નવાબ** સમજી ગયો, કે આ અવસર જવા દેવો જોઇએ નહિ. તેણે ગવર્નરનો પક્ષ લીધો. આ વખતે તે પક્ષ પ્રબળ હતો. તેથી **મીર** કાસિમ પોતાના વિચારો પ્રમાણે કાર્ય કરવા લાગ્યો.

ઘરડા **મીરજાફરને** કોઇ સદ્ગુણી તો ધારતું નહોતું[૨]. છતાં તેને પદભ્રષ્ટ કરવાથી અંગ્રેજોમાં આમ ફાટ શામાટે પડી, તે બનાવ

---

passions were not concerned, he appears to have had the good of the province generally at heart, and to have administered the government both in Judicial and Revenue Departments with vigour and justice.–Broome's Rise and progress of the Bengal Army, Vol. 1. 315.

૨ He who could pledge the most solemn oaths of fidelity to a sovereign of whose throne he was about to take possession, could scarcely be regarded as a pattern of moral excellence.—Thornton's History of the British Empire in India. Vol. 1 406.

એક ઐતિહાસિક નવાઇ તરીકે ઇતિહાસમાં ચિરંજીવ થઇ રહ્યો છે. બંને પક્ષના વાદવિવાદોથી, ભરપૂર લખાણોથી ઇતિહાસનાં પાનાં ને પાનાં રોકાઇ રહ્યાં છે. આટલા દિવસ પછી એ વાદવિવાદનું મૂળ કારણ શોધવાનો પ્રયત્ન કરવો એ ગધ્ધામજૂરી કરવા જેવું છે. મીરજાફરને પદભ્રષ્ટ કરવાની જરૂર હતી, એ ખરી વાત છે. પરંતુ તેની સાથે લાંચ લેવાની ક્રિયા ન થઈ હોત, તો અંગ્રેજ વેપારીઓનું નામ ઇતિહાસમાં કલંકિત થઇ પડત નહિ.

ગવર્નર વાન્સિટાર્ટે અંગ્રેજ કાઉન્સિલનું ઉપરીપણું સ્વીકાર્યું તે પહેલાં ગવર્નર હોલ્વેલ અને સેનાપતિ કેલિઓડે મીરજાફરને પદભ્રષ્ટ કરવાની બધી વ્યવસ્થા કરી રાખી હતી. હોલ્વેલની સલાહ મુજબ વાન્સિટાર્ટે કાઉન્સિલનો જાહેર રીતે મત ન લેતાં, થોડા સભાસદો સાથે છૂપી મસલત કરી મીરજાફરને પદભ્રષ્ટ કર્યો. કાસિમ અલીએ એ થોડા સભાસદોને જ ઇનામ આપવાનું વચન આપ્યું હતું. આથી અંગ્રેજ કાઉન્સિના બીજા સભાસદો પોતાને ઇનામ ન મળ્યું હોવાથી જ આ વિરુદ્ધ પક્ષમાં જોડાયા હતા, એવું ઘણાખરા અંગ્રેજ લેખકોનું કહેવું છે[૧]. મીરજાફરનો પક્ષ લેનારા

૧ Notwithstanding the obvious advantages already obtained and the improved prospects held out by the change, the personal interests of the opponents led them to condemn the whole proceeding, and a series of disgraceful disputes commenced, which were finally productive of the destruction of many of those concerned and of

અંગ્રેજોમાં એમિયટ, એલિસ, મેજર કર્નાક, સ્મિથ અને વરલ્સ્ટ વગેરે હતા. અંગ્રેજ કાઉન્સિલના તે વખતના સભાસદોમાં ફક્ત એમિયટ સાહેબ જ હોલ્વેલ પછી ગવર્નર થવાના હતા પરંતુ પોતાને એ પદ ન મળતાં વાન્સિટાર્ટને ગવર્નરનો ઓહ્દો મળ્યો, તેથી તેઓ સાહેબના હૃદયમાં વાન્સિટાર્ટ વિરુદ્ધ અદેખાઇની આગ ભભુકતી હતી. એલિસ જો કે નવોસવો હતો, છતાં તેને પટણાની કોઠીનો ગુમાસ્તો થવાની બહુ ઇચ્છા હતી; વાન્સિટાર્ટે એ જગોપર મેકગાયરની નીમણુક કરી, તેથી ક્રોધી એલિસ બહુજ અસંતોષી બન્યો હતો. મેજર કર્નાક તે વેળાએ વિલાયતથી મુખ્ય સેનાપતિ બની હિંદમાં આવ્યો હતો. પરંતુ વાન્સિટાર્ટે થોડા દિવસ માટે કેલિઓડને જ પટણાની એકહથ્થુ સત્તાપર કાયમ રાખ્યાથી મેજર કર્નાકને બહુજ ખોટું લાગ્યું હતું સ્મિથ અને વરલ્સ્ટ જૂના સભાસદો હતા, પરંતુ તેઓને પૂછ્યા વગર મીરજાફરને પદભ્રષ્ટ કરવાનું કામ થયું હોવાથી તેઓ પણ વાન્સિટાર્ટ વિરુદ્ધ પડ્યા હતા[૧]. જેઓ

the most disastrous consequences to the interests of the Company generally, from which they were only rescued by the gallantry of the Army and the ability of its leaders —Broome's Rise and Progress of the Bengal Army, Vol. 1., 318.

૧ Foremost among the opponents of Mr. Vansittart, who was rendered generally unpopular by his having been brought from another Presidency, was Mr. Amyat' the Senior Member of

વાન્સિટાર્ટ વિરુદ્ધ પડયા હતા, તેઓ લખી ગયા છે, કે વાન્સિટાર્ટના બધાં કાર્યો અન્યાયી છે, જૂલમી છે, અને કેવળ લાંચ લેવા માટેજ કરવામાં આવ્યાં છે.

મીર કાસિમ સાથે ઈ. સ. ૧૭૬૦ ના સપ્ટેમ્બરમાં જે છૂપું

---

the Council next to Mr. Holwell: this gentleman never forgave the fact of his own supercession: he was supported by Mr. Ellis, who had just arrived from England and Major Carnac, a man of violent passions, and who took offence at Mr. Vansittart's refusal to appoint him to succeed Mr. Amyatt at Patna, a situation which was conferred on Mr. Megure; Major Carnac joined this party, his pride having been wounded by Mr. Vansittart's resolution to retain Col. Cailland in the command of the troops until affairs were settled. Mr. Smith, and Mr. Verelest took the same side, considering themselves slighted as members of Council in not having been officially informed of the arrangements in contemplation which were entirely conducted by the Select Committee—Broome's Rise and Progrees of the Bengal Army, V l. 1., 318.

કરારનામું કરવામાં આવ્યું હતું, તેથી કંપનીને ફાયદો થાય તેમ હતું, એમ સામાન્ય રીતે અંગ્રેજોનું માનવું છે. પ્લાસીની લડાઇ પહેલાં **મીરજાફરે** અંગ્રેજોને જે કંઇ આપવાનું સ્વીકાર્યું હતું, તે બધું કંપનીને મળ્યું નહોતું; અને મળે તેવી આશા પણ નહોતી. **શાહજાદો** બંગાળાપર હલ્લો કરવાની ભારે તૈયારીઓ કરી રહ્યો હતો; **મીરજાફર** જેવા આળસુ નવાબથી એને અટકાવી શકાય તેવું નહોતું. કંપનીનો વેપાર બંધ પડવાની અણીપર હતો. પૈસા નહોતા, હતા તેટલા લડાઇમાં વપરાઇ ગયા હતા. **મીર** કાસિમ સાથે સંધિ કર્યાથી આ હરકત મટી હોવાથી ગવર્નર અને તેના સાથીઓ આ નવી ઉથલપાથલ સફળ કરવા માટે મહેનત કરી રહ્યા હતા. કંપનીને ઉંડા ખાડામાં ઉતારી પેટ ભરવું એ કોઇનું લક્ષ્ય નહોતું. કંપનીનું હિત કરવું એજ મુખ્ય ઉદ્દેશ હતો. એ વાત કાગળપત્રો બતાવી સાબિત કરવાનું કામ કઠણ ન હોવાથી ગવર્નરના સામા પક્ષને ચુપ રહેવું પડયું.

કલકત્તાની કાઉન્સિલમાં ગવર્નરનો પક્ષ પ્રબળ રહ્યો. વિરુદ્ધ પક્ષવાળાઓએ એક લાંબો રિપોર્ટ વિલાયત મોકલ્યો; પરંતુ બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં તો વાન્સિટાર્ટના મત મુજબ બધું કાર્ય થવા લાગ્યું. તે બધી બાબતમાં કાસિમઅલીની તરફેણ કરવા લાગ્યો.

નવો નવાબ "નાસિર-ઉલ-મુલ્ક ઇમતિયાજ-ઉદ્-દૌલા મીર મહમ્મદ કાસિમઅલીખાં નસરત જંગ બહાદુર" ગાદીએ બેઠો. તેને તરતજ પૈસાનો સંચય, બળવાખોરોનું દમન, શાહજાદાના હલ્લાનો અટકાવ અને પ્રજાનાં રક્ષણના ઉપાય શોધવા પોતાની બધી શક્તિ કામે લગાડવી પડી. કાસિમઅલીનાં દરેક કાર્યથી અંગ્રેજોનું

હિત થવાનું છે એમ માની વાન્સિટાર્ટ વગેરે કાસિમઅલીને અનુમોદન આપવા લાગ્યા: આમ થવાથી ચતુર નવાબ આ બધાં ફિટોવાટે પોતાનો ઉદ્દેશ પાર પાડવાની તૈયારીઓ કરવા લાગ્યો.

પૈસા મેળવવા માટે કાસિમઅલીએ જે ઉપાયો લીધા, તે ઉપાયોએ કોઇનું ધ્યાન ખેંચ્યું નહિ. નવા નવાબની આજ્ઞાથી રંગમહેલના વિલાસો બંધ પડયા; નૃત્યગીત બંધ પડયાં; ડફામશ્કરીએ રાજમહેલમાંથી રજા લીધી; ઠાઠમાઠ ચાલ્યો ગયો; અગણિત દાસદાસીઓની સંખ્યા ઓછી થવા લાગી; જેના વગર બિલકુલ ન ચાલે તેટલુંજ રહ્યું. તે સિવાય બીજું બધું અમર્યાદિત ખર્ચ બંધ થયું. આ રીતે પૈસા પેદા કરવાની વ્યવસ્થા કરવામાં આવી. રજપૂતોની સત્તા કાયમ કરવા માટે મહારાજા પ્રતાપસિંહે પાંદડામાં ભોજન કરવાનું અને ભૂમિપર શયન કરવાનું પણ લીધું હતું, તેમ મીર કાસિમે પણ મુસલમાની સત્તા કાયમ કરવા માટે પોતાનાં બધાં સુખોનો ભોગ આપી ખર્ચ ઓછું કર્યું. આ બાબતમાં કાસિમઅલીના જેવો બીજો એક પણ રાજા બંગાળામાં થયો નથી!



## પ્રકરણ ૯મું.

### અંગ્રેજ-વેપારીઓને જમીનદારી મળી.



Mir Kassim was shrewd and of quick discernment.

—Brome's Bengal Army.

મીરજાફરના અયોગ્ય સ્નેહથી રાજ્યમાં કેટલાક સાધારણ લોકો અસાધારણ સત્તા ભોગવતા હતા. તેઓએ મીરજાફરની પડતીના વખતમાં રાજ્યના ઉપજનો ઘણો ખરો ભાગ હજમ કર્યો હતો. એવા લોકોમાં કિનુરામ, મન્નુલાલ અને ચિનકલાલનાં નામ ઇતિહાસમાં પ્રસિદ્ધ થયાં છે. તેઓ તદ્દન હલકા દરજ્જાના નોકર તરીકે

નવાબના દરબારમાં પેઠા હતા; મીરજાફરની ઉન્નતિ સાથે તેઓની પણ ઉન્નતિ થઈ હતી. તે એટલે સુધી કે કારભારીઓને પણ આ નોકરોથી ડરવું પડતું. સ્વાર્થ સાધવો એજ તેઓનો મુખ્ય ઉદ્દેશ હતો; આથી તેઓ મીરજાફરની પડતીના સમયમાં પૈસોટકો હજમ કરી સુરક્ષિત સ્થાને સરી પડવા લાગ્યા. ચતુર નવાબે તેઓને કેદ કરી, હિસાબ આપવાની આજ્ઞા કરી.

જુના જમાનાનો ઇતિહાસ વાંચતાં જણાય છે, કે રાજાઓની કૃપાદૃષ્ટિ થતાં તદ્દન અયોગ્ય વ્યક્તિ પણ રાજ્યમાં અસાધારણ સત્તા ભોગવે છે. મીરજાફરના અમલમાં પણ તેવું જ થયું હતું. મહેસૂલ ઉઘરાવવાનું ભારે કામ લાયક અમલદારોને ન સોંપતાં આવા સાધારણ નોકરોને જ સોંપવામાં આવતું. ઉપલા આસામીઓ હિસાબ આપી શકયા નહિ, એટલુંજ નહિ પણ મહેસૂલ સંબંધીના મુખ્ય મુખ્ય પ્રશ્નોના જવાબ પણ આપી શકયા નહિ. કાસિમ અલીએ તેઓના તથા તેમની હાથ નીચેનાં માણસોને બરતરફ કર્યા; અને તેઓમાંના જે જે માણસો કસુરદાર હતા તેઓની મીલ્કત જપ્ત કરવામાં આવી. આ વખતે પૈસાની બહુ ખેંચ હતી; મુર્શિદાબાદનું નવાબી સૈન્ય પગાર વગર અધીરૂં થઇ ગયું હતું; શાહજાદાને અટકાવવા પટણામાં પડેલું સેનાપતિ કેલિઓડના હાથ નીચેનું ગોરૂં સૈન્ય પગાર માટે ઉતાવળ કરતું હતું; બિહારમાંનું નવાબી સૈન્ય ઉશ્કેરાઈ ગયું હતું. મુર્શિદાબાદના ઇતિહાસપ્રસિદ્ધ ખજાનામાં ફક્ત પચાસહજાર સિક્કા મળવાથી કાસિમ અલી હોહા કરડાવવા લાગ્યો. તેણે સોના રૂપાના વાસણો, જવાહીર વગેરે જે કંઈ મળ્યું તે વેચી નાખ્યું. મહેસૂલ ઉઘરાવનાર અમલદારોમાંના જેઓ મહેસૂલ હજમ કરી ગયા હતા,

તેઓને દંડી તેમની મીલ્કત જપ્ત કરી. આ રીતે જેમ બને તેમ ખજાનો જલદી તર કરવાના ઉપાયો લીધા.

કાસિમઅલીએ થોડા રોજમાં એવી કુશળતાથી પૈસો મેળવ્યો કે ગાદીએ બેઠા પછી એક માસમાં તેણે મુર્શિદાબાદમાંના નવાબી સૈન્યને સંતોષ્યું; અંગ્રેજ કાઉન્સિલને અઢી લાખ રૂપીઆ આપી મદ્રાસની નાણાંભીડ મટાડી; પટણાની નવાબી સેના માટે પાંચ લાખ અને અંગ્રેજ સેનાને માટે બે લાખ મળી કુલ સાત લાખ રૂપીઆ કર્નલ કેલીઓડને મોકલ્યા[1].

નવા નવાબની પૈસા એકત્ર કરવાની પદ્ધતિ ઘણાખરા માણસોને નવીન જણાઇ. બરતરફ થએલા અમલદારો અસંતોષી બન્યા: રજા આપવામાં આવેલ દાસ-દાસીઓ રસ્તા પર રખડવા લાગ્યાં; જેઓએ અન્યાયથી પૈસો પ્રાપ્ત કર્યો હતો, તેઓનો પૈસો ખજાનામાં ગયો ને તેઓ ચારે તરફ હાહાકાર કરતા ભટકવા લાગ્યા; થોડાજ દિવસોમાં કાસિમઅલી વિરુદ્ધ અંગ્રેજ કાઉન્સિલ સમક્ષ ફરિયાદો આવવા લાગી! કાસિમઅલીને નવાબનો ઓદ્દો આપવા વિરુદ્ધનો પક્ષ ખળભળી ઉઠ્યો. તે પક્ષ કાસિમઅલીના પ્રત્યેક કાર્યની સમાલોચના કરવા લાગ્યો. ગવર્નર અને તેના સાથીઓ જાણતા હતા, કે આ વખતે પૈસાની બહુ જરૂર છે; માટે તેઓ કાસિમઅલીનાં આ કાર્ય વિરુદ્ધ કશું બોલ્યા નહિ. બહુ કોલાહલ મચતાં ગવર્નર વાન્સિટાર્ટે કાઉન્સિલને ચોકખી રીતે જણાવી દીધું, કે "કાસિમઅલી એજ આ દેશનો માલિક છે;-તે કેવી રીતે પૈસો મેળવે છે,

1 Vansittart's Narrative, Vol. 1., 140,

ને વાત વિદેશી વેપારીઓની કાઉન્સિલને જાણવાની જરૂર નથી.':

મીરજાફરના વખતથી અંગ્રેજો આ દેશના ખરા માલિક થઇ પડ્યા હતા; રાજ્યવહીવટનાં દરેક કાર્યમાં તેઓએ હાથ નાખવો શરૂ કર્યો હતો; તેઓ તથા લોકો સમજી ગયા હતા કે રાજ્યના માલિક અંગ્રેજો જ છે. મીરજાફરે પણ આડકતરી રીતે એ સ્વીકારી લીધું હતું. કાસિમઅલી એ વિશ્વાસ દૂર કરી બંગાળાની રાજ્યગાદી સ્વતંત્ર કરવા તૈયાર થયો હતો; માટે અંગ્રેજ ગવર્નરે જ્યારે ખુલ્લી રીતે જણાવી દીધું, કે મીરકાસિમ એ જ આ દેશનો માલિક છે, ને કેવી રીતે રાજ્ય ચલાવે છે, તેનાં છિદ્રો ખોળવાનો પરદેશી વેપારીઓની કાઉન્સિલને હક નથી; ત્યારે કાસિમઅલીનો માર્ગ સહેલો થઇ ગયો. પ્લાસીની લડાઈ બાદ અંગ્રેજો વારંવાર બંગાળા બિહાર અને ઓરીસ્સાના અમલમાં ડખલગીરી કર્યા કરતા હતા. તે ડખલગીરી વાન્સિટાર્ટે બંધ પાડી. મીર કાસિમને આ તક મળતાં તે પોતાને તદ્દન સ્વતંત્ર અને અંગ્રેજોને આશ્રિત વેપારીઓ ગણવાની તૈયારીઓ કરવા લાગ્યો.

આ પ્રયત્નોમાં જ મીર કાસિમની ખરી હોશિયારી જણાઇ આવે છે. અંગ્રેજ વેપારીઓ વેપાર કરવા માટે બંગાળામાં આવ્યા હતા, અને મોગલ સલ્તનતના આશ્રયતળે શાંત રીતે વેપાર ચલાવતા હતા. દેશની સાથે, દેશપર, અમલ ચલાવવાની શક્તિ સાથે, બંગાળીઓનાં સુખદુઃખ સાથે તેને કશો સંબંધ નહોતો. ત્રણ વર્ષ પહેલાં, સિરાજદ્દૌલાના રાજ્યઅમલમાં અંગ્રેજો મુર્શિદાબાદના સરિયામ રસ્તાપર છાતી કહાડી ચાલી શકતા નહિ, વાતવાતમાં અંગ્રેજ વેપારીઓને હાથ જોડી રાજ્યના અમલદારો સમક્ષ ઉભું

રહેવું પડતું ! ફિદનાઈ બતાવતાં પગમાં બેડીઓ પડતી, અને એવી સ્થિતિમાં નવાબની ઘોડારમાં કેદ થવું પડતું. આ ત્રણ વર્ષમાં આ-ટલો બધો ફેરફાર ! મીર કાસિમે જાણી લીધું હતું, કે કેવળ બે ભૂ-લોને લીધે જ મુસલમાનોને અંગ્રેજોએ દબાવ્યા હતા. મીરજાફરે કોઇ ખરાબ મુહૂર્તમાં અંગ્રેજોની સેનાની મદદ માટે માસિક પગાર આપવાની પ્રતિજ્ઞા કરી હતી; અને તેજ રીતે કોઈ ખરાબ મુહૂર્તમાં ખજાનામાં નહોતું છતાં પુષ્કળ દ્રવ્ય આપવાનું કબૂલી રાજ્યગાદી લેવા પ્રયત્ન કર્યો હતો. તેની ભૂલોને લીધે અંગ્રેજોનું દેવું વધતું ગયું છે; અંગ્રેજ સેનાની મદદ સિવાય રાજ્યનું રક્ષણ થઇ શકે તેમ નથી. મુસલમાની રાજ્યની ફરી સ્થાપના કરવા આ બે ભૂલો સુધારવાની જરૂર હતી. પ્રથમ તો અંગ્રેજો જે કંઇ માગે છે તે પાઇએ પાઈ ચૂકવી આપવું, અને બીજું યુરોપી પદ્ધતિ મુજબ દેશી સૈન્ય તૈયાર કરી અંગ્રેજ સેનાની મદદ માગવાની જરૂર દૂર કરવી. આ બે કાર્ય કરવાથી એ ભૂલો સુધરે તેમ છે. આ યોજના અતિ ખરચાળ હતી; પરંતુ મીર કાસિમને તો એ યોજના પાર પાડ્યા સિવાય છૂટકોજ નહોતો. તે ધીરે ધીરે એ યોજના પાર પાડવાની તૈયારી કરવા લાગ્યો.

ખજાનામાં ધારવા મુજબ પૈસો મળ્યો હોત, તો મીર કાસિમ અંગ્રેજોનું દેવું ભરી આપવામાં વિલંબ કરત નહિ. પરંતુ તે જાણ-તો હતો, કે મારા એ પ્રયત્ન એકદમ સફળ થાય તેમ નથી, ખર્ચ ઘટાડી, આવક વધારી, મહામહેનતે ભેગી કરેલી પૈસાની કોડીએ કોડી અંગ્રેજોને ભરતાં છતાં એ દેવું એકદમ વળે તેમ નહોતું. જયાં સુધી દેશી લશ્કર ન ગોઠવાય, જયાં સુધી લડાઈનાં હાથયારો આ દેશમાં ન બને, ત્યાં સુધી રાજ્યના બચાવ માટે અંગ્રેજી લશ્કરને માસિક

રકમ આપવીજ પડશે; એ રકમ માટે હંમેશાં વાદવિવાદ કરવો જ પડશે; અને આજે આ, તો કાલે તે, એમ બ્હાના બતાવી અંગ્રેજ સેનાપતિઓ એ રકમનો આંકડો વધાર્યાજ જશે. આ બધી અગવડ દૂર કરવા માટે **મીર** કાસિમે એક નવો ઉપાય શોધી કાઢી અંગ્રેજો સાથે સંધી કરી હતી.

**મીર**જાફર અંગ્રેજોનું દેવું વાળી ન શકવાથી વખતો વખત નદીઆ, વર્દ્ધમાન વગેરે મુખ્ય મુખ્ય સ્થાનનું મહેસૂલ ઉઘરાવવાની જવાબદારી અંગ્રેજો પર નાંખતો હતો. તેઓ તે સ્થાનના જમીનદારોને ધમકાવી મહેસૂલ ઉઘરાવતા અને પોતાનાં લહેણાં પેટે એ રકમ વાળી લેતા. આથી પ્રજા બહુ પીડાતી, અંગ્રેજોની શક્તિ પણ વધતી જતી; છતાં અંગ્રેજોનું દેવું તો જોઇએ તેટલું વળતું નહિ. આ પ્રમાણે અંગ્રેજોના દેવા માટે આખા રાજ્યને દેવાદાર રાખવા કરતાં થોડો પ્રદેશ અંગ્રેજોને સોંપી બાકીના પ્રદેશને સ્વતંત્ર કરી લેવા માટે **મીર** કાસિમે વર્દ્ધમાન, મેદિનીપુર અને ચટ્ટગામ એ ત્રણ પરગણાને અંગ્રેજોના હાથમાં સોંપી દેવાની માગણી કરી હતી. આ ત્રણ પરગણામાંથી જે ઉત્પન્ન થાય, તે અંગ્રેજો રાખે; તે સિવાય નવાબ પાસેથી કંઈ પણ ન મળે; એ ત્રણ પરગણામાંથી રીત સર મહેસૂલ ઉપજે અગર ન ઉપજે તે માટે પણ નવાબ જવાબદાર ન રહે, એવી મતલબનો ઠરાવ **મીર** કાસિમે અંગ્રેજ કાઉન્સિલને જણાવ્યો. વાન્સિટાર્ટ વગેરે **મીર** કાસિમના મતના હોવાથી અંગ્રેજ કાઉન્સિલે આ ઠરાવ સ્વીકાર્યો; અને એથી અંગ્રેજોનું બહુ હિત થયું એમ માની બધા બહુ ખુશી થયા. અંગ્રેજો આટલી સહેલાઇથી માની ગયા, એ જોઇ **મીર** કાસિમને પણ બહુ આનંદ થયો.

આટલે દિવસે બંગાળામાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થપાયું, તેથી અંગ્રેજો બહુ રાજી થયા. મીર કાસિમ પણ કાયમને માટે બંગાળા, બિહાર અને ઓરિસ્સાના બાકીના પ્રદેશને અંગ્રેજોના હાથમાંથી છોડાવી ખુશી થયો.

મીર કાસિમને રાજી થવાનાં બીજાં કારણો પણ હતાં. મરાઠાઓના હુમલાથી મેદિનીપુર અને વર્દ્ધમાન (બર્દવાન) પાયમાલ થઇ ગયાં હતાં; તે પરગણાંનાં ઘણાં ખરાં ગામો વસ્તી વિનાનાં થઇ ગયાં હતાં; ઘણાં ખેતરો ખેડાયા વિના ઘાસનાં બીડરૂપ બની ગયાં હતાં; અને અંધાધુંધી ને લીધે તક સાધી તે પ્રદેશના જમીનદારો વિદ્રોહી થઈ ગયા હતા. તેઓને ઠેકાણે આણવામાં પુષ્કળ ખર્ચ થાય તેમ હતું. અને પુષ્કળ ખર્ચ કર્યા છતાં એ બે પરગણાંમાંથી કંઇ બહુ પ્રાપ્ત થાય તેમ પણ નહોતું. ચટ્ટગામની વાતજ ન કરવી. મોગલોનું રાજ્ય સ્થપાયું ત્યારથી ચટ્ટગામ લડાઇનું સ્થળ બની ગયું હતું; આરાકાનના રાજાને ચટ્ટગામ માટે કેટલાંએ યુદ્ધો કરવાં પડયાં હતાં. છેવટે મગ અને ફિરંગી ચાંચિયાઓએ ચટ્ટગ્રામમાં થાણું નાખી સ્થળ માર્ગે તથા જળ માર્ગે બંગાળાના નીચલા પ્રદેશને લૂંટવો શરૂ કર્યો હતો. મગ અને ફિરંગીઓના જૂલમથી ચટ્ટગ્રામમાં શાંતિનું નામ નહોતું. ત્યાંની વ્યવસ્થા કરવા જેટલું મહેસૂલ પણ ત્યાંથી ઉપજતું નહોતું. આવી સ્થિતિમાં ચટ્ટગ્રામ હાથમાંથી જાય તેમાં કંઇ નુકશાન નહોતું! આથી અંગ્રેજોને એ ત્રણ પરગણાં આપી પોતે દેવામાંથી મુક્ત થયો તેથી મીર કાસિમને બહુ આનંદ થયો.

બંને પક્ષની સંમતિથી આ બધી વ્યવસ્થાનું કરારનામું કરવામાં

આવ્યું[૧]. કાસિમઅલીએ ગાદીએ બેસી એ સંધિ પાળવા માટે વર્દ્ધમાન, મેદિનીપુર અને ચટ્ટગ્રામ અંગ્રેજોને આપી દીધાં. આ રીતે અગ્રેજોના હાથ નીચે પ્રત્યક્ષ રીતે બંગાળાનાં ત્રણ મુખ્ય પરગણાં આવ્યાં; અને એ સમયથી એ ત્રણે પરગણાંની અંધાધુંધી ધીમે ધીમે અલોપ થતી ગઇ.



૧ For all charges of the Company and of the said army, and provisions for the field & tc. the lands of Burdwan, Midnapur, and Chittagong shall be assigned, and Sunnuds for that purpose shall be written and granted. The Company is to stand all losses, and receive all the profits of these three countries; and will demand no more than the three assignments aforesaid.—Clause fifth of the treaty concluded between Mr. Vansittart, the --gentleman of the Select Committee and the Nabab Meer Mahamed Kassim Aly Khan; dated the 27th of September, 1760.

## પ્રકરણ ૧૦ મું

### બળવો શમાવ્યો



"The brunt of the fight fell upon the English, conduct of his own troops whenever they were brought under fire convinced Mir Cassim of the necessity of a reform in his army as stringent as that which he had introduced into his treasury."

—Col. Malleson.

મીરજાફરની નબળાઇનો લાભ લઇ સરહદપરના જમીનદારો થોડા ઘણા પ્રમાણમાં સ્વતંત્ર થઇ ગયા હતા. એ વખતે શાહજાદો શાહ આલમ હિંદના શહેનશાહના ઓદ્ધા પર આવવાની આશાથી લશ્કર લઇ બંગાળા તરફ આવ્યો, તેથી જમીનદારોને સુગમતા થઇ.

**મીર** કાસિમ ગાદીપતિ થયો ત્યારે **બિહાર**નો ઘણોખરો ભાગ તથા **મેદિનીપુર**, **વર્દ્ધમાન** અને **બીરભમ મુર્શિદાબાદ**ના **નવાબ**ની સત્તામાંથી ચાલ્યાં ગયાં હતાં. અંગ્રેજોને **મેદિનીપુર**, તથા **વર્દ્ધમાન** મળ્યા છતાં તેઓ ત્યાંથી મહેસૂલ ઉઘરાવી શક્યા નહિ; તેથી બળવો શમાવવા માટે પ્રથમ અંગ્રેજ અને નવાબની સેનાને **મેદિનીપુર** પ્રદેશમાં જવું પડ્યું.

કર્નલ કેલિઓડ પટણા તરફ ગયો એટલે કમાન **માર્ટિન** વ્હાઇટની સરદારી નીચે ગોરા તથા કાળા સિપાહીઓની એક ટુકડી તથા કેટલાક ગોલંદાજોને **મેદિનીપુર** તરફ મોકલવામાં આવ્યા. **મીર** કાસિમ પોતે સિપાઇના લશ્કરની સરદારી લઇ અંગ્રેજ સેનાપતિ **મેજર** યોર્ક અને તેના સૈન્ય સાથે **વર્દ્ધમાન** તરફ આગળ વધવા લાગ્યો[1]. કમાન **માર્ટિન** વ્હાઇટને **મેદિનીપુર** તરફ રીતસર યુદ્ધ કરવું પડ્યું નહિ. અંગ્રેજોનું લશ્કર પહોંચ્યું કે તરત બળવાખોરો જંગલો તરફ નાસવા લાગ્યા. આ પ્રમાણે કંઈ પણ ખુવારી વેઠયા સિવાય **મેદિનીપુર** કબજે થયું. કમાન સાહેબ મેદિનીપુરમાં થોડું લશ્કર રાખી બાકીનું લઈ લશ્કર **બીર**ભમ તરફ ગયા.

**બીર**ભમનો જમીનદાર **આસદ** જમાનખાંએ ખુલ્લી રીતે બળવો ઉઠાવ્યો હતો. તે બાહુબળવડે બાહુબળને હરાવવાની ઇચ્છાથી શક્તિ મુજબ સૈન્ય **એકત્ર** કરી હલ્લો ખાળવાની તૈયારી કરી બેઠો હતો. તેના લશ્કરે **બીર**ભમના વીકટ પ્રદેશમાં કડેયા નામનાં સ્થળે કિલ્લો બાંધી થાણું નાખ્યું હતું. **આમદ** જમાનખાં લડાઇમાં પારવધો હતો.

---

૧ Seir Mutakherin, Vol. II. 156–518.

તેના પ્રબળ પ્રતાપથી બીરભમનું નામ સાર્થક થયું હતું. તેણે વીસ હજાર પાયદળ અને પાંચ હજાર ઘોડેસ્વાર સૈન્ય સાથે કડેવામાં છાવણી નાખી છે એવી બાતમી મળતાં તેની હિલચાલ તપાસવા માટે નવાબની સેનાને થોડા રોજને માટે બુધગામમાં છાવણી નાખવાની જરૂર પડી.[1]

મીરકાસિમ મેજર યોર્ક બુધગામમાં અને કપ્તાન વ્હાઇટ વર્દ્ધમાનની ઉત્તરે છાવણી નાખી બેઠા રહ્યા. શત્રુની હિલચાલ નક્કી થયા બાદ બંને સૈન્યોએ આસદ જમાનખાંપર એકી સાથે હલ્લો કરવો એવું નક્કી થતાં કપ્તાન વ્હાઇટને વાયવ્ય તરફથી બીરભમ તરફ આવવાનો હુકમ આપવામાં આવ્યો.

કપ્તાન વ્હાઇટ હિંમતભેર આગળ વધવા લાગ્યો. આસદજમાને જ્યાં છાવણી નાખી હતી, તે સ્થાન સ્વાભાવિક રીતે દુર્ગમ હતું. સામેથી હલ્લો થવાની આશા ઓછી હોવાથી તે નિશ્ચિંત ચિત્તે બેઠો હતો. એ સમયે કપ્તાન વ્હાઇટનાં લશ્કરે એકાએક બાજુએથી છાવણીમાં પ્રવેશ કર્યો. આવો અકસ્માત થતાં સાધારણ રીતે જેમ બને છે, તેમ આ વખતે પણ બન્યું. આસદ જમાનખાંના સૈનિકો નાઠા. એ જ વખતે મેજર યોર્ક અને મીર કાસિમનાં લશ્કરો આગળ વધ્યાં. નાસેડુ સૈનિકોની પૂરેપૂરી હાર થઇ[2]. આ પ્રમાણે

૧ Seir Mutakherin, Vol. II. 1'9.

૨ Broome's Rise and Progress of the Bengal Army, Vol. I. 319.

બીરભમ અને વર્દ્ધમાન સહેલાઇથી વશ થયાં; ફરીથી નવાબની સત્તા જામી.

આ બળવો શમાવવામાં નવાબનાં લશ્કરને જે ખંડયુદ્ધો કરવાં પડયાં હતાં, તેમાં તે સારો દેખાવ કરી શક્યું નહોતું! મોગલોની ચઢતીના સમયમાં મોગલોનાં પગલાંથી બંગાળાની જમીન ધ્રુજતી; અત્યારે મોગલોનો સૂર્ય આથમવા આવ્યો હતો, તેથી મોગલોનું સૈન્ય પણ નમાલું બની ગયું હતું. હંમેશાં ઉથલપાથલ થતી હોવાથી, લશ્કરને આમ તેમ ભટકવું પડતું, તેઓને વ્યવસ્થા પૂર્વક કેળવણી મળતી નહિ; કોને માટે, શામાટે મરવા જઇએ છીએ, તે પણ લશ્કરીઓ જાણી શકતા નહિ! એક વખત તેઓ સિરાજદૌલાને બાંધી આણી મીરજાફરને ગાદીપતિ કરે છે; વળી મીરજાફરને બાંધી આણી મીર કાસિમને ગાદીએ બેસાડે છે; આવાં અનિશ્ચિત ક્ષેત્રને વિષે લશ્કરીઓની નીતિ, કેળવણી અને ચારિત્ર હીન દશાને પ્રાપ્ત થયું હતું. તેઓમાં સ્વામિભક્તિનું નામ નહોતું. તેઓને પગાર પણ વખતસર મળતો નહિ; તેથી તેઓ લૂટફાટની આશાથી લડાઇમાં જતા. લૂટફાટ એજ તેમનો પગાર હતો. આમ હોવાથી કોઇ કોઇ વખતે જ્યારે ખરી લડાઇ જામતી અગર પ્રાણઘાતક ગોળીઓ છૂટતી, ત્યારે તેઓ જીવ બચાવવાને નાસી જતા.

મીર કાસિમે છાવણીએ છાવણી ભટકી સૈન્યની દુર્દશાનાં ખરાં કારણો શોધી કાઢયાં. લશ્કરીઓ વીરતાના ઉંચા આદર્શથી કેટલા ભ્રષ્ટ થયા છે, તે વાત મીરકાસિમ બરાબર સમજી ગયો. આવા સૈનિકો વડે મુસલમાની રાજ્યની પુનઃસ્થાપના તો દૂર રહી, પણ રાજ્યનો બચાવ કરવો એ પણ અશક્ય હતું. કાસિમઅલીનાં ચરિ-

ત્રનો મુખ્ય ગુણ કર્મકુશળતા હતો. તેને જ્યારે જેની જરૂર જણાતી, એ પાર પાડવા તરત જ તે પ્રયત્નો કરતો. સૈનિકોની સ્થિતિ સુધારવાની જરૂરિઆત સંબંધી તેને કશો સંદેહ ન રહ્યો. મીરકાસિમે સૈન્ય સુધારવામાં મન પરોવ્યું.[૧]

આ તરફ કર્નલ કેલિઓડ મીર કાસિમે આપેલા પૈસા લઈ પટણા આવી પહોંચ્યો. તેણે લશ્કરના ચડેલા પગારનો થોડો ભાગ ચૂકવી આપ્યો, અને શાહજાદાના હલ્લાને ખાળવાની તૈયારી કરવા લાગ્યો. ગોરા સૈનિકોનો બધો પગાર ચૂકવી આપવામાં આવ્યો. પરંતુ નવાબની સેનાનો બધો પગર ચૂકવાયો નહિ, તેથી નવાબનું પોતાનું સૈન્ય ધુંધવાવા લાગ્યું.

કર્નલ કેલિઓડ રસ્તામાં મોંગીરના કિલ્લામાં અનસાઈન જૉન સ્ટેબલ્સની સરદારી નીચે લશ્કરની એક ટુકડી રાખતો આવ્યો હતો. પટણા આવ્યા બાદ એ ટુકડીને મદદ કરવા એક બીજી ટુકડી મોકલી. એ ટુકડીમાં બધા મળીને ૫૫૦ લડવૈયાઓ હતા; તેમાં સિપાઇઓની ત્રણ પલટન, પચાસ, સાઠ ફિરંગીઓ અને મુસલમાન ઘોડેસ્વારોની બે પલટન હતી.[૨] મોંગીરની પાસે આવેલા કરકપુરના રાજાને

---

૧ The conduct of his own troops on this occasion convinced Meer Kassim Khan on their utter inefficiency, and he immediately set about a reform of his army.—Broome's Rise and Progress of the Bengal Army, Vol. 1. 320.

૨ Broome's Rise and Progress of the Bengal Army, Vol. 1. 320.

દબાવવા માટે એ ટુકડીને મોકલવામાં આવી હતી. કરકપુરના રાજાને આ વિષે પ્રથમથી બાતમી મળી ગઇ. તેણે પોતાના સેનાપતિને બે હજાર ઘોડેસ્વાર તથા પાયદળ સેના લઇ એ ટુકડીપર હલ્લો કરવાનો હુકમ આપ્યો. રાજાનાં લશ્કરે મોંગીરથી ત્રણ માઇલ દૂર છાવણી નાખી. બીજે દિવસે સવારમાં અંગ્રેજોની છાવણીપર હલ્લો થવાનો છે, એવી વાત અંગ્રેજી સેનાના કાનપર આવી. અંગ્રેજ સેનાપતિએ એ વાત સાંભળી રાતમાં જ હલ્લો કરવાનો ઠરાવ કર્યો. બળવાખોર લશ્કર સૂતું હતું, તેનાપર રાતના ઘોર અંધકારમાં હલ્લો કરવામાં આવ્યો.

બળવાખોર લશ્કર તરત જ જાગૃત થયું, પરંતુ હલ્લો કરનારાઓને ખાળી શક્યું નહિ! છતાં તેણે પોતાની હરોળ સાચવી. એક જુની ખાઇ આગળ આવી હલ્લો અટકાવવાનો પ્રયત્ન કર્યો; આ સ્થળે બંને લશ્કરોની પરીક્ષા થવા લાગી. બળવાખોર સૈનિકોએ અંગ્રેજોનાં કેળવાએલાં લશ્કર સાથે ટક્કર લીધી. ફિરંગીઓ તેનાં પ્રબળ પરાક્રમને લીધે આગળ વધી શક્યા નહિ. છેવટે દેશી સિપાઇઓની ટુકડીએ આગળ ધસારો કર્યો. આ વખતે તેઓ વીરની માફક બંદુકપર સંગીન ચડાવી ધીરાં પણ દૃઢ ડગલાં ભરતા ભરતા બળવાખોર સેનાની છાવણી તરફ જવા લાગ્યા. શત્રુઓએ તેમને અટકાવવા ઘણા પ્રયત્નો કર્યા, દેશી સૈન્યના ઘણા વીરો મરણ પામ્યા; પરંતુ જેઓ, જીવતા હતા તેઓ પાછા ન હઠયા; તેઓએ બાહુજ પરાક્રમ બતાવી છાવણીમાં ભંગાણ પાડ્યું. બળવાખોરો મશાલોના પ્રકાશમાં કરકપુર તરફ નાસવા લાગ્યા; વિજયથી ઉન્મત્ત થઇ ગયેલું નવાબનું સૈન્ય તેની પાછળ ધસ્યું.

કરકપુર આગળ એક વિશાળ મેદાનમાં બળવાખોર રાજા

લશ્કર સાથે ઉભો હતો. નવાબની ઘોડેસ્વાર સેના અને તેવી પાછળ આવતા સેનાપતિ સ્ટેબલ્સના પાયદળ સૈનિકો કરકપુર આવતાં જ લડાઇ શરૂ થઇ. આ લડાઇમાં કોઇએ કોઇને ક્ષમા ન આપી; જીવસટાસટની લડાઇ આરંભાઇ. બળવાખોર રાજા પોતે પોતાનાં લશ્કરને ઉશ્કેરતો હતો. છેવટે મનુષ્યની શક્તિથી જે થવાનું હતું તે થયું; લડાઇમાં જીતની આશા ન રહી; વિજયી નવાબસેના રાજધાનીમાં પેઠી. સર્વત્ર અગ્નિના ભડકા બળવા લાગ્યા. કરકપુર સ્મશાનરૂપ બની ગયું! બળવો શમ્યો. સેનાપતિ સ્ટેબલ્સને ઉંચો ઓહ્દો મળ્યો. જે નવાબી સેનાના દોષોથી મીર કાસિમ દુઃખી થતો હતો, મુસલમાનોનું ગૌરવ ક્ષતિગ્રસ્ત થતું હતું, ઇતિહાસ લજવાતો હતો, તે નવાબી સેનાની કીર્તિ અંગ્રેજોને મુખે સર્વત્ર ફેલાઇ ગઇ. નવાબી સૈન્યની તે દિવસની વીરતાની વાત આજે પણ અંગ્રેજોના ઇતિહાસના પૃષ્ઠોમાં ઉજ્જ્વળ અક્ષરે લખાએલી છે.[૧]

ત્યાર બાદ મુખ્ય સેનાપતિ કેલિઓડ વધુ દિવસ પટણા રહી શક્યો નહિ; તેને ઇ. સ. ૧૭૬૧ ની શરૂઆતમાં જ મેજર કર્નાકના હાથમાં બધાં લશ્કરની જવાબદારી સોંપી મદ્રાસ જવું પડયું.

---

૧ The alarm however speedily spread, and he (English Stables) found the enemy strongly posted under cover of an old entrenchment; but he did not hesitate to attack them and finally succeeded *through the gallantry of the sipahis* in forcing the camp at the point of the bayonet.—Broome's Rise and Progress of the Bengal Army, Vol. 1. 321.

## પ્રકરણ ૧૧ મું

### શાહજાદાની ચડાઈ



He was most desirous to persuade the English to embrace his claims, and support him with a force to enable him to advance upon Delhi and take possession of his capital and his throne.—Broome's Bengal Army.

મોગલ સામ્રાજ્યની પડતીના સમયમાં હિંદમાં ઘણાં સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં હતાં; હૈદરાબાદનો નિઝામ અને અયોધ્યાનો વજીર મોગલ બાદશાહના વિશ્વાસુ અમલદારો હતાં તેમણે સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં હતા. બંગાળા, બિહાર અને ઓરિસ્સાના નવાબ

**ના**જિમ બાદશાહના સુબેદારો છતાં બાદશાહને કર આપવાનું વિસરી ગયા હતા; યુરોપના વેપારીઓ વેપારીઓ છતાં સર્વત્ર બળવાન થતા જતા હતા; મરાઠી સેનાનાયકો **મોગલ સામ્રાજ્યને** જડમૂળમાંથી ઉખેડી ફરીથી હિંદુસામ્રાજ્ય સ્થાપવાને માટે દેશમાં ચોતરફ લૂટફાટ કરવા લાગ્યા હતા;–હિંદના દરેક ભાગમાં અંધાધુંધી મચી રહી હતી; દેશની આવી સ્થિતિનો લાભ લઇ **નાદિરશાહ** દિલ્હી લૂટી ગયો હતો. **અહમ્મદશાહ અબ્દલી**એ આવી **પાણીપતની** છેલ્લી લડાઇમાં મરાઠાઓને હરાવી હિંદને બળ વગરનું કરી મૂક્યું હતું !

આવા રાજ્યક્રાન્તિના સમયમાં જેમ **મીર** કાસિમ **બ**ંગાળામાં મુસલમાની રાજ્યની પુનઃસ્થાપના કરવા તૈયાર થતો હતો, તેમ એક બીજો મુસલમાન યુવક પણ એવીજ દુરાકાંક્ષાથી ઉશ્કેરાઇ સૈન્ય એકત્ર કરતો હતો. તેનું નામ **શાહજાદા શાહ** આલમ હતું; દિલ્હીના સિંહાસનના વારસ તરીકે **શાહ**જાદાના નામનું ગૌરવ હજુ તદ્દન નાશ પામ્યું નહોતું. વળી તે ઉપરાંત **અહમ્મદશાહ અબ્દલી** જેવા એક બળવાન મુસલમાન વીરપુરૂષે અને **અયોધ્યાના નવાબ** જેવા એક ધનવાન મુસલમાન ઉમરાવે તેને મદદ આપી હોવાથી તેનો રસ્તો સરલ થઇ પડયો હતો. દિલ્હી અને આગ્રા અત્યારે શત્રુના કબજામાં હતાં, માટે **શાહજાદાએ** બંગાળા, બિહાર અને ઓરિસ્સા તરફ નજર કરી. સિરાજદૌલાના સમયમાં આ કાર્ય શરૂ થયું હતું. **મીર** કાસિમ જ્યારે નવાબ થયો ત્યારે **શાહ**જાદો બિહારનો ઘણોખરો ભાગ કબજે કરી **શોણ** નદીપર આવેલાં દાઉદનગરમાં અને ફલ્ગુ નદીને કાંઠે આવેલાં ગયામાં સૈન્ય એકત્ર કરી **પટણાથી**

થોડે દૂર સુધીના પ્રદેશમાં અને દક્ષિણ બિહારમાં કર ઉઘરાવતો હતો.[૧]

દક્ષિણ બિહાર શાહજાદાના કબજામાં ઘણો કાળ રહ્યાથી ત્યાંના જમીનદારો તેના પક્ષમાં મળી ગયા હતા; નવાબનાં લશ્કરના સિપાઇઓ અને જમીનદારો બંગાળામાંથી નાસી આવી શાહજાદાની છાવણીમાં ભરાતા હતા. શાહજાદો શહેનશાહ બને, એટલે મીર કાસિમ બંગાળાની સુબેદારી ભોગવે અને અંગ્રેજ વેપારીઓ અગાઉની પેઠે વેપાર ચલાવી શકે, એ નક્કી નહોતું. માટે શાહજાદાની ચડાઇને અટકાવવાનું કામ બંનેને માટે લાભજનક હતું. તેથી કર્નલ કેલિઓડ મદ્રાસ ગયો, ત્યારે તેની જગાએ આવેલા મેજર કર્નાકે પોતાની જગાના ચાર્જ લેતાં જ શાહજાદાને મારી હઠાવવાનો નિશ્ચય કર્યો.[૨]

૧ His head-quarters were established at Behar, but Daudnugger on the Soane, and Gyah on the Falgu, were also occupied by large detachments of his troops, and the revenues of the province were collected in his name up to within a few miles of the city of *Patna.*—Broome's Rise and Progress of the Bengal Army, Vol. 1. 322.

૨ Major Carnac now assumed command of the Bengal force and that officer determined upon an immediate attack the Emperor.—Broome's Rise and Progress of Bengal Army, Vol. I. 322.

મીર કાસિમે બીજા ત્રણ લાખ રૂપીઆ મોકલ્યા; અને ડિસેમ્બર માસ દરમિઆન ફરીથી છ લાખ રૂપીઆ મોકલી સૈનિકોને ચઢેલો પગાર આપી દેવાનું વચન આપ્યું, તથા તેઓનાં લેણાંદેણાંનો હિસાબ તૈયાર કરવા માટે નહબતરાયને પટણા મોકલ્યો. નવાબનું સૈન્ય આટલું કર્યાં છતાં લડાઇ કરવા તૈયાર થયું નહિ; છેવટે અંગ્રેજ સેનાનો દાખલો જોઇ, અને અંગ્રેજ સેનાપતિનો ઠપકો સાંભળી શરમાઇ જઇ લડવા તૈયાર થયું.

કામગાર ખાં અને રાજા બુનિયાદસિંહ પોતપોતાનાં લશ્કર સાથે શાહજાદાને આવી મળ્યા હતા; પરંતુ શાહજાદાના દરબારમાં કામગારખાંનું આધિપત્ય પ્રબળ થવાથી અદેખાઇને વશ થઇ પહેલવાન સિંહ અને બળવંતસિંહ વગેરે બીજા જમીનદારો શાહજાદાથી છુટા પડયા હતા. બરાબર આ જ સમયે શાહજાદાપર હલ્લો કરવાની તક સાધવામાં મીર કાસિમ અને અંગ્રેજોએ ચતુરતા બતાવી હતી.

વિહાર નગરથી ત્રણ ગાઉ પશ્ચિમે આવેલાં સ્વાન નામનાં નાના ગામડા પાસે, મોહીના નદીની એક નાની શાખાને કિનારે શાહજાદાએ છાવણી નાખી હતી. મેજર કર્નાકનું સૈન્ય એ નાની નદીને સામે કિનારે આવ્યું, કે તરત લડાઇ શરુ થઇ[1]. આ લડાઇમાં શાહજાદાના સૈન્યે નવાબની સેનાને અટકાવવા બહુ પ્રયત્નો કર્યા પરંતુ એક અણધાર્યા બનાવે લડાઇની દીશા બદલી નાખી. શાહજાદો એક કેળવાયલા હાથી પર બેસી પોતાના સૈન્યને ઉશ્કેરતો હતો.

---

૧ મિલના ઇતિહાસમાં આ લડાઇને ગયાનાં યુદ્ધના નામથી ઓળખાવેલ છે. પરંતુ ખરૂં સ્થાન તે નથી. અંગ્રેજ ઇતિહાસકારોમાં ફક્ત બ્રૂમ એકલો પોતાના ઇતિહાસમાં એ લડાઇનું ખરૂં સ્થાન બતાવી ગયો છે.

તેવામાં એક તોપનો ગોળો હાથી પર આવી પડયો; હાથી ભડક્યો, છાવણી તરફ નાઠો; એથી બાદશાહી સૈન્ય પણ નાઠું[૧].

મેજર કર્નાકે યોગ્ય અવસરનો લાભ લેવા પ્રચંડ વેગે શત્રુઓ પાછળ પડવાનો હુકમ આપ્યો પણ અચાનક એક મુશ્કેલી આવી પડતાં તેમ થઈ શક્યું નહિ. ફ્રેંચ વીર મોસિય લૉ સિરાજદૌલાનાં મરણ બાદ શાહજાદાને આવી મળ્યો હતો. તેણે અંગ્રેજોને અટકાવવા માટે પોતાનું સૈન્ય આગળ આણ્યું શશસ્ત્ર ફ્રેંચ સેના જોઈ મેજર કર્નાક આગળ વધી શક્યો નહિ.

૧ Mooshur Lass finding himself abandoned and alone, resolved not to turn his back; he bestrode one of his guns, and remained firm in that posture, waiting for the moment of his death. This being reported to Major Carnac he detached himself from his men, with Captain Knose and some other officers, and he advanced to the man on the gun without taking with him either a guard or any Telengas at all. Being arrived near, his troop alighted from their horses, and pulling their caps from their heads they swept the air with them as if to make him a *salam*; and the salute being returned by Mooshur Lass in the same manner, some parley ensued in their own language. Seir Mutakherin, Vol II. 164.

મોસિય લૉ ના પિતાનું નામ જોન લૉ હતું. તે સ્કોટલાંડ માં જનમ્યો હતો, છતાં ફ્રાંસમાં રાજ્યના કાર્ય માટે નીમાયો હોવાથી ફ્રેંચ ગણાયો હતો. તેના વીરપુત્ર મોસિય લૉએ ફ્રાંસમાંજ લશ્કરી કેળવણી લીધી હતી. ત્યાંથી તે હિંદમાં આવ્યો. અંગ્રેજોના જુલમથી ચંદ્રનગરમાંથી નાસી તે સિરાજદૌલાને આશ્રયે આવી રહ્યો હતો. પણ અભાગિઓ સિરાજદૌલા અંગ્રેજોનાં કાવતરામાં ફસાયો હતો; મોસિય લૉ જેવા જાની મિત્રને તેણે રાજધાનીમાંથી રજા આપી, ને બળવાખોર અમલદારોની યુક્તિથી પાંજરામાં પુરાયો હતો. મોસિય લૉ અંગ્રેજોનો શત્રુ હોવાથી અંગ્રેજોએ તેને બંગાળા, બિહાર અને ઓરિસ્સામાંથી હાંકી કાઢયો હતો. આ બધી વાતો યાદ લાવી મોસિય લૉ મેજર કર્નાક સામે આવી ઉભો. બધા હઠી ગયા. અંગ્રેજોની તોપોના ગોળાનો માર ખાઇ ઘણા ખરા સૈનિકો નાસી ગયા. પરંતુ પચાસ સાહસિક સૈનિકો, તેર અમલદારો અને તેઓનો સેનાપતિ મહાવીર લૉ જરા પણ ડગ્યા નહિ[1]. અંગ્રેજ સેનાપતિ આ હિંમતવાન શૂરવીરોની સામે આવી થોડીવાર તો દિંગ્મૂઢ બની ગયો. ત્યાર બાદ તે પોતાના લશ્કરને મોખરે આવી, તેઓને આવી હિંમત માટે મુબારકબાદી આપી, આવી રીતે જીવન વેડફી, ન મરવાની વિનંતી કરવા લાગ્યો. ઘણી વિનંતી બાદ મોસિય લૉએ લડાઇનું મેદાન તજી અંગ્રેજોની છાવણીમાં આવવાનું કબુલ્યું, પરંતુ હથિયાર તજી દેવાને માફ ના પાડી. અંગ્રેજ સેનાપતિએ બહુજ આદરમાન પૂર્વક લૉની એ વિનંતી સ્વિકારી. લૉ પોતાના સૈનિકો સાથે અંગ્રેજ છાવણીમાં નજર કેદ થયો[1]. આ પ્રમાણે લડાઇમાં

---

૧. Ironside's Narrative, p. 24.

જીત થઈ. આ પ્રમાણે **શાહજાદાને** નાસવું પડ્યું. પરંતુ આ લડાઈથી કોઈને કશો ફાયદો ન થયો. **શાહજાદાએ** ફરીથી લશ્કર એકત્ર કરી પટણા તરફ ધસારો કર્યો.

લડાઈ પૂરી થયા બાદ **અંગ્રેજ** સેનાપતિએ **શાહજાદાની** છાવણીમાં દૂત મોકલ્યો હતો; પરંતુ તેજ વખતે **શાહજાદાએ** પટણા પર હલ્લો કર્યાની ખબર આવી. તેથી પટણાના બચાવ માટે સૈન્ય મોકલવું પડ્યું.

**શાહજાદા** પાસે દૂત તરીકે જેને મોકલવામાં આવ્યો હતો તેનું નામ સિતાબરાય હતું. એ નામ બંગાળાના ઇતિહાસમાં ચિરંજીવ થઇ રહ્યું છે. વિદ્યા, બુદ્ધિ, સાહસ અને વીરતામાં સિતાબરાયે વિશેષ ખ્યાતિ મેળવી હતી. તે માટે જ અંગ્રેજ સેનાપતિએ તેની દૂત તરીકે નીમણુક કરી હતી.

સિતાબરાયે **શાહજાદાને** ઘણું સમજાવ્યું, અંગ્રેજોની માગણી કબુલ રાખવાનું જણાવ્યું, પણ **શાહજાદાએ** ન માન્યું. છેવટે સિતાબરાય ગળગળો થઈ બોલ્યો,–" **શાહજાદા**, આજે અંગ્રેજો જે માગણી કરે છે, તે આપ કબુલ કરતા નથી: પણ એક સમય એવો આવશે કે આપને પોતાને સંધિ માટે અંગ્રેજોને શરણ થવું પડશે, તે વખતે અંગ્રેજો પોતે આ નિયમો કદી કબુલ નહિ રાખે.[૧] "

---

૧ His Majesty would himself shortly seek those terms of pacification, which he now refused, and would not find them; or if he found any at all, they would fall short of those now proffered, and not redound so much to His Majesty's honor and advantage—Seir Mutakherin, Vol. II 166.

સિતાબરાયે જે કહ્યું હતું, તે ખરૂં પડયું. થોડા દિવસોમાં **શાહજાદાનો** મોહ ઉતરી ગયો. સૈનિકોને પગાર ન મળવાથી લશ્કર વિખરાઇ ગયું. અંગ્રેજોની એક કામ પર મંડયા રહેવાની શક્તિ તો જગજાહેર છે. તેઓ એક ગામથી બીજે ગામ, અને બીજે ગામથી ત્રીજે ગામ એમ શાહજાદાની પાછળ પડયા. છેવટે ઇ. સ. ૧૭૬૧ના જાનેવારીની ૨૯ મી તારીખે **શાહજાદાને** પોતાને સંધિની માગણી કરવી પડી. અંગ્રેજોની છાવણીમાં બક્ષી ફૈજઉલ્લાખાંને દૂત તરીકે મોકલવો પડ્યો. અંગ્રેજ સેનાપતિ મેજર કર્નાકે કહ્યું, "હું સ્થાયી સંધિ કરી શકું નહિ; તોપણ **શાહજાદા** જો બગાવાખોર કામગારખાંનો ત્યાગ કરે અને પોતાના લશ્કર સાથે **શોણ** નદીને પેલે પાર ચાલ્યા જાય, તો હું તેમની આ માગણી કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલને મોકલી શકું." આ રીતે અંગ્રેજોએ લડાઇ બંધ ન રાખી. ૨ જી ફેબ્રુઆરીએ તેમનું લશ્કર **શાહજાદાની** છાવણી આગળ આવી પહોંચ્યું. **શાહજાદાને** લડાઈ કરવાની ફરજ પડી, પરંતુ તે વખતે તેમની લડાઇ કરવાની ઇચ્છા તો મરી ગઇ હતી. તેણે લડાઇ અટકાવવા માટે અંગ્રેજ છાવણીમાં દૂત મોકલ્યો. પરંતુ અંગ્રેજ સેનાપતિએ એ કશું માન્યું નહિ;—તેણે **શાહજાદા** પર હલ્લો કર્યો. એનું ફળ એ આવ્યું કે **શાહજાદાને** નાસવું પડયું, અને કામગારખાંને પદભ્રષ્ટ કરી સંધિની માગણી કરવા પોતાને જાતે બ્રિટિશ છાવણીમાં હાજર થવું પડયું[1].

ગયાની પાસે બાદશાહી અને સુબેદારની છાવણીને અરધે રસ્તે ઇ. સ. ૧૭૬૧ ના ફેબ્રુઆરીની ૬ ઠી તારીખે **શાહજાદા શાહઆલમ**

૧ Broome's Rise and Progress of the Bengal Army, Vol. I. 132.

અને મેજર કર્નાકની મુલાકાતથી વાસ્તવિક રીતે હિંદમાં બ્રિટિશ રાજશક્તિનો પાયો દૃઢ થયો ગણાય. ત્યારબાદ બીજે દિવસે શાહજાદો પોતે બ્રિટિશ છાવણીમાં આવ્યો. તેને યોગ્ય આદરમાન આપવામાં આવ્યું. આ આદરમાનથી શાહજાદો ખુશ ખુશ થઇ ગયો. અને ૮ મી ફેબ્રુઆરીથી અંગ્રેજોના મહેમાન તરીકે અંગ્રેજોની છાવણીમાં રહેવા લાગ્યો. આ રીતે મોગલ સિંહાસનનો અધિપતિ જાતે અંગ્રેજોનો મહેમાન બનવાથી બધી વાતનો ટંટો બંધ પડયો.; અંગ્રેજ છાવણીમાં તેને બાદશાહ તરીકે જાહેર કરવામાં આવ્યો. રાજા રામનારાયણ મહેમાનની પરોણાગત માટે રોજની હજાર મુદ્રા આપવા લાગ્યો.

શાહજાદો વશ થવાથી અંગ્રેજ સેનાપતિ બહુજ ખુશી થયો; અને તેને સાથે લઇ બિહારની રાજધાની પટણા તરફ જવાની તૈયારી કરવા લાગ્યો. એલેક્ઝાન્ડર ચેમ્પિઅન અને રાજા દુર્લભરામ પર સૈન્યની જવાબદારી સોંપી, તેમને ગયામાં રાખી, સેનાપતિ મેજર કર્નાક બાદશાહ શાહઆલમને લઇ પટણા તરફ દોડયો.

પટણા ઘણું જૂનું શહેર છે. હિંદુ અને બૌદ્ધ રાજાઓની રાજધાની પાટલીપુત્ર, મુસલમાનોના સમયમાં પણ બિહારની રાજધાની ગણાતું હતું. આ રાજધાનીમાં એક નાનો કિલ્લો અને ખાઇથી વીંટળાએલ ગઢ જણાતો હતો. શહેરની એક બાજુએ ગંગાનદી વહેતી હતી, બાકીની ત્રણ બાજુએ મજબૂત ઉંચી દિવાલ હતી. આ દિવાલની બહાર શહેરના પાદરમાં અંગ્રેજોએ એક કોઠી સ્થાપી હતી. શાહજાદાએ આવી બાંકીપુરમાં છાવણી નાખી. અંગ્રેજોએ પટણાના આથમણા દરવાજા પાસે છાવણી નાખી. છેવટે ૨૨ મી ફેબ્રુઆરીએ

શાહજાદાએ ધામધુમ સાથે નગરમાં પ્રવેશ કર્યો, તેને પટણાના કિલ્લામાં ઉતારો આપવામાં આવ્યો.

અંગ્રેજો સાથે શાહજાદાની મિત્રતા દિવસે દિવસે વધવા લાગી. દિલ્હીની ગાદી મેળવવી, એજ શાહજાદાનો મુખ્ય ઉદ્દેશ હતો. તે અંગ્રેજોની મદદ વડે ઉદ્દેશ પાર પાડવાના પ્રયત્નો કરવા લાગ્યો. તેને ગાદી અપાવવાથી અંગ્રેજોની શક્તિ આખા હિંદમાં પંકાશે, એ વાત અંગ્રેજો ઘણી સારી રીતે સમજતા હતા; પરંતુ કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલના અંદરઅંદરના કંકાસથી અને જોઇતું લશ્કર ન હોવાથી શાહજાદાની આશા પૂર્ણ થઇ નહિ. તેને હાલમાં તો રોજની ૧૦૦૦ મુદ્રા મેમાનગત તરીકે મેળવી સંતોષ રાખવો પડ્યો.[૧]



૧ The prospect of an advance upon Delhi, and the advantages to be expected from restoring the Monarch to his throne, appear for a moment to have dazzled the eyes of the Council, and to have been considered as feasible; but is was finally abandoned, partly from a conviction of the want of means and material, and partly owing to the dissensions and disputes in Council, in which any plan proposed by one party was certain of meeting with opposition from the other.—Broome's Rise and Progress of the Bengal Army, Vol. I. 329.

## પ્રકરણ ૧૨ મું

### મીર કાસિમને સનદ મળી



" Lo, the dire tempest gathering from afar.
In dreadful clouds has dimm'd the Imperial star;
Has to the winds, and broad expanse of Heaven.
My state, my royalty, my kingdom given!
Time was, O king, when clothed in power supreme,
Thy voice was heard, and nations hailed the theme;
Now sad reverse-for sordid lust of gold:
By traiterous wiles, thy throne and Empire sold!"

—Shah Alam.

મોગલ સલ્તનતની ઉન્નતિ જેમ અતિશય વિસ્મય પમાડે તેવી છે, તેમ તેની પડતી પણ તેવી જ છે. તે દુઃખની વાત બતાવવા

માટે છેલ્લા મોગલ શહેનશાહે જે કવિતા રચી છે; તેના અક્ષરે અક્ષરમાં કરુણરસ છલકાઇ રહ્યો છે! મૂળ કવિતા ફારસી ભાષામાં લખાએલી છે. તેનું અંગ્રેજી ભાષાન્તર એક સમયે બહુ જાણીતું હતું. પરંતુ વખતના વહેવા સાથે મૂળ અને ભાષાન્તર બંને દુષ્પ્રાપ્ય થતાં જાય છે.[1]

મોગલ–સલ્તનત ગઈ, તેની પડતીની વાતો પણ વિસ્મૃતિના ગર્ભમાં વિલીન થતી જાય છે! મોગલોના બળવાન હાથોએ હિંદમાં જે બળવાન સામ્રાજ્ય સ્થાપ્યું હતું, તેના તેજથી એક વખત યુરોપીઅનો અંજાઈ ગયા હતા. અત્યારે ફક્ત જમુના નદીને કિનારે ઉભેલી પ્રખ્યાત કબર સિવાય એ તેજનું સાક્ષી કોઇ રહ્યું નથી, બીજું જે કંઇ સાક્ષી તરીકે રહ્યું હતું. તે પણ ધીમે ધીમે જીર્ણ થતું જાય છે!

બાદશાહોની નિર્બળતા એજ મોગલ સલ્તનતની પડતીનું મૂળ કારણ ગણાય છે. પરંતુ દરેક બાદશાહ કંઇ નબળા નહોતા, દુર્ગુણી નહોતા. મોગલ સલ્તનતના બંધારણમાં જ તેના નાશનાં બીજને છુપાઇ રહ્યાં હતાં. એ બીજોનો વિકાસ બાદશાહો અટકાવી શકયા નહિ. તેઓ તદ્દન બિનકેળવાએલા નહોતા; ઘણા બાદશાહો તો વિદ્વાન તરીકે પંકાતા હતા.

હિંદમાં જે જે ભાષાઓ પ્રચલિત હતી, તે બધી ભાષાઓમાં

૧ મૂળ કવિતા અને તેનું અંગ્રેજી ભાષાંતર કપ્તાન ફ્રાંકલિનકૃત "શાહ આલમ" નામના પુસ્તકમાં છપાએલ છે. એ પુસ્તક અત્યારે મળતું નથી.

હોશિયારી મેળવી, શાહઆલમ સુંદર કવિતા બનાવતો, તેની કવિતા એવી તો સુંદર બનતી કે તે ઉત્તમ કવિ તરીકે પંકાતો હતો[૧]. પરંતુ તેના સમયમાં જ મોગલોનો ગૌરવરવિ અસ્ત પામ્યો !

તરવારના બળવડે રાજ્ય ફેલાવવું એ કઠણુ નથી. પરંતુ સારો અમલ ચલાવી મહારાજ્યનો પાયો નાખવો એ બહુ કઠણુ છે. જ્યાં સુધી મોગલ સામ્રાજ્યમા સારો અમલ ચાલતો હતો, ત્યાં સુધી સામ્રાજ્યની ઉન્નતિ થતી જતી હતી. જે દિવસથી સારો અમલ ચાલતો બંધ પડ્યો, ત્યારથી સામ્રાજ્યની અધોગતિ શરૂ થઈ. શાહ આલમનો જન્મ થયો, તે પહેલાં ખરાબ અમલને લીધે મોગલ-સામ્રાજ્યની પડતી શરૂ થઇ ગઈ હતી.

કેવળ એકજ બનાવથી મોગલ સામ્રાજ્યની અધોગતિ થઈ નથી. ઔરંગઝેબની આખર અવસ્થામાં જે અંધાધુંધી ફેલાઇ હતી, તેમાં મોગલ રાજગાદી સળગી રાખ બની ગઈ. ઔરંગઝેબના ઉત્તરાધિકારીઓ એ અંધાધુંધી—એ પડતી–અટકાવી શક્યા નહિ.

જેઓ મોગલ સામ્રાજ્યના રક્ષક હતા, તેઓના વિશ્વાસઘા-

૧ Shah Alam had improved a very good education by study and reflection; he was a complete master of the languages of the East, and as a writer, attained an eminence seldom acquired by persons in his high position.—Captain Franclin's Shah Alam.

તથી, કજીઆટંટાથા અને સ્વાર્થીપણાથી મોગલોની ગૌરવપતાકા ભોંયભેગી થઇ. દક્ષિણમાં નિઝામે, અને અયોધ્યામાં વઝીરે સ્વતંત્ર રીતે રાજ્ય સ્થાપવાની ઇચ્છાથી બાદશાહની અમલ ચલાવવાના શક્તિને પાંગળી બનાવી મૂકી. આ તકનો લાગ લઇ વિજયોન્મત્ત મરાઠી સેના લૂંટફાટ ચલાવવા માટે હાથમાં તરવાર લઈ બાદશાહી અમલને તોડી પાડવા ધસી. મોગલ અમલની છાયા માત્ર રહી. એ છાયા પણ નાદિરશાહના હલ્લાથી જતી રહી!

દિલ્હીનો નામનો બાદશાહ મહમ્મદશાહ કોઇ પણ રીતે નાદિરશાહને અટકાવી શક્યો નહિ; તેને શરમ ઉપજાવે તેવી સંધિ કરી મોગલ સામ્રાજ્યની શોચનીય દશા દર્શાવી આપવાની જરૂર પડી. આ સંધિ મુજબ સિંધુ નદીની પશ્ચિમનો બધો મુલક નાદિરશાહના તાબામાં ગયો, લાહોર, ગુજરાત, મુલતાન અને કાબૂલનું મહેસૂલ નાદિરશાહને આપવાનું કબુલાયું.

દક્ષિણમાં મરાઠી રાજ્યે પોતાની સ્વતંત્રતા જાહેર કરી હતી; નિઝામ પણ સ્વતંત્ર થયો હતો; બંગાળા, બિહાર અને ઓરિસ્સાના સુબેદારે ખંડણી આપવાનું બંધ કર્યું હતું; અયોધ્યાનો વઝીર સ્વતંત્ર રાજ્ય સ્થાપવા તૈયાર થયો હતો; એ વખતે હિંદનો પશ્ચિમ ભાગ નાદિરશાહને સોંપી મહમ્મદશાહ કંગાળની માફક દુ:ખ ભોગવતો ભોગવતો દિલ્હીનાં ખંડેરોમાં દિવસો ગાળવા લાગ્યો!

નાદિરશાહનાં મરણ પછી થોડા રોજ માટે મહમ્મદશાહ ચિંતામાંથી મુક્ત થયો હતો. તે ફરીથી મોગલ સામ્રાજ્યની પુનઃસ્થાપના માટે, હિંદના પશ્ચિમ ભાગમાં પોતાની સત્તા વધારવા માટે

તૈયાર થયો. પરંતુ તેના અમલના છેલ્લા વર્ષમાં (ઈ. સ. ૧૭૪૭ માં) ફરીથી લડાઈ સળગી. અહમદશાહ અબ્દલી 'શહેનશાહ'ની પદવી ધારણ કરી હિંદપર ચડાઈ કરવાના ઇરાદાથી લાહોર આવ્યો.

આ વખતે પોતાનું રક્ષણ કરવા માટે દિલ્હીશ્વર લશ્કર એકત્ર કરવા તૈયાર થયો. હોલવાતા દીવાએ છેલ્લો ચમકારો કર્યો. શાહજાદો અહમ્મદશાહ મુખ્ય કારભારી કમરૂદ્દીન અને તેનો પુત્ર મહિમન મુલ્ક સેનાપતિ બન્યા. તેઓની કુશળતાથી અબ્દલી હારી સ્વદેશ ગયો. કમર-ઉદ્-દીન મરાયો, તેથી તેના પુત્રને લાહોરનો સુબેદાર નીમી શાહજાદો દિલ્હી આવ્યો

૨ પાણિપત આગળ આવતાં શાહજાદાએ પોતાના પિતાના મરણના સમાચાર સાંભળ્યા. રાજધાનીમાં આવી, તખ્તપર બેસી, અહમ્મદશાહ લાગતા વળગતાને પદવીઓ આપવા લાગ્યો. જે મુસલમાની અમીર ઉમરાવો સ્વાર્થમાં આંધળા બની મોગલ સામ્રાજ્યનો નાશ કરવા તૈયાર થયા હતા, તેજ બાદશાહની કૃપાથી ઉંચા ઓદ્ધાપર આવ્યા.

અયોધ્યાનો મનસુર અલીખાં તે વખતે ઉમરાવોમાં આગેવાન થયો હતો. તેને વજીરની પદવી મળી, તેથી તે પોતપોતાના મળતીઆઓને દરબારમાં નીમવા લાગ્યો. તેની કૃપાથી ગાજી ઉદ્દીનખાં 'મીર બક્ષી' થયો. ધીમે ધીમે દિલ્હીશ્વરની બધી સત્તા અયોધ્યાના વજીરના હાથમાં ગઈ; બાદશાહ તો તેના હાથનું રમકડું બની ગયો.

બીજા ઉમરાવો આથી બહુ અસંતુષ્ટ થયા. તેઓ બાદશાહ પાસે જુદી જુદી ફરીયાદો કરવાનો પ્રસંગ ખોળવા લાગ્યા. વજીર-

સાહેબ પણ બાદશાહને કેદીની માફક હંમેશાં પહેરેગીરોથી વીંટળા-એલો રાખી પોતાના શત્રુઓ તેની સાથે કશી વાતચીત ન કરી શકે તેવો બંદોબસ્ત કરવા લાગ્યો. મોટા મોટા અમલદારો વજીરસાહેબના ગુલામ હતા; સેનાપતિ પોતે વજીરસાહેબનો મળતીઓ હતો. આવી સ્થિતિમાં બાદશાહનાં વચન માત્રથી વજીરસાહેબ બરતરફ થાય તેવી આશા નહોતી. બાદશાહને પોતાની ભૂલ સમજાઇ. તે વ્યાકુળ ચિત્તે છૂપી મસલત કરવા લાગ્યો. મોગલ સામ્રાજ્યની પડતીમાં આ રીતે ભયંકર ગૃહકલહની શરૂઆત થઇ.

મોગલ સામ્રાજ્યમાં સારા અમલ કરતાં સેનાબળ પર વધુ આસ્થા રાખવામાં આવતી. **હંમેશાં લશ્કર વડે પ્રજાપર અમલ ચલાવવો એ સહેજ નથી.** તક મળતાંજ પ્રજા કોઇ બળવાન પુરુષના ફરકેરવાથી ફરકેરાઇ બાદશાહની સત્તાનો અસ્વીકાર કરી નવા નવાબના પક્ષમાં જતી હતી. વજીરસાહેબે આ રીતે અયોધ્યામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. આથી તેમની પાસે પૈસો અને સેના બંને હતું. વજીર આ રીતે બાદશાહ કરતાં પણ વધુ બળવાન થઇ ગયો હતો. તે કંઇ કાવતરાંથી ગાંજ્યો જાય તેમ નહોતું. તેણે બધાં કાવતરાં તોડી પાડવા માટે લડાઇ જાહેર કરી. આ લડાઇથી મોગલ સામ્રાજ્યની સત્તા તદ્દન જતી રહી.

આ લડાઇમાં જો કે બાદશાહને જય મળ્યો, પણ તે એ જીતનું ફળ ભોગવી શક્યો નહિ. મનસુરઅલી હારી જાટના મુલકમાં જતો રહ્યો. ઇતિમદૌલા વજીર થયો. મનસુરઅલીને બળવો ઉઠાવવા માટે સજા કરવી તો રહી, પણ અમુક કારણોથી તેને ક્ષમા આપવી

પડી. આથી ઘરનો કજીઓ શાન્ત ન પડતાં અગાઉ કરતાં વધી પડ્યો. મનસુરઅલિની કૃપાથી જ ગાજી-ઉદ્ દીન મીર બક્ષી થયો હતો; પરંતુ આ વખતે તેણે મનસુરઅલીને ક્ષમા આપવાનું નાપસંદ કરી જોરપર ચડાઇ કરી. મુખ્ય કારભારી આથી ગુસ્સે થયો. તેણે મીરબક્ષીને તોપો તથા દારૂગોળો મોકલવાનું બંધ કર્યું.

મીર બક્ષી આથી બહુ ગુસ્સે થયો. તેણે મરાઠી સૈન્યની મદદ માગી. એક બળવાખોરને સજા કરવા માટે બીજા બળવાખોરની મદદ લઇ દિલ્હીશ્વરનો મુખ્ય સેનાપતિ મોગલોની સત્તા તોડી પાડતો હતો, તે વાતનો કોઇને વિચાર ન આવ્યો. મરાઠી સેનાનો સેનાપતિ મલ્હારરાવ ગાજીઉદ્દીનને આવી મળ્યો. બાદશાહ અને વજીરસાહેબ તેઓની સામે લડવા આવ્યા. આ લડાઇમાં મોગલોનું સત્યાનાશ વળ્યું. બાદશાહ દિલ્હીના કિલ્લામાં કેદ થયો. વિજયી ગાજીઉદ્દીને તેને પદભ્રષ્ટ કરી આજીમુદ્દીન નામના તૈમુરવંશી રાજકુમારને ગાદીપર બેસાડયો. અહમ્મદ શાહની આંખો ફોડી નાખવામાં આવી! ઈ. સ. ૧૭૫૫ ના નવેમ્બર માસથી દિલ્હીશ્વરને પોતાના નોકરના ગુલામ બની ગાદીપર બેસવું પડ્યું.

ગાજીઉદ્દીનની કૃપાથી ગાદી મળી છતાં તેના જેવા નરાધમની વાતોપર બાદશાહ આસ્થા રાખી શકયો નહિ. તે ગાજીઉદ્દીનને પદભ્રષ્ટ કરવાના ઉપાયો શોધવા લાગ્યો.

આ પ્રમાણે અંધાધુંધીમાં ફસાઇ પડેલાં સામ્રાજ્યનો ઉદ્ધાર પોતાના બાહુબળ વડે કરવાની શક્તિ ન હોવાથી છેવટે દરબારીઓને અહમદશાહ અબ્દલીની સહાય માગવી પડી. અહમદશાહ અબ્દલી હિંદ પર ચઢાઈ કરવા તૈયાર થયો! દિલ્હીશ્વર પોતે તેને મદદ કરવા લાગ્યો. મહિમન મુલ્કની જગાએ તેની બેગમ લાહોરનો

કારભાર ચલાવતી હતી. બૂઢના દ્વારપર સ્ત્રી હતી. ઘરમાં કંકાસ હતો; આવી અસહાય અવસ્થા જોઈ અહમદશાહે હિંદપર ચઢાઈ કરવાની આનાકાની ન કરી.

બેગમ પોતાનો બચાવ કરવા તનતોડ મહેનત કરવા લાગી, પરંતુ અબ્દલીનો ધસારો અટકાવી શકી નહિ. તેણે દિલ્હી કબજે કરી ગાજીઉદ્દીનને પદભ્રષ્ટ કર્યો. દિલ્હીશ્વર ગાજીઉદ્દીનના કબજામાંથી છૂટયો. અબ્દલી જાટોને વશ કરવા દોડયો.

બાદશાહે પોતાના પુત્ર અલીગૌહરને વજીર નીમ્યો. અબ્દલીથી જાટ લોકો વશ ન થયા; તે ડગલે ડગલે હારવા લાગ્યો; ને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો! તક સાધી પદભ્રષ્ટ ગાજીઉદ્દીન અબ્દલીને સીસામાં ઉતારવા લાગ્યો. તેણે માગણી કરી, કે જો મને વજીરપદ આપો, તો હું આપને જાટ લોકોને વશ કરવામાં મદદ કરૂં. અબ્દલીએ એ વાત સ્વીકારી, કે તરત ગાજીઉદ્દીને અગ્રેસર થઈ જાટ લોકોને હરાવ્યા. દિલ્હીશ્વર તે વખતે અબ્દલીનો ગુલામ હતો ને અબ્દલીના હુકમથી ગાજીઉદ્દીનને ફરી વજીરપદ આપવું પડયું. એટલે શાહજાદો અલીગોહર જીવ લઈ નાઠો.

મોગલ સામ્રાજ્યની આ પડતી દશામાં પિતાની ગાદી નિષ્કંટક કરવા માટે અલીગૌહરે મરાઠાઓની મદદ માગી. દિલ્હીશ્વરના યુવરાજ દિલ્હીના મુખ્ય શત્રુના કબજામાં આવ્યો તેથી મોગલ સામ્રાજ્યની છાયા પણ અદૃશ્ય થઇ જવાની શરૂઆત થઇ. આ સમયથી અલીગૌહર હિંદના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયો. ત્યારથી તે ઇતિહાસમાં કોઇ વખતે શાહજાદો અથવા કોઇ વખતે શાહઆલમના નામથી પ્રસિદ્ધ છે.

મીરકાસિમ જ્યારે બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં પોતાની સત્તા પુનઃ સ્થાપવા માટે તનતોડ પ્રયત્ન કરતો હતો, ત્યારે શાહજાદો શાહઆલમ દિલ્હીની મહત્તા પુનઃ સ્થાપવા માટે કોઇ વખતે મરાઠાઓની, કોઇ વખતે અયોધ્યાના વજીરની, કે કોઇ વખત અંગ્રેજોની ભીખ માગતો હતો.

એક સમયે મોગલ બાદશાહોના પ્રબળ પ્રતાપથી હિંદની ભૂમિ કાંપતી હતી. આજે મોગલ બાદશાહોની દુર્દશાને દિવસે બધા અમલદારો સ્વેચ્છાચારી બની પોતપોતાનો સ્વાર્થ સાધવા તત્પર થઇ રહ્યા હતા. શાહજાદાને હાથમાં રાખવાથી, તેના નામની દુહાઇ ફેરવી સ્વાર્થ સધાય તેવું હોવાથી ઘણા લોકોએ શાહજાદાને મદદ આપવાનું વચન આપ્યું હતું. અંગ્રેજોને પણ આ બાતમી મળી ગઇ હોવાથી, ચતુર ચુડામણિ કર્નલ કલાઇવે એ રીતે હિંદમાં સત્તા સ્થાપવાના સાધન તરીકે શાહજાદાનો ઉપયોગ કરવાની આશાથી વિલાયત પત્ર લખ્યો હતો. કલાઇવની સલાહ માની હોત, તો અંગ્રેજો ક્યારની દિવાની સનંદ મેળવી બંગાળા, બિહાર અને ઓરિસ્સાની કુલ સત્તા ભોગવતા હોત. પરંતુ તે વખતે કલાઇવની સલાહ મુજબ ન વર્તવાથી મીર કાસિમને સ્વતંત્ર રાજ્ય સ્થાપવાના પ્રયત્નો કરવાની તક મળી.

અંગ્રેજ ઇતિહાસકાર ફ્રાંકિલન કહે છે, કે, "સમકાલીન લોકો [૧]શાહજાદા શાહઆલમની બુદ્ધિ અને સામર્થ્ય બરાબર સમજી શક્યા

૧ It would apqear, however thatt his prince's disposition and capacity has been imperfectly understood by his contemporaries.-Franclin's Shah Alam.

નહિ.'' બીજા માણસોને માટે એ વાત કદાચ સારી હોય, પણ મીર કાસિમ માટે એ વચનો વાપરી શકાય તેમ નથી.

મીર કાસિમ એવો ચતુર માનસશાસ્ત્રી હતો કે તે તરત સમજી ગયો, કે અંગ્રેજોની મદદ મેળવી ગાદી મેળવવી, એજ શાહજાદાનો ઉદ્દેશ છે. તેથી મીર કાસિમ ખુશી ન થયો. તે જાણતો હતો, કે તાત્કાલિક સ્વાર્થ સાધવા માટે શાહઆલમ જેની તેની પાસે ભીખ માગે છે, તેથી અહમદશાહ અબ્દલી, મરાઠાઓ અથવા મુસલમાન ઉમરાવો તેને પુતળાની માફક નચાવે છે. શાહઆલમ અંગ્રેજોને વશ થશે તો મારાથી સ્વતંત્ર સત્તા મેળવી શકાશે નહિ. આવા વિચારથી મીર કાસિમ અકળાવા લાગ્યો.

આ પ્રમાણે અકળાવાનાં ઘણાં કારણો હતાં. શાહઆલમ પટણા આવતાં જ અંગ્રેજોને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની સનંદ આપવા તૈયાર થઇ રહ્યો હતો. તેનો ઉદ્દેશ એટલોજ હતો કે અંગ્રેજોને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની સનંદ રૂપી લાંચ આપી તેમનાં લશ્કર વડે દિલ્હીની ગાદી મેળવવી. પરંતુ અંગ્રેજોએ દિવાની સનંદ સ્વીકારવાની આનાકાની કરવાથી શાહજાદાની આશા સફળ થઈ નહિ. તોપણ એક દિવસે એ આશા સફલ નહિ થાય, એમ કોણ કહી શકે? તે દિવસે પોતાની સ્વતંત્ર રાજગાદીનું શું પરિણામ આવે? તે દિવસે પોતાના સ્વતંત્ર રાજ્ય સ્થાપવાના છૂપા ઉદ્દેશનું શું થાય? મીર કાસિમ કાંપી ઉઠયો.

બાહુબળ વડે બંગાળામાં મુસલમાની સત્તા સ્થાપી, પરદેશી વેપારીઓને વશ કરી, પોતાનો અધિકાર વધારવો એ મીર કાસિ-

મનો મુખ્ય ઉદ્દેશ પાર પાડવા તે છૂપી તૈયારીઓ પણ કરતો હતો. પરંતુ ઘટનાચક્ર ફર્યું. અંગ્રેજો સાથે શાહજાદાને મિત્રતા થઇ. આથી મીર કાસિમને શાહઆલમને શરણ થઇ તેની પાસેથી સનંદ મેળવ્યા સિવાય છૂટકો ન રહ્યો. તેથી આત્માભિમાની મીર કાસિમના માથા પર આકાશ તૂટી પડ્યું. તો પણ એ દુઃખ મુંગે મોંએ સહન કર્યા સિવાય છૂટકો નહોતો.

મીર કાસિમે વર્દ્ધમાન અને બીરભમ પ્રદેશમાં શાન્તિ સ્થાપવા માટે છાવણી નાખી હતી. ત્યાંથી તેને પટણા તરફ જવું પડ્યું. ઈ. સ. ૧૭૬૧ ના માર્ચની ૧ લી તારીખે પટણા પાસે વૈકુંઠપુર આગળ આવી મીર કાસિમે છાવણી નાખી.

અંગ્રેજ સેનાપતિ મેજર કર્નાક સાથે મી કાસિમને તકરાર થઈ.[૧] નવાબે પ્રથમ તો સમસ્ત સૈન્યની જવાબદારી લઈ પોતાનો અધિકાર સ્થાપવાનો પ્રયત્ન કરી જોયો; અને શાહઆલમને પટણામાં શા માટે લાવવામાં આવ્યો, તે માટે વાદવિવાદ કર્યો; પણ છેવટે કશો ઉપાય ન ચાલવાથી અનિચ્છા છતાં શાહઆલમની પાસેથી ખિલ્લત લેવાની ઇચ્છા દર્શાવી.

આ કાર્ય સહેલાઇથી પાર પડ્યું નહિ. મીરકાસિમની ઇચ્છા ન હોવાથી તે આ બાબત જતી કરવા માગતો હતો; મેજર કર્નાક

૧ On arrival, he was visited by Major Carnac, and the long series of discussions and disputes, which followed, appear to have commenced at the first interview.—Broom's Bengal Army, Vol. I. P. 331.

તેનું ગૌરવ ઘટાડવા માગતો હતો. છેવટે ૧૨ મી માર્ચે પટણાની અંગ્રેજી કોઠીમાં **શાહજાદા** સાથે **મીર** કાસિમની મુલાકાત થઇ.

મુસલમાન ઇતિહાસ લેખક **સૈયદ ગુલામ હુસેને** આ દરબારનું સુંદર વર્ણન કર્યું છે. અંગ્રેજોએ ખૂબ તૈયારી કરી હતી; તેઓએ સિંહાસનને બદલે ખાણાં લેવાનાં બે ટેબલપર લાલ બનાત બિછાવી હતી; ભોંય તળીઆંપર ગાલિચો પાથર્યો હતો. મકાન બહાર અંગ્રેજ-સેના હારબંધ ઉભી હતી. **શાહજાદો** દરવાજાપર આવી પહોંચ્યો, કે તરત અંગ્રેજ સેનાનાયકોએ તેને આદરમાન પૂર્વક સિંહાસન પર બેસાડયો. **શાહજાદો** સિંહાસનપર બેઠો, કે તરત દરબારની શરૂઆત થઇ. અંગ્રેજ સેનાપતિએ નજરાણું ધરી રિવાજ મુજબ કુર્નિસ કરી દરબારનું માન રાખ્યું. એક કલાક બાદ **મીર**કાસિમ આવી પહોંચ્યો. તેને પણ રિવાજ મુજબ નજરાણું ધરવું પડયું. **શાહજાદાએ** તેને સિંહાસનની એક બાજુએ બેસાડી, રિવાજ મુજબ ખિલ્લત આપી, **બંગાળા**, **બિહાર** અને **ઓરિસ્સાના** સુબેદારપદે તેનો અભિષેક કર્યો. **મીર**કાસિમે વાર્ષિક ૨૪ લાખ રૂપીઆ ખંડણી આપવાનું કબુલ કરી સુબેદારી ગ્રહણ કરી, યોગ્ય સમયે દરબાર બરખાસ્ત થયો.[૧]

આ દરબારમાં કોઇની આશા પૂર્ણ ન થઇ. **મીર**કાસિમનું માથું નીચું થયું, **શાહઆલમનું** માથું પણ નીચું થયું. **મીર**કાસિમને તાબેદારી સ્વીકારવી પડી. અંગ્રેજોએ **શાહજાદાને** દિલ્હીની રાજગાદી મેળવી આપવાનું ન સ્વીકાર્યાથી તેને થોડા રોજમાં નિરાશ થઇ **પટણા** છોડવું પડયું.

---

૧ Seir Mutakherin—Vol. II. 170–172.

પટણાનો દરબાર અત્યારે ઇતિહાસમાં જૂનાં દફતરોમાં નીરવપણે કીડાઓનો ખોરાક થઇ રહ્યો છે. પરંતુ એ દરબારમાં જ અંગ્રેજોની શક્તિ વિકાસ પામી. જ્યારે આ દરબારના સમાચાર જાહેર થયા, ત્યારે હિંદના લોકોએ જાણ્યું કે બંગાળા, બિહાર અને ઓરિસ્સાનો નવાબ તો શું પણ હિંદનો રાજાધિરાજ પણ અંગ્રેજ વેપારીઓની ઇચ્છા મુજબ વર્તે છે!

અંગ્રેજોએ ધાર્યું હોત, તો તેઓ બિનહરકતે બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની સનદ મેળવી, મીર કાસિમને છેતરી શકત. પણ તેઓએ તે રસ્તો ન લીધો. આથી તેઓનાં વખાણ થવાં તો દૂર રહ્યાં, પણ કોઇ કોઇ લખી ગયા છે, કે "દિવાની સનદ મળતી હોવા છતાં આવી રીતે છોડી દીધી એ ઠીક થયું નહિ!"



## પ્રકરણ ૧૩ મું

### રાજ્ય વહીવટ

---

At the close of 1762 he had not only paid off all the debts of the State, but his revenue returns showed an excess of income over expenditure—Col. Malleson.

મીરકાસિમનો વિચિત્ર ઇતિહાસ ઘણી લડાઇઓથી ભરપૂર હોવાથી કોઈ પણ ઇતિહાસમાં તેના રાજ્ય અમલની વિસ્તૃત ચર્ચા જોવામાં આવતી નથી. મીરકાસિમે થોડા દિવસમાં રાજ્યનું બધું દેવું વાળી ખજાનો તર કર્યો હતો, તે પરથી ઘણા લોકો એમ માને છે, કે પ્રજાને પીડ્યા સિવાય કોઈ પણ ઉપાયે એમ બની શકે નહિ. પરંતુ વાસ્તવિક રીતે તેમ નહોતું. માટે મીરકાસિમે કઈ રીતે રાજ્ય

ચલાવ્યુ હતું, તે બાબત વિચારવાની ખાસ જરૂર છે.

અમે જે સમયની વાત કરીએ છીએ, તે સમયે પૈસો કમાવા માટે હિંદના જુદા જુદા વિભાગોમાં જાત જાતના લોકો આવી વસ્યા હતા. જમીન ફળદ્રુપ હતી; બંગાળી કારીગરો કારીગરીમાં કુશળ હતા; દેશમાં અંધાધુંધી પ્રસરી રહી હતી;—આ બધાં કારણોને લીધે વેપાર અથવા લડાઇ વડે રાતોરાત મોટા માણસ થવું એ કંઈ મુશ્કેલ નહોતું. યુરોપીઅનોમાંના કોઇ વેપાર કરી તો કોઈ લશ્કરમાં જોડાઇ પૈસા કમાવાની તક ખોળતા હતા. આ બીજી જાતના યુરોપીઅનો **મીર** કાસિમના સૈન્યમાં જોડાઈ તેના તાબામાં રહી લશ્કર કેળવવાના કાર્યમાં જોડાયા હતા.

આ પ્રમાણે જે વિદેશી વીર પુરુષો **મીર**કાસિમના લશ્કરમાં જોડાયા હતા તેમાંના કોઇ કોઈ આ દેશના ઇતિહાસમાં પ્રસિદ્ધ થઇ ગયા છે. **સમરૂ**, **ગાર્ગીન** અને **માર્ક**નાં નામ હજુ સુધી લોકો વીસરી શક્યા નથી. તેઓ અંગ્રેજો સામે લડવા માટે **મીર** કાસમને ઉશ્કેરતા હતા.[1]

1 મીર કાસિમનાં આ બધાં કાર્યની ચર્ચા કરતાં એક પ્રખ્યાત ઇતિહાસકાર કર્નલ મેલિસન લખી ગયો છે:–These preparations, his movement to Mounger, his repairing and strengthening of the fortifications of that place, the reform of his revenue system, had been inspired by one motive--distrust of the English.—Decisive Battle of India, P. 144.

અંગ્રેજોપર આટલો બધો અવિશ્વાસ કેમ? એ શું મીર કાસિમની ગાંડાઇ ન કહેવાય? અંગ્રેજો બાહુબળ વડે રાજ્ય મેળવવા માગતા નહોતા. એટલું જ નહિ પણ શાહજાદાએ જ્યારે તેઓને બંગાળા બિહાર અને ઓરિસ્સાની દિવાની સનદ આપવાનો પ્રયત્ન કર્યો, ત્યારે તેઓએ ચોકખી ના પાડી હતી! તો પછી અંગ્રેજોપર સંદેહ રાખવાનું શું કારણ હતું?

મીર કાસિમે એ બધાં કાર્યોની વ્યાખ્યા જુદી રીતે કરી લીધી હતી. અંગ્રેજો પડતીમાં આવેલા મોગલ સામ્રાજ્યનો વહીવટ ગ્રહણ કરવા આતુર નથી, એ વાત તે બરાબર સમજ્યો હતો. પરંતુ તે સાથે મીર કાસિમ એ પણ સમજ્યો હતો, કે અંગ્રેજ વેપારીઓ આ દેશની દોલત આડકતરી રીતે હજમ કરી જવાની આશાથી બિનજકાતે વેપાર ચલાવે છે; તે પદ્ધતિ અટકાવવામાં ન આવે તો દેશ બચવાનો નથી; તેમ એ પદ્ધતિમાં ડખલગીરી કરતાં લડાઈ થશે, એ પણ નક્કી છે. અંગ્રેજ વેપારીઓની બિનજકાતે વેપાર ચલાવનારી પદ્ધતિમાં હાથ ન નાખવો હોત, તો મીર કાસિમને કોઇ પણ જાતની લશ્કરી તૈયારી કરવાની જરૂર નહોતી. પરંતુ જે બળવાનના જુલમથી નિર્બળને બચાવવા માટે પ્રજાનો પક્ષ લઇ જમીનદારોને દંડતો હતો, તે સ્વદેશનો વેપાર ભાંગી પડવાથી જે હાહાકાર મચવાનો હતો, તેની ઉપેક્ષા કરી શકયો નહિ. તે માટે જ મીર કાસિમને જાણતા છતાં અગ્નિમાં કુદી પડવું પડ્યું હતું. આજ તેના સત્યાનાશનું મૂળ હતું; વળી આજ આ દેશમાં બ્રિટીશ સામ્રાજ્યની સ્થાપાનાતું ઐતિહાસિક સૂત્ર હતું. મીર કાસિમે અંગ્રેજો સાથે કજીઓ ન કર્યો હોત, તો બંગાળામાં મુસલમાની રાજ્ય ઉખડી

ગયું ન હોત; પણ અંગ્રેજ વેપારીઓ અને નવાબોના જુલમથી દેશનું વધુ બૂરૂં થયું હોત.

લોકો લાભના લોભથી છતી આંખે આંધળા બને છે. તે જમાનાના અગ્રેજ વેપારીઓ પણ આંધળા બન્યા હતા આ દેશ કંઇ તેમના તાબામાં નથી, તે વાત તેઓ વિસરી ગયા હતા. તેઓના જુલમથી પ્રજા કકળી ઉઠી હતી. મુસલમાન અગર હિંદુ ફોજદારો તેનો કશો ઉપાય કરી શકતા નાહ. **મીર** કાસિમ દરરોજનો આ પોકાર સાંભળી ઉન્મત્ત બની ગયો હતો. લાભના લોભથી અંગ્રેજો આંધળા બની ગયા છે. રાજધર્મ પાળવાની અશક્તિ જોઇ આત્મગ્લાનિથી **મીર** કાસિમ પણ આંધળો બનતો જતો હતો.

મુસલમાન ઇતિહાસકાર સૈયદ ગુલામહુસેને કાંઇ **મીર** કાસિમનાં વખાણ કરવા માટે પોતાનો ઇતિહાસ લખ્યો નથી. છતાં તેને લખવું પડયું છે, કે "જેઓ મનુષ્યોનાં કાર્યના બનાવોની નોંધ કરશે, તેને ખરી વાત કહેવી જ પડે છે. મેં **મીર** કાસિમના ઘણા દોષો બતાવ્યા છે. માટે તેના ગુણો પણ બતાવવા જોઇએ! **મીર** કાસિમને દેશી સિપાઇઓ તથા સેનાપતિઓ પર વિશ્વાસ નહોતો, તેથી તે વખતો વખત સામાન્ય બાબતમાં તેઓને ફાંસીની સજા કરતો. પરંતુ દિવાની અથવા ફોજદારી ન્યાય આપવામાં. સૈન્ય અને દરબારપર અમલ ચલાવવામાં, અથવા પંડિતોનું માન જાળવવામા તે જે શક્તિ દર્શાવી ગયો છે, તેથી તેને તે જમાનાના આદર્શ રાજા તરીકે ગણવામાં જરા પણ અતિશયોક્તિ થતી નથી. તે અઠવાડિઆમાં બે દિવસ રીતસર ન્યાયાસનપર બેસતો, અપીલો સાંભળતો અને વાદી પ્રતિવાદી તથા તેઓના સાક્ષીઓની જુબાની

સાંભળી યોગ્ય ન્યાય આપતો. તેના અમલમાં કોઇ પણ અમલદાર લાંચ લઇ કોઇની તરફેણમાં ચુકાદો આપી શકતો નહિ. જમીનદારોના જુલમમાંથી પ્રજાને છોડાવવી એ તેનું પ્રિય કાર્ય હતું. સિરાજદૌલાએ ઘણા ખરચે જે ઇમામવાડી બંધાવી હતી, તેનું રાચરચીલું વેચી મીર કાસિમે ગરીબોને વહેંચી દીધું હતું.[૧] "

મીર કાસિમે પોતાનો ઉદ્દેશ પાળવા માટે જુદા જુદા ઉપાયો વડે પૈસો એકઠો કર્યો હતો. તે પૈસો ભોગ ભોગવવામાં ન વાપરતાં તે વડે પોતાની શક્તિ વધારવાની તૈયારી કરવા લાગ્યો; મોંગીરનો જુનો કિલ્લો સમરાવી ત્યાં રાજધાની સ્થાપી; હોશિયાર દેશી કારીગરો નીમી દારૂગોળો, બંદુકો, તોપો વગેરે હથિયારો બનાવવાનું શરૂ કર્યું; તથા યુરોપી પદ્ધતિ મુજબ લડાયક કેળવણી આપી પોતાનાં સૈન્યને સબળ બનાવ્યું.

તે જમાનામાં બંગાળીઓમાં તાકાત હતી; પરંતુ યુરોપી પદ્ધતિ મુજબ લડાયક કેળવણી ન મળવાથી તેઓ બરાબર કામ કરી શકતા નહિ. મીર જાફર ગાદીપર બેઠો ત્યાર બાદ થોડે દિવસે કર્નલ કલાઇવે તેને યુરોપીઅન લશ્કરની લડાયક કળા જોવાનું નિમંત્રણ આપ્યું હતું. લશ્કરની ત્વરિત ગતિ, ગોળી ચલાવવાની કળા વગેરે અદ્‌ભુત રણશિક્ષા જોઇ મીરજાફરે વિસ્મય પામી મીરકાસિમને કહ્યું હતું, કે "યુરોપની લડાયક કળા જરૂર અનુકરણ કરવા જેવી છે, દૂરથી તેના પર હલ્લો કરી શકાય નહિ, પણ પાસે આવતાં તેનું બળ જાણી શકાય છે!" આ વાત મીર કાસિમને ગળે ઉતરી ગઇ હતી.

૧ Scot,—Vol. II. P. 411.

તે તક મળતાં બાહુબળ સાથે લડાયક કળા મેળવવા માટે તૈયારીઓ કરવા લાગ્યો.

વાંધો ઉઠાવવાથી કશું ન વળ્યું, કલકત્તાની કાઉન્સિલને દયા ઉપજાવે એવી ભાષામાં ફરિયાદો કરવાથી પણ કંઈ ન વળ્યું—હેસ્ટિંગ્સ અને ગવર્નર વાન્સિટાર્ટ સિવાયના બધા અંગ્રેજો કોઈ પણ રીતે પૈસો મેળવવા વ્યાકુલ હતા. માટે છેલ્લો ઉપાય—બાહુબળનો—અજમાવવા માટે મીર કાસિમ લશ્કરી તૈયારીઓ કરવામાં મશગુલ બન્યો.



## પ્રકરણ ૧૪ મું

### ઉદ્યોગ પર્વ



The revenous hordes thus let loose on India made the race name of christian ( Firingi ) a word of terror—until the strong rule of the Moghul Empire turned it into one of contempt.—Sir W. Hunter.

યુરોપિઅનો જ્યારે કેપ ઓફ ગુડ હોપ ઓળંગી હિંદમાં આવ્યા, ત્યારે હિંદના લોકોએ તેમને આબરૂદાર વેપારીઓ તરીકે આદરમાન આપ્યું હતું. પરંતુ તેઓએ થોડા જ રોજમાં ચાંચિયા

રૂપે સર્વત્ર ત્રાસ વર્તાવી પોતાની આબરૂ ગુમાવી હતી; આથી તેઓ ફિરંગીના નામથી ઓળખાતા હતા. આ નામ હિંદવાસીઓની શ્રદ્ધા આકર્ષી શક્યું નહોતું. લોકો ફિરંગીથી બીતા, તેનો તિરસ્કાર કરતા, શ્રદ્ધા રાખતા નહિ! અંગ્રેજોને પણ હિંદમાં આવતાં ફિરંગીની પદવી મળી હતી.[1] પરંતુ તેઓનું બાહુબળ તથા લાયક કળા જાહેરમાં આવતાં હિંદવાસીઓ ખુલ્લી રીતે તેમની અવજ્ઞા કરી શક્યા નહિ; ઉલટું મુશ્કેલીમાં આવી પડતાં તેઓનું શરણ સ્વીકારવા લાગ્યા. "નેટિવ" શબ્દથી જેમ હિંદવાસીઓને અપમાન જણાય છે, તેમ ફિરંગી કહેવાથી અંગ્રેજો ગુસ્સે થાય છે. પરંતુ **મીર** કાસિમના સમયમાં મુસલમાનો અંગ્રેજોને ફિરંગીઓજ માનતા; ફક્ત બીજા ફિરંગીઓ કરતાં અંગ્રેજોને શ્રેષ્ટ માનવાની તેઓની વંશ-પરંપરાથી ટેવ પડી ગઈ હતી.

**મીર** કાસિમ આ બધું સમજતો હતો, અંગ્રેજોની લાયક કળા ઉત્કૃષ્ટ હોવાથીજ તેઓ બળવાન ગણાય છે, એવી **મીર** કાસિમની ધારણા હતી. તે જમાનામાં અંગ્રેજો કે બંગાળીઓ એક બીજાના ગુણદોષનો તટસ્થ રીતે વિચાર કરી શકતા નહિ. અંગ્રેજો તુચ્છ બાબતમાં આખી બંગાળી જાતિને બદનામ કરતાં ચૂકતા નહિ; તેજ રીતે બંગાળીઓ પણ નજીવાં કારણોથી આખી અંગ્રેજ જાતિને બદનામ કરતાં ચૂકતા નહિ. એ બધાં પ્રમાણો ઐતિહાસિક પ્રમાણ

૧ In India it is a positive affront to call an Englishman a Firingi.—Colebrooke's Life of Elphinstone Vol. II. 207

તરીકે સ્વીકારી શકાય નહિ. તોપણ જમાનાનો ઇતિહાસ જાણતો હોય, તો તે કાળના ખોટા સંસ્કારોનો પણ તદ્દન ત્યાગ કરી શકાય તેમ નથી. લોકો અંગ્રેજોથી બીતા પણ તેના પર પ્રેમ રાખતા નહિ. લોકો અંગ્રેજોના બાહુબળ તથા લડાયક કળાને વખાણતા; પણ તેમનું ચારિત્ર શ્રેષ્ઠ છે એમ સ્વીકારતા નહિ. કોઇપણ માણસ અંગ્રેજોનાં ચારિત્રનું અનુકરણ કરવાની જરૂર સ્વીકારતો નહિ; ઉલટું અંગ્રેજોએ આહારવિહાર, વિલાસવિભ્રમને વિષે બંગાળીઓનાં ચારિત્રનું અનુકરણ કરવાની શરૂઆત કરી હતી. તેઓ હુક્કો પીતા, બપોરના ખાણા બાદ ઉંઘતા, સરિયામ રસ્તાપર ફરવા જતા ત્યારે પાલખીમાં બેસતા; પગપાળા જતા તો છત્રીવાળો નોકર તેનાપર છત્ર ધરી ચાલતો! **મીર** કાસિમે અંગ્રેજોની લડાયક કળાનું અનુકરણ કરવાનો સંકલ્પ કર્યો.

જે ઉપાયથી અંગ્રેજસંના વિશ્વમાં બળવાન થઇ છે, તે ઉપાયે આ દેશના લોકો અંગ્રેજોની સમાન કેમ ન થઇ શકે? આ વિચાર **મીર** કાસિમના મગજમાં પેસી ગયો હતો. **મીર** કાસિમ પહેલાં હિંદના કોઇ પણ રાજા કે નવાબે આવો વિચાર કર્યો હોય, એવું જણાતું નથી. **મીર** કાસિમ પોતાનો સંકલ્પ પાર પાડવા તૈયાર થયો. આ કાર્યને માટે **મીર** કાસિમની યાદગીરી હજુ સુધી લુપ્ત થઇ શકી નથી. તેણે જ પ્રથમ આ દેશના લોકોને લડાયક કળાનું શિક્ષણ આપી અંગ્રેજોના બરોબરીઆ કરવાનો વિચાર કર્યો હતો, તથા તે વિચાર અમલમાં મુકવાની તૈયારી કરી હતી. તે તૈયારી બધી રીતે સફળ થઇ હોત, તો **મીર** કાસિમને નવાબ બનાવવા માટે અંગ્રેજોને પસ્તાવું પડત!

મીર કાસિમ પહેલાં અમે વર્ષ પૂર્વે ફિરંગીઓએજ પ્રથમ આ દેશના લોકોને યુરોપિયન પદ્ધતિ મુજબ લડાયક કેળવણી આપવાની શરૂઆત કરી હતી. તે જમાનામાં યુરોપથી સંખ્યાબંધ લડવૈઆઓ હિંદમાં લાવવાની સગવડ નહોતી. તેથી પોર્ટુગીઝોને આ દેશના લોકોને કેળવવાની જરૂર પડી. તેઓનું અનુકરણ કરી ફ્રેંચો અને અંગ્રેજોએ પણ સિપાઈઓની પલ્ટન ઉભી કરી. કલાઇવની "લાલ પલ્ટન" બંગાળામાં પોતાની યાદગીરી હજુ સુધી કાયમ રાખી ગઇ છે. યોગ્ય શિક્ષણ મળતાં આ દેશના લોકો થોડા સમયમાં યુરોપની લડાયક કળામાં સુશિક્ષિત બની યુરોપીઅનોનું બાહુબળ વધારી શકે છે, એ વાતની ઘણી સાબિતિઓ મીર કાસિમને મળી હતી. યોગ્ય શિક્ષકના હાથ તળે કેળવાએલું દેશી લશ્કર અંગ્રેજોની સત્તાને પુરેપુરી રીતે ઉખેડી નાખી શકે એમ ધારી મીર કાસિમ પોતાનાં લશ્કરને કેળવવા મથતો હતો.

મુસલમાની સૈન્યની બહાદુરી જગજાહેર હતી. તે સેના થોડા યુરોપીઅનો આગળ વારંવાર હારી હતી, છતાં તેનું કારણ કંઇ યુરોપીઅનોનું બાહુબળ નહોતું; તેઓને મળેલી કેળવણીના દોષથીજ તેને વારંવાર હારવું પડયું હતું. દેશી સૈનિકોને પૂરતો પગાર મળતો નહિ. યોગ્ય હથિઆરો મળતાં નહિ; યોગ્ય પોશાક મળતો નહિ; તેમના સરદારો પણ લાયક નહોતા. મનસબદારો પોતે સેનાપતિઓ બનતા. આખું સૈન્ય એક જ વિભાગ ગણાતું. લડાઈ કરતાં આ બધાં કારણોથી મુસલમાની સેના હારતી. મીર કાસિમે આ બધાં કારણોનો અનુભવ લીધો હતો. તે આ બધી અગવડો દુર કરી

પોતાની સેના અંગ્રેજોના સેના જેવી થાય, તેવા સુધારા કરવા તૈયાર થયો. લશ્કરને સારાં હથિયારો આપવા હથિયારો બનાવવાનું કારખાનું સ્થાપ્યું, સૈનિકોને કેળવવા માટે યોગ્ય શિક્ષકો નીમ્યા. મોંગીરનો કિલ્લો આ નવી કેળવણીનું કેન્દ્રસ્થાન થઇ પડ્યો.

શિક્ષકોનો તોટો ન પડ્યો. ઉદ્દેશ પાર પાડવા મીર કાસિમમાં એકાગ્રતાનો પાર નહોતો. તે પોતાનો ઉદ્દેશ પાર પાડવા અસ્ખલિત ચિત્તે કામ કરવા લાગ્યો. હથિયારો બનાવવાનું કારખાનું સ્થપાતાં આ દેશના લોકો યુરોપિઅન શિક્ષકોના ઉપદેશથી બંદુકો તથા તોપો બનાવવાની ઉત્કૃષ્ટ કળા શીખ્યા. તે જમાનામાં દેવતા લગાડી તોપ ફોડવામાં આવતી; બંદુક ફોડવા માટે ચકમકના પથરા વડે દેવતાના તણખા ઉત્પન્ન કરવામાં આવતા, બંદુકની નાળ તાપ સહન કરી શકે તેવી કરવાને માટે તે નાળ ઉંચા પોલાદની બનાવવાની જરૂર પડતી. રાજમહાલના ચકમક અને છોટા નાગપુરનું પોલાદ પ્રખ્યાત થઇ ગયું. આ રીતે મીર કાસિમનાં કારખાનામાં બનેલી બંદુકોની પાછળથી તપાસ કરતાં અંગ્રેજોને જણાયું હતું કે કંપનીની બંદુકો કરતાં એ બંદુકો બધી રીતે ચઢીઆતી હતી! પિત્તળની ઢાળેલી તોપો બનાવી મીર કાસિમે તોપોની બનાવટમાં નવો યુગ શરૂ કર્યો હતો. અંગ્રેજોને છેતરી કોઇ કોઇ સ્વતંત્ર યુરોપિઅન વેપારીઓ આ દેશમાં બંદુક, તોપો અને દારૂગોળાની આમદાની કરતા હતા, તે પણ મીર કાસિમના અસ્ત્રાગારમાં એકત્ર થવા લાગ્યું. આ પ્રમાણે મીર કાસિમે જે હથિઆરો સંઘર્યાં હતાં, તે તે જમાનાના હિસાબે અંગ્રેજોનાં હથિઆરો કરતાં કોઇ પણ રીતે હલકાં નહોતાં; ઉલટું ઘણી

બાકી બાબતમાં તો તે ચઢીઆતાં હતાં.[૧]

જેઓએ **મીર** કાસિમનું લશ્કર કેળવવાની જવાબદારી લીધી હતી, તેઓમાંના થોડા લોકોનાં નામ ઇતિહાસમાં પ્રસિદ્ધ થયાં છે. તે જમાનામાં કલકત્તાના આરમીનિઅન વેપારીઓમાં ખોજા પિદ્રુનું નામ પ્રખ્યાત થયું હતું. તે અંગ્રેજો અને **નવાબ** બંને આગળ આબરૂદાર પુરુષ ગણાતો. તેનો ભાઇ ગ્રેગરી **મીર** કાસિમનો મુખ્ય સેનાપતિ બન્યો હતો. ગ્રેગરી આ દેશના ઇતિહાસમાં ગરગિનખાં-ના નામથી પ્રસિદ્ધ છે. તેનું નામ **બંકીમ** બાબુની નવલકથામાં આવેલું હોવાથી બહુ પ્રખ્યાત છે. નવલકથામાં તે ગુર્ગનખાંના નામથી ઓળખાયો છે. તે લશ્કરનો કુલ સત્તાધીશ હતો. તેના પ્રયત્નથી, ખોજા પિદ્રુની મદદથી **મીર** કાસિમ છૂપી રીતે યુરોપી

૧ The muskets with which they were armed, were manufactured in the country, and from tria's subsequently made between them and the Tower-proofa rms of the Company's troops, the reader will be surprised to learn, that they were found to be superior to English manufacture, particularly in the barrels, the metal of which was of an admirabale description; the flints were also of a very excellent quality, composed of agates found in the Rajmehal Hills, and were much preferred to those imported —Broome's Bengal Army, P. 351.

હથિઆરો મેળવી શકયો હતો જુદાં જુદાં કારણોથી **મીર** કાસિમના દરબારમાં ગુર્ગનખાંની સત્તા પ્રબળ થઇ પડી હતી. આને લીધે ઘણા આરમીનિઅન સૈનિકો નવાબના લશ્કરમાં જોડાયા હતા; તેઓની વાત વખત જતાં કાળ પ્રવાહમાં તણાઈ ગઇ છે.

ગુર્ગનખાં વિશ્વાસુ અને નિમકહલાલ હતો. **મીર** કાસિમ જ્યારે અતિશય ઉશ્કેરાઇ અંગ્રેજોને હાંકી કાઢવા તૈયાર થતો, ત્યારે સેનાપતિ ગુર્ગન તેને શાંત પાડી કહેતો, કે "હજુ સમય આવ્યો નથી!"[૧] આ **આરમીનિઅન** સેનાપતિ પોતાની તીક્ષ્ણ બુદ્ધિ વડે બહુજ પ્રખ્યાત થયો છે. તેણે નવાબના લશ્કરને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યું હતું; એક વિભાગમાં ઘોડેસ્વારો, બીજા વિભાગમાં ગોલંદાજ અને ત્રીજા વિભાગમાં પાયદળ સૈન્ય રાખવામાં આવ્યું હતું. પાયદળ સેના નજીબ અને તેલંગા નામના બે વિભાગોમાં વહેંચાઇ ગઇ હતી. તેલંગા વિભાગ કંપનીની પલ્ટન જેવો પોશાક પહેરતો. ઘોડેસ્વારો મુસલમાન સેનાપતિના તાબામાં હતા; **આરમીનિઅન**, જર્મન, પોર્ટુગીઝ અને ફ્રેંચ સેનાનાયકોમાંના કોઇ ગોલંદાજ તો કોઈ પાયદળ સૈન્યના ઉપરી થયા હતા.

ગુર્ગનખાંના તાબામાંનો **માર્કર** નામનો, એક **આરમીનિઅન**

૧ Bear and forbear; you are not yet fledged; reserve your anger till the time when you shall have feathers to your wings.

Seir Matakherin, Vol. II. 186.

સેનાનાયક વધુ પ્રખ્યાત થયો છે. **માર્કરના** હાથ નીચે ત્રણે વિભાગની સેના કેળવાતી હતી. તેણે દરેક વિભાગમાંથી સૈનિકો ચુંટી કાઢી એક ખાસ સેના બનાવી હતી. **માર્કરે** યુરોપમાં લશ્કરી કેળવણી લીધી હતી, અને **હોલાંડની** લડાઇઓમાં ભાગ લઇ લડાઇઓનો ખાસ અનુભવ મેળવ્યો હતો. તેની વિદ્યા, બુદ્ધિ અને લશ્કરી કળાની યાદગીરી હજુ સુધી બંગાળીઓના હૃદયમાંથી ભૂંસાઇ નથી.

**મીર** કાસિમના સેનાનાયકોમાં સેનાપતિ **સમરૂનું** નામ વિખ્યાત થયું છે. **સમરૂ યુરોપમાં** કમાઇખાનામાં નોકરી કરતો હતો; ત્યાંથી **સ્વીસ** લશ્કર સાથે હિંદમાં આવ્યો અને ફ્રેંચ લશ્કરમાં જોડાયો; ત્યાંથી તે **મીર** કાસિમના સૈન્યમાં આવ્યો હતો. **સમરૂ** અંગ્રેજોના પાકા શત્રુ તરીકે ઇતિહાસમાં ઓળખાય છે. તે રાક્ષસ જેવો ક્રૂર હતો; પોતાના માલિકની આજ્ઞા થતાં તે ગમે તેવું કપરૂં કામ કરતાં અચકાતો નહિ. **સમરૂનું** ખરૂં નામ **વૉલ્ટર** રેન્ડ હતું.

રાજ્યાભિષેક પહેલાં **મીર** કાસિમ લશ્કરી અમલદાર હતો. તેને લશ્કરનો ઘણો અનુભવ હતો. તોપણ રાજ્યાભિષેક બાદ **મીર** કાસિમે લશ્કરની બાબતમાં માથું મારવું છોડી દીધું હતું. બધો કારભાર તેના સેનાપતિઓ જ ચલાવતા. અંગ્રેજ ઇતિહાસકારો આ કારણથી તેને રણભીરૂ તરીકે ઓળખાવી ગયા છે.

**મીર** કાસિમના સેનાપતિઓ શૌર્ય અને લશ્કરી કેળવણીમાં અંગ્રેજોના બરોબરીઆ થઇ ગયા હતા. તેઓના **પર** આધાર રાખી **મીર** કાસિમ અંગ્રેજો સાથે ટંટો કરવા તૈયાર થયો હતો. **કાસિમ** અલી જાણતો હતો, કે દેશના લોકોના વેપારનું રક્ષણ કરવા જતાં

અવશ્ય યુદ્ધ તો થવાનું જ. તેથી લડાઇની પૂરી તૈયારી કર્યા પહેલાં તેણે ચુપચુપપણે બધાં અપમાનો સહન કર્યાં હતાં.

**મીર** કાસિમ સૈન્ય એકત્ર કરે છે, તે વાત અંગ્રેજોથી અજાણી નહોતી. તેઓએ પણ લશ્કરી તૈયારીઓ કરવામાં કચાશ રાખી નહિ. ટંટાનું બહાનું શોધવા જવું પડે તેમ નહોતું. દરરોજ **નવા**બના દરબારમાં અંગ્રેજ ગુમાસ્તાઓના જુલમની ફરિયાદો આવતી. **મીર** કાસિમ ઉશ્કેરાઇ જતો, પણ સમય પ્રતિકૂલ **હોવાથી** પોતાનો ગુસ્સો દબાવતો. બાળક **સિરાજદ્દૌલાથી** ગુસ્સો ન દબાવાયો, તેથી તે અકાળ મોતે મુઓ, આ વાત પર લક્ષ રાખી પ્રૌઢ **મીર** કાસિમ યોગ્ય અવસરની રાહ જોવા લાગ્યો.

હથિયારો અને સૈન્ય યોગ્ય પ્રમાણમાં એકત્ર થયા બાદ **મીર** કાસિમે **બેતિયાનું** રાજ્ય જીતી **નેપાળ** તરફ ચડાઇ કરી, તે વખતે **મોરંગ** નામના નેપાળના તરાઇ પ્રદેશ માટે હંમેશાં કજીઆટંટા ચાલતા હતા, **તિબેટ** જનારાઓ પાસેથી **નેપાળમાં** પ્રવેશ કરવાનો ઘાટ જાણી લઇ **મીર** કાસિમે એ ઘાટ દ્વારા **નેપાળપર** હલ્લો કર્યો. યુરોપી પદ્ધતિ મુજબ કેળવાએલી **મીર** કાસિમની સેનાઓ **નેપાળના** સુવિખ્યાત વીર પુરૂષોને હરાવ્યા છતાં છુપા હલ્લાઓથી તેને બહુ હેરાન થવું પડયું. તેથી બધી આશા તજી **મીર** કાસિમને પાછું આવવું પડયું. પરંતુ આ પરથી એટલું તો સર્વત્ર જાહેર થયું, કે ગુર્ગનખાંના હાથ નીચે **મીર** કાસિમની સેના બળવાન થતી જાય છે.

મુસલમાની સેનાને ઉચ્ચ સ્થિતિમાં લાવવા **મીર** કાસિમે ખૂબ નાણું વાપર્યું હતું. તેના સૈનિકો પણ **નેપાળની** લડાઇમાં પોતાનું

બંગ અજમાવી યુરોપી પદ્ધતિ મુજબ કેળવણી લેવાની જરૂર પિછા-ણવા લાગ્યા.

એ વખતે બંગાળાની અવસ્થા બધી રીતે ઉન્નત સ્થિતિમાં હતી. ખજાનામાં પૈસાનો તોટો નહોતો; નવાબનું લશ્કર કેળવાએલું હતું; હુન્નર ઉદ્યોગમાં બંગાળીઓ જગવિખ્યાત થઇ જુદા જુદા દેશોમાં પોતાનો માલ મોકલતા હતા. મીર કાસિમના અમલથી અવ્યવસ્થા દૂર થઇ, ચારે તરફ સુવ્યવસ્થા ફેલાઇ હતી. છતાં તે જ સમયે બંગાળીઓમાં જેટલો હાહાકાર ફેલાયો હતો, તેટલો હાહાકાર પહેલાં કદી ફેલાયો નહોતો.

દેશના લોકો વેપાર ચલાવી શકતા નહિ. બજારમાં જેટલો માલ આવતો તેટલો બધો અંગ્રેજો ખરીદી લેતા. તેઓ થોડી કિંમતે ખરીદી મોંઘી કિંમતે વેચી પુષ્કળ નફો મેળવતા. પરંતુ તેથી બંગાળી વેપારીઓ તથા પ્રજાનું સત્યાનાશ વળતું. બંગાળી વેપારીઓ, માલ એકહથ્થુ થઇ જવાથી વેપાર કરી શકતા નહિ. અંગ્રેજોને જકાત આપવી પડતી ન હોવાથી તેઓ પુષ્કળ માલ ખરીદી, પુષ્કળ નફો મેળવવા ઇચ્છતા. કંપનીના પોતાના વેપારથી આ દેશના લોકોને નુકસાન ન થતું, કારણ કે કંપની આ દેશનો માલ પરદેશમાં વેચતી; પરંતુ કંપનીના નોકરો ખાનગી વેપારમાં જોડાઇ, દેશના લોકોને નુકસાન કરવા લાગ્યા. દરેક અંગ્રેજ બળવાન થવા લાગ્યો; નવાબના અમલદારો તેઓનો જુલમ અટકાવી શકતા નહિ. અંગ્રેજ વેપારીઓ નફાના લોભથી આંધળા બની નવાબની સત્તા ન સ્વીકારવાની ધૃષ્ટતા બતાવતા. વાન્સિટાર્ટે એ વ્યવહાર બંધ પાડવાના

પ્રયત્ન કરતો હતો, છતાં તેમાં તેને સફળતા ન મળી. હવે અહીં વાંક કોનો ? અંગ્રેજોનો કે નવાબનો ? નિષ્પક્ષપાતપણે વિચાર કરતાં અંગ્રેજો પોતે જ કહી ગયા છે, કે નવાબનો કશો અપરાધ નહોતો, અંગ્રેજોનો જ બધો દોષ હતો.



## પ્રકરણ ૧૫ મું.

# મિત્રતા તૂટી.



Mir Kassim was a man of a stamp different to that of his father-in-law. The pliant disposition which had caused the latter to bend on every decisive occasion to the will of his European masters did not belong to his nature.—Col. Malleson.

અંગ્રેજો **મીર** જાફરને પોતાની ઇચ્છા મુજબ ચલાવી શકતા: અંગ્રેજોની સાથે કોઇ પણ જાતનો વાંધો ઉપસ્થિત થતાં તે અંગ્રેજો તરફ ઝુકી પડતો. પણ **મીરકાસિમને** એ પ્રમાણે પોતાની ઇચ્છા મુજબ ચલાવાય તેમ નહોતું. તેનું શરીર જુદા મસાલાથી ઘડાયું હતું. માટે મિત્રતા તૂટતાં વાર ન લાગી.

મિત્રતા તોડવામાં વાંક કોનો એની ચર્ચા ન કરતાં અમે ઐતિહાસિક ઘટનાવલીનો ઉલ્લેખ માત્ર કરી જઇશું. અંગ્રેજો સાથે કજીઓ થવાથી જ મીર કાસિમને ગાદી તજવી પડી હતી. પરંતુ અંગ્રેજો સાથે ટંટો થયો કેમ એ બાબતનાં કારણો તપાસતાં આપણે દિઙ્મૂઢ બની જઇશું.

આ દેશ તે સમયે મુસલમાનોના તાબામાં હતો. દેશના લોકોનાં સુખદુઃખ સાથે નવાબને ખાસ સબંધ હતો. અંગ્રેજોએ દેશના લોકોના પેટપર લાત મારવાથી મીર કાસિમને પ્રજાનું રક્ષણ કરવાની જરૂર પડી. પણ રક્ષણ કરવા જતાં પોતાનું જ ભક્ષણ થઈ ગયું.

કંપનીના નોકરો એકદમ પૈસાદાર થવાની આશાથી ખાનગી વેપાર કરતા હતા. કંપનીના ટુંકા પગારથી તેઓનું પેટ ભરાતું નહિ. તેથી તેઓને પોતાનું પેટ ભરવા માટે ખાનગી વેપાર કરી પૈસા પ્રાપ્ત કરવાની જરૂર પડતી. પરંતુ એથી દેશી લોકોને જે નુકશાન થતું તે વાતનો તેમને વિચાર આવતો નહિ. પોતાનું રક્ષણ કરવાની પ્રબળ ઇચ્છાથી કંપનીના નોકરો તે વાત વિચારી શકતા નહિ. કંપનીના નોકરો માલ વિલાયત મોકલી શકતા નહિ. તેથી તેઓ દેશમાં ને દેશમાં જળમાર્ગે કે સ્થળમાર્ગે ખાનગી વેપાર ચલાવતા! તેઓ કંપની પાસેથી ખાસ સર્ટિફિકેટ મેળવી બિન જકાતે વેપાર ખેડતા હોવાથી નવાબના ખજાનાને તો નુકશાન થતુંજ, પણ તે સાથે દેશના લોકને જે નુકશાન થતું તેની તો તુલના જ ન થાય! દેશી વેપારીઓને તો પોતાના માલપર જકાત આપવી પડતી. તેથી તેઓને માલ મોંઘો પડતો. અગ્રેજ ખાનગી વેપારીઓને જકાત ન

ભરવી પડતી હોવાથી તેઓને દેશી વેપારીઓ કરતાં માલ સસ્તો પડતો. આમ થવાથી વેપારમાં દેશી વેપારીઓ અંગ્રેજ વેપારીઓ સાથે હરિફાઇમાં ઉતરી શકતા નહિ.

ગવર્નર વાન્સિટાર્ટ અને વારેન હેસ્ટિંગ્સ સિવાય બધા અંગ્રેજો કંપનીના નોકરોના આ ખાનગી વેપારને અનુમોદન આપતા. કારણ કે તેથી બધાને લાભ થતો હતો. લાભના લોભથી તેઓની કર્તવ્યબુદ્ધિ મલિન થઇ ગઇ હતી. વિલાયતથી કંપનીના ડિરેકટરો વારંવાર આવો વેપાર બંધ પાડવાના હુકમો મોકલતા, પણ તેમનું માને કોણ? આ ખાનગી વેપારના જુલમથી લોકો નવાબના દરબારમાં બૂમરાણ કરવા લાગ્યા. મીર કાસિમે એ બૂમરાણ પર ધ્યાન ન આપ્યું હોત, તો મિત્રતા ન તુટત. પરંતુ મીર કાસિમ આ દેશનો સત્તાધીશ બની મનુષ્યો અને પરમેશ્વર આગળ કર્તવ્ય બજાવવાને જવાબદાર હતો. તે દેશની પ્રજાના હાહાકારની ઉપેક્ષા કરી શકયો નહિ! એથી મિત્રતા તૂટી.

મીર કાસિમ અંગ્રેજ વેપારીઓના આ જુલમ સામે સખત વાંધો ઉઠાવશે એ બાબત પ્રથમથી જાણી લઇ તેઓએ તેની સાથે કજીઓ માંડયો. મીર કાસિમ પોતાની સત્તા વડે અંગ્રેજોના આ અન્યાય સામે થઇ શકત; તેની મરજી હોત તો આવા જૂલમગારોને શિક્ષા કરી શકત. પરંતુ તેણે એવા કોઈ ઉપાય ન લેતાં અંગ્રેજ કાઉન્સિલનો આશરો લીધો મીર કાસિમની ફરિયાદમાં કેટલું સત્ય છે, તે જાણવા માટે ગવર્નર વાન્સિટાર્ટે વોરન હેસ્ટિંગ્સને આ બાબતની તપાસ કરી રિપોર્ટ કરવાનું કહ્યું. આ રીતે મીર

કાસિમને આશ્વાસન આપવામાં આવ્યું. હેસ્ટિંગ્સે જુદાં જુદાં સ્થાનોએ તપાસ કરી જે રિપોર્ટ મોકલ્યો તેથી મીર કાસિમની ફરિયાદ ખરી ઠરી.[૧]

ઢાકાના અંગ્રેજોએ શ્રીહટ્ટમાં સિપાઈઓ મોકલી ત્યાંના આ આબરૂદાર રહેવાશીનું ખૂન કર્યું હતું, તથા ત્યાંના જમીનદારને જોર જૂલમથી પકડી જવામાં આવ્યો હતો. જે કોઇ વ્યક્તિ કંપનીના નોકરોને ખાનગી વેપાર કરતાં અટકાવતી અગર તેમાં હરકત નાખતી તેને કંપનીના નોકરો ફોજ મોકલી આવી રીતે સતાવતા.[૨]

નવાબના અમલદારો આવા જુલમો અટકાવી શકતા નહિ; જમીનદારો ભયથી કાંપતા હતા; નિર્દોષ પ્રજા અંગ્રેજ ગુમાસ્તાના ભયથી ગામ છોડી નાસી જતી. આવા જૂલમોની વાત વિલાયતમાં કંપનીના ડિરેકટરોના જાણવામાં આવતાં તેઓએ લખી મોકલ્યું, કે "અમે ચોકખી રીતે હુકમ કરીએ છીએ કે અમારા તાબામાં કાયમ રહેવાની ઇચ્છા હોય, તો આ પત્ર વાંચતાં જ અમારા તર-

૧ Proceedings of Council. October 14, 1762.

૨ Mr. Vansittart has received private intelligence that a party of Sepoy were sent to Sylhet by the gentleman at Dacca on account of some private dispute, who fired upon and killed one of the principal people of the place and afterwards made the Zamindar prisoner and forcibly carried him away.—Ibid.

ફથી નવાબને જણાવશો, કે અમે એવાં કાર્યોનું સમર્થન કરતા નથી નિર્લજ્જ રીતે કંપનીનો પરવાનો બતાવી નવાબના મહેસૂલને નુકશાન કરવું તથા તેમની સત્તા ન સ્વીકારવી એ અમારો ઇરાદો નથી,"[૧]

વિલાયતના ડિરેક્ટરોનો સારો સંકલ્પ પણ નિષ્ફળ ગયો. અંગ્રેજોના જૂલમથી પ્રજા પુષ્કળ હેરાન થવા લાગી. પોતાનો ગુનો છુપાવવા અંગ્રેજો **નવાબ**પર ખોટી ફરિયાદો કરવા લાગ્યા. હવે **મીર** કાસિમે સત્તા બતાવવાનો વિચાર કર્યો. તેણે પ્રજાના બચાવ માટે અંગ્રેજ નોકરોના મુચરકા લેવાનો હુકમ કર્યો! **સી**રાજદૌલાએ મુચરકા લેવાનો પ્રયત્ન કરતાં જીવ ખોયો હતો; એ પ્રયત્ન વળી સત્યાનાશ વાળશે, એમ જાણતાં છતાં **મીર** કાસિમ કર્તવ્ય બજાવવા તૈયાર થયો.

તે વખતે **રાજ**શાહીની જમીનદારી સૌથી મોટી જમીનદારી ગણાતી. બંગાળાનો ઘણો ભાગ જમીનદારીમાં આવી જતો. પ્રાતઃ

---

૧ We positively direct, as you value our service, that you do immediately acquaint the Navab, in the Company's name, that we disapprove of every measure which has been taken in real prejudice to his authority and government, particularly with respect to the wronging in his revenues by a shameful abuse of dustucks,—Corurt's letter, December 30, 1762.

સ્મરણીય રાણી ભવાનીના અમલથી રાજશાહી હુન્નર કળામાં જગદ્-વિખ્યાત થઇ પડ્યું હતું. અંગ્રેજો હિંદમાંથી જે માલ વિલાયત મોકલતા, તે માલનો ઘણો ખરો ભાગ રાજશાહી વિભાગમાં ઉત્પન્ન થતો. એ પ્રદેશનો હુન્નરઉદ્યોગ નાશ પામવાની અણીપર હતો! મીર કાસિમે અંગ્રેજ નોકરોના મુચરકા લેવાનો હુકમ કર્યો હોવાથી વાન્સિટાર્ટે ખરી સ્થિતિ જાણવા માટે ગંગારામ મિત્ર નામના માણસને રાજશાહી મોકલ્યો.[1]

---

૧ I am acquainted Mr. Chevalier, Mr. Texeiree and sundry English gomastas, without either dustak or order from the Huzoor, do in the Pergana of Rajshahy and other Districts in the Zamindary of Rani Bhowany, oppressively stop and embark goods and force people to buy, by which the inhabitants are obliged to fly the country and the King's revenues are greatly prejudiced, I therfore send you with some Burkandazes. You must, on your arrival at the said Pergannah, prevent those people who have raised such disturbances, who, if they mind you it will be well, if not whatever oppressions they have been guilty of, you must make yourself fully acquainted with, and send me an authentic account of the same and agreeably

ગંગારામ મિત્રની વિષ્ટિ સફળ ન થઈ. દેશી વેપારીઓ નુકસાનમાં ઉતરવા લાગ્યા; દેશી વેપાર બંધ પડવાની અણીપર આવ્યો; મહેસૂલમાં બહુ નુકસાન થવા લાગ્યું; દેશના લોકો ધીમે ધીમે કંગાળ થવા લાગ્યા. કાસિમ અલીએ વારંવાર વાંધો ઉઠાવ્યો, તેથી ગવર્નર સાહેબ તેને મળવા માટે મોંગીર આવ્યા.

કંપનીના નોકરોના ખાનગી વેપારથી દેશની એવી તો શોચનીય દશા થઈ પડી હતી, કે સહૃદય અંગ્રેજ ઇતિહાસકારો એ બાબત છુપાવી શકયા નથી. આબરૂદાર દેશી વેપારીઓ વારંવાર નુકસાનમાં ઉતર્યા હતા; પરગણાં વેરાન બની ગયાં હતાં; દેશી વેપાર ખોરંભાઈ ગયો હતો.[૧]

કાસિમઅલી સાથે અંગ્રેજ ગવર્નરને ઘણો વાદવિવાદ થયો. કંપનીના નોકરોનો આશ્રય ગ્રહણ કરી, તેની પાસેથી 'દસ્તક' મેળવી, કંપનીનો વાવટો ઉડાડી ઘણા લોકો બિનજકાતે વેપાર કરવા

---

thereto I shall take account of their oppressive proceedings, and punish them—Proceedings, January 17, 1763.

૧ The results of this shameful oppressive system were that the respectable classes of native marchants were ruined, whole districts became impoverished; the entire native trade became disorganised.—Malleson's Decisive Battles of India. P. 145.

લાગ્યા હતા. કંપનીના નોકરો કોઇ વખત વેપારથી અગર કોઇ વખત 'દસ્તક' વેચી પૈસો કમાતા હતા. આ દેશના લોકો પણ છળકપટથી થતો લાભ ધ્યાનમાં લઇ અંગ્રેજોનું અનુકરણ કરવા લાગ્યા હતા. તેઓ કોઇ વખતે બનાવટી 'દસ્તક' બનાવી, કોઇ વખતે સિપાઇ બની, તો કોઇ વખતે કંપનીના નોકરોને લાંચ આપી બિનજકાતે વેપાર કરવા લાગ્યા હતા.[૧]

ગવર્નર આમાંની કોઇ પણ વાત નાકબુલ કરી શક્યો નહિ! દેશમાં અંધાધુંધી ફેલાઇ છે, નવાબની સત્તા કોઇ માનતું નથી, જળપર ને સ્થળપર અંગાળીઓના કાન ફાડી નાખે એવા આર્ત્ત-નાદ સંભળાતા હતા। કોઇ ફરિયાદ કરે, તો તેને અંગ્રેજ-ગુમારતાઓની સિપાઇસેના દંડ આપતાં વાર લગાડતી નહિ. કોઈ પણ દેશનો રાજા આવી અંધાધુંધી સહન કરી શકે નહિ; એ વાત ગવર્નરને કબુલ કરવી પડી.[૨]

---

૧. The river was covered with fleets of boats proceeding up and down under English flags with small guards of *Sypahis* and English *dustuks* and a system speedily obtained amongst the native merchants of using the same *dustuk* over the over again, and finally of forging them; also of dressing up their own followers as English Sypahis—Broome's Bengal Army P. 345

૨ For my own part, I think that the honour

કંપની સિવાય બીજા કોઈને બિન જકાતે વેપાર કરવાનો અધિકાર નહોતો. ગવર્નરે જૂની રૂઢી ફરી દાખલ કરી, અંગ્રેજ નોકરોના ખાનગી વેપાર પર જકાત નાખવાનું કહ્યું. એક પરવાનો ફરીથી વાપરી શકાય નહિ, અથવા બનાવટી પરવાનો મુદ્દલ વાપરી શકાય નહિ, એવો ઠરાવ કર્યો. વળી અંગ્રેજ અમલદાર અને નવાબનો અમલદાર પરવાનાપર સહી ન કરે, ત્યાંસુધી એ 'દસ્તક' સ્વીકારવો નહિ એવું ઠરાવ્યું. આ બધા નિયમો નક્કી કર્યા બાદ કંપનીના નોકરો ખાનગી વેપાર કરે તો, તેના માલપર સેંકડે નવ ટકા જકાત આપવાનું કબુલ્યું.

કાસિમઅલીએ આમાંની એકેય વાત સ્વીકારી નહિ. આ નિયમોથી કંપનીના નોકરોનો જુલમ અટકાશે એવી તેને ખાત્રી ન થઈ. પરંતુ ગવર્નરના બહુ કહેવાથી તરતમાં તો એ નિયમો સ્વીકાર્યા. કાસિમઅલીએ દરબાર બરખાસ્ત કરતાં ગવર્નરને જણાવ્યું, કે

---

and dignity of our nation would be better mainsained by scrupulous and careful restraint of the *dustack* than by extending it beyond its usual bounds, and by putting our gomastas under some checks, than by suffering them to exercise our anthority in the country. Every one according to the means put into his hands, and thereby bringing an odium upon the name of the English by repeated violence done to the inhabitants.

"થોડા દિવસ જોઉં છું: જો કશું ફળ નાહ આવે, તો દેશી અને વિદેશી સર્વને વિના જકાતે વેપાર કરવાની રજા આપીશ."

વાન્સિટાર્ટે જે સ્વીકારવાની પ્રતિજ્ઞા લીધી હતી, તે પણ કલકત્તાની કાઉન્સિલને ન રૂચ્યું. કાઉન્સિલરો જકાત આપવા નાખુશ હતા; તેથી તેઓ નાના પ્રકારનાં બહાનાં બતાવવા લાગ્યા. વાન્સિટાર્ટને જકાત આપવાનો નિયમ સ્વીકારવાનો અધિકાર નહોતો; તેનાં કાર્ય કે વચન અંગ્રેજોને બંધનકર્તા નથી; આવી જાતના વાદવિવાદોથી અંગ્રેજ કાઉન્સિલ ગાજી ઉઠી. તે વખતે વોરન હેસ્ટિંગ્સ સિવાય બીજા કોઇએ ગવર્નરનો પક્ષ ન લીધો. હેસ્ટિંગ્સે કાઉન્સિલને વારંવાર કહ્યું, કે "આવા આચરણથી અંગ્રેજોનું નામ તિરસ્કારવા યોગ્ય ગણાશે!"[૧]

અંગ્રેજોએ મીઠાપર સેકડે રા। ટકા કર આપવાની સંમતિ આપી. બીજા કોઇ પણ માલપર જકાત આપવાની ચોકખી ના પાડી. ગવર્નરે કાસિમઅલી પાસે જે નિયમો કબુલ કર્યા હતા, તે

૧ Such a system of government cannot fail to create in the minds of the wretched inhabitants an abhorrence of the English name, and authority; and how will it be possible for the Nabab, whilst he heard the cries of his people which he cannot redress, not to wish to free himself from an alliance which subjects him to such indignities?—Hasting's Minute, Proceedings, March 3, 1563.

નિયમો કાસિમ અલીએ ગવર્નર પાસે લખાવી પોતાના દફતરમાં દાખલ કરાવ્યા હતા. તેની નકલ સઘળે સ્થળે મોકલવામાં આવી હતી. અંગ્રેજોએ જકાત આપવાની ના પાડી હોવાથી તેઓની હોડીઓ અટકાવવામાં આવી હતી. આ સમાચારથી અંગ્રેજો ગુસ્સે થયા. આ તરફ અંગ્રેજ કાઉન્સિલનો અભિપ્રાય જાણવામાં આવતાં કાસિમઅલી પણ ગુસ્સો રોકી શક્યો નહિ.

ગવર્નર સાથે મુલાકાત પૂરી થતાં કાસિમઅલીએ જે વચનો ઉચ્ચાર્યાં હતાં, તે પ્રમાણે વર્તવાનો સમય આવ્યો. તે દેશી વેપારનું રક્ષણ કરવા કાળા ગોરાનો ભેદ કાઢી નાખી બધી જાતની વેપારી જકાત કાઢી નાખવાનું જાહેરનામું કાઢ્યું. આ પ્રખ્યાત જાહેરનામું ૧૯ મી સાબાનને રોજ (ઈ. સ. ૧૭૬૩ ના માર્ચની ૫ મીએ) રાજા નહબતરાયની સમક્ષ લખાયું. તેની દરેક લીટીઓમાં કાસિમઅલીનું વાસ્તવિક ચરિત્ર વિલસી રહ્યું છે. અંગ્રેજો સાથે કજીઓ કરતાં બધું ગુમાવવું પડશે; હજુ ખુલ્લો વિરોધ દર્શાવવાનો સમય આવ્યો નથી; એ બાબતની જરા પણ ચિંતા ન કરતાં કાસિમઅલીએ ઢંઢેરો બહાર પાડયો. અંગ્રેજોએ એ જાહેરનામાનો જે અંગ્રેજી અનુવાદ કર્યો હતો, તે નીચે પ્રમાણે છે.–

Having been certainly informed that the greater part of merchants of my country have suffered considerable losses, and have laid aside all traffic, sitting idle and unemployed in their houses,—

therefore with a view to the welfare and quiet of this kind of people, I have caused all duties of customs, chaukeedary Mangan, collections upon new-built boats and other lesser taxes by land and water for two years to come, to be removed, and my Sunnod is accordingly sent to inforce it.

દેશમાં આ જાહેરનામું જાહેર થયું ન થયું, ત્યાં તો અંગ્રેજોમાં ભારે કોલાહલ મચ્યો. તેઓની તો એવીજ માગણી હતી, કે કેવળ અમે જ બિનજકાતે વેપાર ચલાવીએ. બધી પ્રજાને બિનજકાતે વેપાર ચલાવવાનો અધિકાર આપતાં અંગ્રેજોનું સત્યાનાશ વળવા લાગ્યું. અંગ્રેજો બોલી ઉઠયા, કે "કાસિમઅલીને આવું જાહેરનામું કાઢવાની જરા પણ સત્તા નથી!"

મીર કાસિમ અંગ્રેજો સાથે લડાઇ કરી ઉપરા ઉપર ખૂનરેજી મચાવી બંગાળાનો ઇતિહાસ કલંકિત કરી ગયો છે, તે માટે બંગાળી માત્ર શરમાય છે. તો પણ બંગાળી માત્ર કાસિમઅલીનાં આ જાહેરનામાપરથી તેને પોતાનો ખરો હિતેચ્છુ માની માન પૂર્વક માથું નમાવે છે. અંગ્રેજ ઇતિહાસકારો આ બાબતનો ઉલ્લેખ કરતાં લજવાય છે. એક ઇતિહાસ લેખક સ્પષ્ટ રીતે લખી ગયો છે, કે "મનુષ્યો સ્વાર્થથી આંધળાં બની કેટલી અધોગતિ પામે છે, તેનાં

અદલ દૃષ્ટાંત તરીકે તે સમયના અંગ્રેજોનો ઉલ્લેખ થઈ શકે!"[૧]

---

૧ The conduct of the Company's servants upon this occasion furnishes one of the most remarkable instances up n record, of the power of interest to extinguish all sense of justice and even of shame. They had hitherto insisted contrary to all right and precedent, that the Government of the country should except their goods from duty. They now insisted that it should impose duties upon the goods of all other traders, and assumed it guilty of a breach of peace toward the English nation, because it proposed to remit them.—Mill's History of British India (Wilson) vol. III. 337.



## પ્રકરણ ૧૬ મું

### લડાઇનાં પગરણ



As a last resource it was agreed that a deputation should be sent to the Nawab, who was then at Mongeer, to endeavour to arrange terms with him and to induce him to countermand his order for the abolition of all transit duties.—Captain A Broome.

અંગ્રેજ નોકરોના ખાનગી વેપારનો બચાવ કરવા માટે બધા અંગ્રેજો તૈયાર થયા. ગવર્નર વાન્સિટાર્ટને નિરૂપાયે તેમની આજ્ઞા ઉઠાવવી પડી. તેઓના મત મુજબ મીર કાસમ પર બધો અપરાધ ઢોળી પાડવામાં આવ્યો; અને તે જો સહેલાઇથી ન માને, તો તેને બળવડે પદભ્રષ્ટ કરવાનો નિશ્ચય થઈ ચૂક્યો !

તે વખતે અંગ્રેજ કાઉન્સિલમાં ચાલેલા વાદવિવાદની સમાલોચના કરતાં એક ઇતિહાસલેખક લખી ગયો છે, કે “ નવાબ અંગ્રેજોની માગણીથી પ્રજાનું નખ્ખોદ વાળવા તૈયાર ન થાય, તો બધાએ સર્વાનુમતે નક્કી કર્યું, કે બાહુબળ એજ પ્રતિકારનું મુખ્ય સાધન છે !”[૧]

તો પણ બાહુબળ અજમાવ્યા પહેલાં એક વખત હમ બીજા-વી કાર્ય સધાતું હોય, તો ઠીક એમ ધારી નવાબ પાસે દૂત મોકલવાનું નક્કી થયું. તે મુજબ ૪ થી એપ્રિલે મિ. એમિયટ અને મિ. હે નામના બે સભાસદોને મોંગીર મોકલ્યા. લડાઈની તૈયારીઓ ધમધોકાર થવા લાગી. પટણાની કોઠીના ગુમાસ્તા એલિસ સાહેબની સલાહ મુજબ કેટલાક સિપાઈઓ સાથે કેટલોક દારૂગોળો નૌકાયોગે પટણા મોકલવામાં આવ્યો. એલિસ સાહેબ આ રીતે લડાઈનો સામાન સંઘરવા લાગ્યા. છેવટે તેના હુકમથી બિહાર પ્રદેશમાંના નવાબના અમલદારોપર ખુલ્લી રીતે સિપાઈઓએ હુમલો કર્યો, અને બીજી તરફથી વિષ્ટિનો આડંબર પણ ચાલવા લાગ્યો.

મીર કાસિમ સ્વાર્થી, આળસુ અને બાયલો હોત, તો કશી

૧ One and all had come to the conclusion that when an independent Nawab of Bengal should dare to move in a direction contrary to that which had been urged upon him from Calcutta, there was but one remedy, and that remedy was force. --Malleson's Decisive Battles of India, P. 148.

ગરબડ ન મરાત; તેણે અંગ્રેજોના સિપાઇઓ અને દારૂગોળાની હોડીઓ અટકાવી, તથા એલિસ સાહેબની ગેરવર્તણૂક બાબત કલકત્તાની કાઉન્સિલને ફરિયાદ કરવા એક દુતને કલકત્તા મોકલ્યો.

ઉપલાં કારણોને લીધે અંગ્રેજોના દૂતોને નવાબના દરબારમાં કશી સફળતા ન મળી. તેઓનાં વચનોનો પણ વિશ્વાસ કોણ રાખે? તો પણ મીર કાસિમ પોતાથી બને તેટલા પ્રયત્નો કરી લડાઇ અટકાવવાની ચેષ્ટા કરવા લાગ્યો. પોતાની પ્રજાનું રક્ષણ કરવા માટે જ વેપારી જકાતનાં નાકાં ઉઠાડી લીધાં છે, એ વાત કાસિમઅલીએ દૃઢતાથી જાહેર કરી; પ્રજાનું નખ્ખોદ વાળી કંપનીના નોકરોને પૈસા પ્રાપ્ત કરાવવા એ પોતાને માટે અશક્ય છે, એ વાત પણ યથાશક્તિ સમજાવી! છેવટે કલકત્તાથી આવેલા દૂતોને નવાબનો દૂત કલકત્તાથી આવે ત્યાં સુધી મોંગીરમાં રહેવાની ફરજ પડી! નસીબના દોષથી આટલું કરતા છતાં મીર કાસિમની શાન્તિની ઇચ્છા સફળ થઈ શકી નહિ![1]

કલકત્તાના અંગ્રેજો ક્રોધથી રાતાપીળા થઈ ગયા. એમિયટ

---

1 They found him, whilst firmly resolved to adhere to the policy which he declared with most perfect truth was the only policy capable of saving the industrial classes of his dominion from absolute ruin, yet anxious, almost painfully anxious to avoid hostilities.—Malleson's Decissive Battles of India.

અને હે સાહેબ પાછા ફર્યા નહિ; સિપાઇઓની હોડીઓ અટકાવવામાં આવી; નવાબનું જાહેરનામું પણ રદ ન થયું. આથી દરેક અંગ્રેજોએ બાહુબળનો આશરો લેવાનો સંકલ્પ કર્યો. એમિયટ અને હે સાહેબને મોંગીરથી છુપી રીતે નાસી આવવાના પત્ર લાવવામા આવ્યો. તેઓ નાસી છુટે કે તરત બાહુબળ વાપરવાનો એલિસ સાહેબપર હુકમ મોકલવામાં આવ્યો. ક્રોધી એલિસ સાહેબ પટણાના કિલ્લાપર હલ્લો કરવાને તૈયારીઓ કરવા લાગ્યા!

દિવસો જવા લાગ્યા. કલકત્તાથી નવાબનો દુત તો પાછો ન જ ફર્યો. આવી સ્થિતિમાં કાસિમઅલીએ એમિયટ સાહેબને કલકત્તા મોકલવાનો ઠરાવ કર્યો. હે સાહેબને જામીન તરીકે નવાબના દરબારમાં રાખી એમિયટ સાહેબ કલકત્તા જાય, તો લડાઈ બંધ પાડવાનો કંઇ ઉપાય થઇ શકે એવો ઇરાદો એમિયટ સાહેબને જણાવતાં જ એમિયટ સાહેબ મોંગીર છોડી કલકત્તા ગયા. મીર કાસિમ જાણતો નહોતો કે આ કૃત્યથી સારાને બદલે ઉલટું માઠું થવાનું છે,

૨૩ મી જુનને રોજ એમિયટ અને હે સાહેબ ગમે તે ઉપાયે મોંગીરમાંથી નાસશે, ત્યાર બાદ એલિસ સાહેબ પટણાનો કિલ્લો તાબે કરશે, આવો કાર્યક્રમ અંગ્રેજોએ નક્કી કરી રાખ્યો હતો. એલિસ તેના દિવસો ગણતો હતો. હે સાહેબને જામીન તરીકે નવાબના દરબારમાં રાખી એમિયટ સાહેબ એકલા કલકત્તા ગયા છે; એ સમાચાર એલિસ સાહેબને મળે તે પહેલાં તેમણે બાહુબળ વાપર્યું.

એલિસ સાહેબના હઠથી બધું વણસ્યું એમ જણાય છે, પરંતુ આમાં એકલા એલિસ સાહેબનો દોષ નથી. લડાઇ શરૂ થયા

પહેલાં એપ્રિલ ૧૪ મી તારીખે કલકત્તાની કાઉન્સિલમાં લડાઇ કરવી પડે, તો ક્યા સેનાપતિએ કયે રસ્તે જવું એ નક્કી કરવામાં આવ્યું હતું.[1] એમિયટ અને હે સાહેબની વિષ્ટિ પૂરી થાય તે પહેલાં ૧૮ મી જુનને રોજ કલકત્તાની કાઉન્સિલમાં નક્કી થયું હતું, કે સેનાપતિઓએ સંકેતસ્થાને એકત્ર થવું. તે મુજબ બધા લડાઇ માટે તૈયાર હતા,[2]

એમિયટ અને હે સાહેબે ૧૪ મી જૂનને રોજ મોંગીરથી

1 Vansitart's Narative, Vol. III. 164.

2 It is agreed, in order to form a front for the protection of the Company's *aurungs* and lands, to secure their investment and revenues in the best manner possible, and to endeavour to collect what we can from other provinces to answer the expence of the war, that our troops be immediately prepared for taking post according to the following disposition.—Vansitart's Narratives, Vol. III 227. કહેવાની જરૂર નથી, કે મીર કાસિમે હજુ સુધી કંપનીની આડંગ અથવા જમીનદારી પર જરા પણ હાથ નાખ્યો ન હોતો. કંપનીના અમલદારોએ પોતાનો સ્વાર્થ જાળવવા માટે કંપનીના ખર્ચે લડાઇ જગાડવા માટે જ આવી જૂઠી વાત કંપનીના દફતરમાં નોંધી હતી. એ સમયમાં જે જે અંગ્રેજ અમલદારો કલકત્તામાં કંપનીના વેપારનું રક્ષણ કરતા, તેઓની સત્યનિષ્ઠા પ્રબળ નહોતી.

કલકત્તા જે પત્ર લખ્યો હતો, તે પત્ર ૨૩ મી જુનને રોજ કલકત્તા પહોંચ્યો. તેમાં લખ્યું હતું, કે "પટણામાં સૈન્ય એકત્ર થવાથી નવાબ બહુ ગુસ્સે થયો છે; ને સૈન્ય વિખેરી નાખ્યા સિવાય શાંતિ થાય તેવો સંભવ નથી! ગુર્ગનખાંનો ભાઇ કલકત્તા છે, તેનાપર જુલમ ન થાય એવા ઉદ્દેશથી હે સાહેબને મોંગીર રાખવામાં આવ્યા છે!"

કાસિમઅલીએ આ પ્રમાણે પોતાનો બચાવ કરવાની તૈયારી કરી. પટણાના કિલ્લાને સુરક્ષિત રાખવા માટે સેનાપતિ માર્કરને પટણા તરફ મોકલ્યો! એલિસ સાહેબે જાણ્યું કે માર્કર સૈન્ય સાથે પટણાના કિલ્લામાં આવી પહોંચશે, તો પટણાનો કિલ્લો જીતાવો મુશ્કેલ થશે. પણ એમિયટ અને હે સાહેબ ૨૩ મી તારીખે નાસવાના હતા, માટે એ તારીખ સુધી રાહ જોયા બાદ પટણાનો કિલ્લો તાબે કરવા માટે એલિસ સાહેબ બહુજ ઉતાવળા બની ગયા હતા.

પટણાનો કિલ્લો અરક્ષિત સ્થિતિમાં હતો. નાનાં સરખાં લશ્કર સાથે પટણાનો નાયબ નવાબ મીર મહેદીખાં નિશ્ચિંત ચિત્તે રાજકાર્ય ચલાવતો હતો. શહેરને ફરતી દિવાલ હતી, તે દિવાલમાં કિલ્લો આવેલો હતો, તેનું પરિમાણ પણ મોટું નહોતું. તેમાં વળી આ રીતે અરક્ષિત સ્થિતિમાં હતો તેથી અંગ્રેજોને માટે પટણાનો કિલ્લો જીતવો એ રમત જેવું હતું. ૨૩ મી જુનને રોજ રાત્રે કિલ્લામાંના લશ્કરનો સેપાપતિ નિશ્ચિત ચિત્તે ઉંઘતો હતો, તે વખતે એલિસ સાહેબ અંગ્રેજ કોઠીમાં ગુપચુપ રીતે સૈન્ય એકત્ર કરવા

લાગ્યા. સવાર પડે તે પહેલાં અંગ્રેજ સેના ચોરની માફક ગઢ ઓળંગી શહેરમાં પેઠી; દરવાજો ઉઘાડી નાખવામાં આવ્યો; નગર લૂટવાનું કામ શરૂ થયું; ઉંઘમાંથી ઉઠેલી નવાબસેના પોતાનું રક્ષણ કરી શકી નહિ; મીર મહેદીખાં મોંગીર તરફ નાઠો, એલિસ સાહેબ હસતા ચહેરે નાસ્તો લેવા અંગ્રેજ કોઠીમાં ગયા; પટણાના સરિયામ રસ્તા નિર્દોષ પ્રજાના લોહીથી રંગાવા લાગ્યા.

એક હિંદુ અને એક મુસલમાન જમાદારે આટલી વિપત્તિમાં પણ મીરકાસિમનું લુણ અદા કર્યું. હિંદુ લાલસિંહે વિખરાએલી સેનાને એકત્ર કરી કિલ્લાનાં બારણાં બંધ કરાવ્યાં, અને તે તનતોડ મહેનતે કિલ્લાનું રક્ષણ કરવાની તૈયારી કરવા લાગ્યો. મુસલમાન જમાદાર મહમ્મદ અમીને કિલ્લા બહાર નીકળી "ચેહેલ સેતુન" નામનો જુનો મહેલ ઘેર્યો. આ મહેલમાં માંદા અંગ્રેજો ડોકટર ફુલરટન સાથે આવી વસ્યા હતા. આ રીતે બે જમાદારોની બહાદુરીથી એલિસ સાહેબનો પટણાનો વિજય વ્યર્થ થયો; કિલ્લો હસ્તગત થયો નહિ; અંગ્રેજો ઘેરાયા; ફક્ત નગરવાસીઓ અંગ્રેજ સેનાના જુલમથી પીડાવા લાગ્યા.

માર્કર લશ્કર લઇ પટણા તરફ આવતો હતો. તેણે મીર મહેદીખાંને મોંએ પટણાની સ્થિતિ જાણી લીધી. શહેર અંગ્રેજોના હાથમાં આવ્યું છતાં કિલ્લો તાબે થયો નથી; લાલસિંહ બહાદુરીથી તેનું રક્ષણ કરે છે; એ સમાચારથી માર્કર બહુ રાજી થયો. માર્કરના સૈનિકોએ તરત જ કીકીઆરી કરી શહેરના દરવાજા પર હલ્લો કર્યો. અંગ્રેજ સેનાપતિએ દરવાજો ઉઘાડી તોપો ગોઠવી હલ્લો અટ-

કાવવાની ઘણી મહેનત કરી; પણ **મીર** કાસિમનાં લશ્કરે **મીર નસીર** નામના સેનાનાયકની સરદારી નીચે અંગ્રેજોને હઠાવી નગરનો કબજો લીધો. **પટણાનો** નાનો કિલ્લો **લાલસિંહની** બહાદુરીથી અંગ્રેજોના હાથમાં જતો બચ્યો.

**મીર નસીરને** નગરમાં શાન્તિ ફેલાવવાનું કામ સોંપી **માર્કર** અંગ્રેજ કોઠી તરફ દોડ્યો. **માર્કર** બહાદુરી અને લશ્કરી કળામાં સર્વત્ર પ્રખ્યાત થયો હતો. તેના હલ્લાથી અંગ્રેજો ભારે મુશીબતમાં આવી પડ્યા. ચાર દિવસ જેમ તેમ કરીને બચાવ કર્યો; છેવટે તેઓએ હોડીઓમાં બેસી નાસી જવાની તૈયારી કરી. **અંગ્રેજ** કોઠી ગંગા નદીને કિનારે હતી. તે બાજુએ **નવાબની** સેના નહોતી. તેથી **એલિસ** સાહેબને નૌકાવડે ગંગા તરી નાસવાની સગવડ મળી. પરંતુ ગંગાના પ્રવાહ દ્વારા કલકત્તા તરફ જવાનો કશો ઉપાય નહોતો; કારણ કે તેમ કરતાં **મોંગીરના** કિલ્લા આગળ પકડાઇ જવાની દહેશત હતી. છેવટે **એલિસ** સાહેબ **અયોધ્યાના** રાજ્યમાં આશરો લેવાની આશાથી પશ્ચિમ તરફ દોડ્યો ચોમાસું હોવાથી ગંગા નદીનો પ્રવાહ પ્રબળ ગતિથી વહેતો હતો. થોડે દૂર જતાં જ **માર્કરના** સૈનિકોએ તેમને અટકાવ્યા. ૧ લી જુલાઇએ નાસતા અંગ્રેજોએ કશો ઉપાય ન જોતાં, સામે મોંએ લડાઇ કરી મરવા માટે ગંગાનદીને કિનારે વ્યૂહ રચ્યો. **નવાબની** સેના હલ્લો કરે ત્યાં સુધી રાહ ન જોતાં અંગ્રેજ સેનાપતિએ પ્રથમ હલ્લો કરવાનો હુકમ આપ્યો. ગોરા પલ્ટનને હુમલો કરવાનો હુકમ આપ્યો, છતાં તે આગળ ન વધી; સિપાઇસેનાએ પણ તેઓનું અનુકરણ કર્યું. આમ થવાથી અંગ્રેજ

સેનાને તદ્દન હારવું પડ્યું. ડૉક્ટર ફુલરટન અને ચાર સાર્જન્ટ સિવાય બધા શત્રુઓને શરણ થયા; ઘણા ખરા લડાઇમાં મરાયા. આ પ્રમાણે એલિસ સાહેબની લડાઇની લીલા પૂરી થઇ!

યોગ્ય સમયે આ બનાવના સમાચાર મીર કાસિમને મળ્યા. મીર કાસિમે મુર્શિદાબાદ કાગળ લખી એમિયટ સાહેબને અટકાવવાનો હુકમ કર્યો. સૈયદ મહમ્મદખાં તે વખતે મુર્શિદાબાદનો મુખ્ય અમલદાર હતો. તેણે કાસિમબજારની અંગ્રેજ કોઠી ઘેરી એમિયટ સાહેબની હોડી અટકાવવાનો વિચાર કર્યો હતો. હે અને ગલસ્ટનને જામીન તરીકે મોંગીર રાખી એમકલૅર, વૉલરટન, હુચિન્સન, જોન્સ, ગોર્ડન, કુપર અને ડૉકટર કુક સાથે એમિએટ સાહેબ નૌકાદ્વારા કલકત્તા તરફ જતા હતા. મુર્શિદાબાદ આગળ આવતાં જ હોડી અટકાવવામાં આવી. તેઓને અટકાવવાનો જ હુકમ હતો, મારી નાખવાનો હુકમ નહોતો. પણ એમિઅટે ગુસ્સે થઇ પોતાના સિપાઇઓને ગોળીબાર કરવાનો હુકમ આપ્યો. સિપાઇઓ નવાબના સૈનિકોપર ગોળીઓ ચલાવવા લાગ્યા. નવાબસેનાએ પણ તેનો વળતો જવાબ આપ્યો. છેવટે એમિયટની ટોળીના એક હવાલદાર અને એક સિપાઇઓ નાસી છૂટયા તે બચ્યા; બાકીના બધા મરણ પામ્યા![૧] એમિયટે સિપાઇઓને બંદૂક છોડવાનો હુકમ આપી આ

૧ Mr. Amyatt. refusing to land or surrender, directed his *Sipahis* to fire upon the Nawab's boats, which were approaching to compel them; a short and desperate struggle ensued, the English boats were

દુર્ઘટના હાથે કરીને ઉભી કરી હતી; બ્રુમ સાહેબના ઇતિહાસ સિવાય બીજા કોઇ પણ ઇતિહાસમાં આ વાત જણાવેલી નથી. ઉલટું કોઈ કોઈ ઇતિહાસલેખકો ખરી વાત છૂપાવી આ કૃત્યને ભયંકર ખુનરેજી તરીકે વર્ણવી ગયા છે! થોડી નાસંતુ સેના સામે અસંખ્ય સેના આવી, નાસતી સેનાને મારી નાખે એ ખુનરેજી ખરી-તેમાં કશો શક નથી. પરંતુ એમિઅટ સાહેબ પોતે એ ખુનરેજી માટે જવાબદાર છે. દીર્ઘ દૃષ્ટિ ન વાપર્યાથી એલિસ સાહેબ કેદ થયા; દીર્ઘ દૃષ્ટિ ન બતાવ્યાથી એમિયટ સાહેબ પોતાનાં સૈન્ય સાથે મરણ પામ્યા! બંને અવિચારી હતા એમાં કશો શક નથી.

અંગ્રેજ વેપારીઓનાં આવાં વર્તનથી મીર કાસિમ સમજ્યો, કે બાહુબળ સિવાય શાન્તી સ્થપાય તેમ નથી. તે પણ લશ્કરી તૈયારીઓ કરવા લાગ્યો; પરંતુ પોતાનાં રક્ષણ સિવાય સામો હલ્લો કરવાનો હુકમ મીરકાસિમે પોતાની સેનાને આપ્યો નહિ. સૈન્ય રાજધાનીનું રક્ષણ કરવા માટે મુર્શિદાબાદ તરફ એકત્ર થવા લાગ્યું. કાસિમઅલીએ આ સમયે ગવર્નર પર જે પત્ર લખ્યો હતો. તે પરથી તેના મનના વિચારો જાણી શકાય છે. એ પત્ર ૭ મી. જુલાઇએ ગવર્નરને મળ્યો. તેમાં કાસિમઅલીએ લખ્યું હતું, કે

---

finally boarded, and the whole party destroyed or made prisoners, with exception of a Havildar and one or two Sipahis, who made their escape, and brought the melancholy intelligenee to Calcutta. —Broome's Bengal Army, P. 361.

"હું એલિસ સાહેબને પરમ શત્રુ માનતો હતો; પણ હવે જણાય છે, કે તે સાચો મિત્ર છે. તેનાં જુદાં જુદાં કાર્યોથી એ વાત મારા જાણવામાં આવી છે. તેણે ચોરની પેઠે રાતને વખતે પટણાના કિલ્લાપર હલ્લો કરી બજાર લૂટી હતી; સવારથી બપોર સુધી લૂટફાટ અને ખુનરેજીથી પટણાના આબરૂદાર રહીશોને હેરાન કર્યાં હતા. મેં એક વખત આપની પાસે બસો ત્રણસો બંદુકો માગી હતી; આપ મારી માગણી સ્વીકારી શકયા નહોતા. અભાગીઆ એલિસ સાહેબે મારી સાથેની સાચી મિત્રતાને લીધે આ ખુનરેજી કરી પોતાના સૈનિકોની બધી બંદુક, તોપો વગેરે મને સોંપી દીધું છે, અને એ રીતે એ બધું સાચવવાની ચિંતા છોડી દીધી છે. એ માણસ મારૂ ગમે તેટલું બુરૂં તાકે પણ મારા મનમાં કંપનીનું બુરૂં કરવાનો વિચાર ન હોવાથી મેં તેની ઉપક્ષા કરી હતી; પરંતુ હવે કંપનીને જે કંઇ નુકસાન થયું, તે માટે આપ જ જવાબદાર છો. આપના જાતિભાઇઓએ તદ્દન અન્યાયોપણે નિર્દયતાથી પટણા લૂટયું છે, ખુનરેજી કરી છે અને લાખો રૂપીઆ ચોર્યાં છે; તે માટે કંપનીએ ન્યાયની રીતે ગરીબોને નુકસાની રૂપે બદલો આપવો જોઇએ. કલકત્તાની લૂંટ પછી (સિરાજદ્દોલાના સમયમાં) એમ જ થયું હતું. આપ આશ્ચર્યકારક મિત્ર છો! સંધિ કરી–સંધિ પાળવા માટે પ્રભુ ખ્રિસ્તના નામથી પ્રતિજ્ઞા લઇ–લડાઇનાં ખર્ચ બદલ મારી પાસેથી જમીનદારી લીધી છે;–આપના સૈનિકો મારી પાસે રહી મારી ઉન્નતિ કરશે એવું આપે વચન આપ્યું છે. પણ ખરે સમયે જોઉં છું તો જણાય છે, કે આપ મારો નાશ કરવા માટે જ લશ્કર રાખો છો. આપના સૈનિકો જ્યારે મારી સાથે આવું વર્ત્તન કરે છે, ત્યારે મારો

મત એ છે, કે આપ જે જમીનદારી ભોગવો છો, તેનો ત્રણ વરસનો કર મને મોકલી આપશો. છેલ્લાં થોડાં વર્ષો દરમિઆન કંપનીના ગુમાસ્તાઓએ નિજામતના તાબામાં જે જુલમ કર્યો છે, જેટલો પૈસો અન્યાયીપણે મેળવ્યો છે, દેશના લોકોને જેટલું નુકસાન કર્યું છે, તે બધું અટકાવવાની કંપનીએ જામીનગીરી આપવી પડશે. આપને ફક્ત એટલી જ વિરક્તિ સહન કરવી પડશે, કે આપને મે જે રીતે વર્દ્ધમાન અને બીજાં પરગણાંઓ આપ્યાં છે, તે જ રીતે તમારે તે મને પાછાં સોંપી દેવાં પડશે."[1]

અંગ્રેજોએ આ પત્રનો કંઇ જવાબ આપ્યો હોય, એવું જણાતું નથી. મીર કાસિમે આ પત્રમાં અંગ્રેજો વિરુદ્ધ જે જે ફરિયાદો કરી છે, તે તદ્દન ખોટી છે, એમ માની શકાય તેમ નથી. ખુનરેજી, લૂટફાટ, સધિભંગ, પ્રતિજ્ઞાભંગ વગેરે ગુનાઓ ઇતિહાસમાં સ્પષ્ટાક્ષરે નોંધેલા છે. એ પત્રમાંની કઈ વાત જૂઠી છે, તે ઇતિહાસ વિચારી શકે તેમ નથી. આટલા વખત પછી એવો વિચાર કરવાથી સફળતા મળે એવી પણ આશા નથી.

સિરાજદ્દૌલાએ પણ આજ રીતનો પત્ર અંગ્રેજોપર લખ્યો હતો. મીર કાસિમના પત્રમાં તેનો આભાસ થાય છે. ઇતિહાસ-

૧, મીર કાસિમના આ કાગળનો અંગ્રેજી અનુવાદ વાન્સિટાર્ટે પ્રગટ કર્યો છે. તે પરિશિષ્ટમાં આપેલો છે. મૂળ મળતો નથી. અંગ્રેજી અનુવાદ જુદાં જુદાં પુસ્તકોમાં ઉતારવામાં આવ્યો છે: મૂળ પત્રનું શું થયું,–તે કોઇ પણ ગ્રંથમાં જણાવ્યું નથી.

લેખકોના મતમતાંતરો કરતાં આ પત્રોમાં જ તે જમાનાની વાસ્તવિક છબી પ્રગટ થાય છે. **મીર** કાસિમના પત્રમાં અહંકાર નથી, અભિમાન છે! અંગ્રેજોની મિત્રતા ઉપરટપકાની છે, એ વાત **મીર** કાસિમનાં દરેક વચનોથી ધ્વનિત થાય છે. પરંતુ જેઓના વ્યવહારને ઉદ્દેશી **મીર** કાસિમે આ હૃદયવેદના પ્રગટ કરી હતી, તેઓ તો પૈસાના લોભથી અંધ બની ઇંગ્લાંડના શુભ્ર યશપર કલંકની કાળાશ ચઢાવવા તલપાપડ થઇ રહ્યા હતા. તેઓની પાસે ન્યાય મળે એવી આશા નહોતી. પાછળથી દરેક અંગ્રેજ લેખકો **મીર** કાસિમને ન્યાય આપી ગયા છે. અંગ્રેજોના દોષથી જ આ કજીઓ થયો હતો, તે અત્યારે બધા લેખકો એક વાક્યે સ્વીકારે છે.

ઘટનાચક્રના ફેરામાં મુસલમાની સત્તા પીસાઈ ગઇ છે. ઘટનાચક્ર ઉલટી રીતે ફર્યું હોત, તો અંગ્રેજોનાં આચરણથી જ અંગ્રેજી સત્તા ઉખડી જાત, અને ઇતિહાસમાં અંગ્રેજોનાં અચરણ પર શ્રાપ વરસત એમાં કશો શક નથી. અત્યારે એ વાત બધા સમજી શકે છે. પણ તે વખતે તો કોઇ પણ અંગ્રેજ એ સરળ વાત સમજી શકયો નહિ તેઓ બાહુબળ પર આધાર રાખતા હતા. માટે બાહુબળને આધારે નિંદિત કર્મ કરવા તૈયાર થયા હતા.

તે જમાનામાં બાહુબળ ફક્ત બાહુબળ પર જ આધાર રાખતું નહિ; લોકો એ બળ સાથે છલકપટ જોડવા લલચાતા. અત્યારે પણ એ રસ્તો તજાયો નથી. **મીર** કાસિમનો પત્ર મળતાં અંગ્રેજો કેવળ બાહુબળ પર આધાર ન રાખતં, તેની સાથે છળકપટ જોડવા તૈયાર થઇ રહ્યા. જે ઉપાયે **સિરાજદૌલાનું** અધઃપતન થયું હતું, તે

ઉપાય અજમાવી **મીર** કાસિમને પદભ્રષ્ટ કરી શકાય તેમ નહોતું. તો પણ જે કંઇ ઉપાય હતો, તેનો લાભ તરત જ લેવામાં આવ્યો. તે ઉપાય તરીકે પેલા **કલાઇવના** ગર્દભ **મીરજાફરખાં** બહાદુરને હાથમાં લીધો.



## પ્રકરણ ૧૭ મું

### વળી પાછો મીરજાફર



The Nawab Meer Mahomed Cossim Allee Cawn having entered upon and committed acts of open hostility against English nation, and the interest of the English United East India Company, we on their behalf, are reduced to the necessity of declaring war against him; and having come to a resolution of placing the Nabab Meer Mahomed Jaffer Cawn Bahadur again in the Government, we now proclaim and acknowledge him as Subahdar

of the provinces of Bengal, Behar and Orissa.-*The Proclamation.*

વળી **મીરજાફર**! વળી કરારનામું! વળી અંગ્રેજ વેપારીઓ **મીરજાફર**ને સુબેદાર માની સલામ કરી, તેના નામની દુહાઈ ફેરવવા લડાઈના મેદાનમાં ઉતર્યા; વળી નવાં કરારનામાથી જૂનું કરારનામું-કાગળનું ચીથરૂં બની ગયું!

એક વેળા **મીરજાફર** સાથે સંધિ કરી અંગ્રેજ વેપારીઓએ બાળક **સિરાજદૌલા**ને પદભ્રષ્ટ કર્યો હતો. વળી **મીરજાફર** સાથે સંધિ કરી સ્વતંત્ર વિચારના **મીર** કાસિમને પદભ્રષ્ટ કરવાની તૈયારીઓ થઇ તે વખતની અને આ વખતની બંને પક્ષની સ્થિતિ એક સરખી નહોતી. તે વેળા બંગાળીઓની ઉશ્કેરણીથી અંગ્રેજો સમરાંગણમાં કુદી પડયા હતા, આ વખતે અંગ્રેજોની ઉશ્કેરણીથી બંગાળી ઉથલપાથલ કરાવવા તૈયાર થયા. તે વખતે **મીરજાફર** કેવળ સ્વામીદ્રોહ જ કરતો હતો, આ વખતે તે સમગ્ર બંગાળી જાતિનો દ્રોહ કરવા તૈયાર થયો. તે વેળા ગાદી મળ્યા બાદ સ્વતંત્ર થવાની **મીરજાફર**ને આશા હતી; આ વેળા ફક્ત અંગ્રેજોની ગુલામી કરવા માટે જ ગાદીપતિ થવાની વ્યવસ્થા થઈ.

ગરીબ બિચારો **મીરજાફર**! એટલાથી જ કૃતાર્થ થયો. ગમે તે ઉપાયે ગાદી મેળવવી એજ તેનું લક્ષ્ય હતું. અંગ્રેજોને બિનજકાતે વેપાર કરવાની રજા આપતાં બંગાળીઓ જકાતના ભારથી ચગદાઇ જશે, તે વાત કોણ નહોતું સમજતું? **મીરજાફર** પણ તે સ્પષ્ટ સમજતો હતો. છતાં ગાદી ના લોભથી એ હીણું કર્મ પણ કરવાને તૈયાર થયો. ગરીબ બિચારો **મીરજાફર**!

મીરજાફરને એક વખત ગાદીએ બેસાડી અંગ્રેજો સમજ્યા હતા, કે એને યોગ્ય ગાદી નથી પણ ફાંસીનું લાકડું છે. હોલ્વેલ એવુંજ લખી ગયો હતો. એ બહાને થોડા રોજમાં મીરજાફરને પદ-ચ્યુત કરવામાં આવ્યો હતો. એજ મીરજાફરને વળી અંગ્રેજો ગાદી-પતિ કરવા શામાટે વ્યાકુળ થઇ ગયા?

તે વખતે પણ મુસલમાની સત્તાનો સંપૂર્ણ ઉચ્છેદ કરવાનું સાહસ અંગ્રેજોમાં નહોતું; ત્યારે પણ અંગ્રેજો ફક્ત વેપારી હતા. દેશના લોકોની મદદ વગર મીર કાસિમને પદભ્રષ્ટ કરી શકાય તેમ નહોતું. દેશના લોકો એકાએક મીર કાસિમ વિરુદ્ધ અંગ્રેજોને શા માટે મદદ કરે? મીરજાફરને મુર્શિદાબાદનાં ખાલી સિંહાસનપર બેસાડતાં દેશના લોકો તેના નામથી આકર્ષાશે એવી આશાથી અંગ્રેજ વેપારીઓએ મીરજાફરને હાથમાં લીધો. જેઓ સ્વાર્થી હોય છે, તે આગળ પાછળનો વિચાર કરતા નથી. મીર કાસિમ દૂર હતો, મીરજાફર પાસે હતો, તેઓ મીરજાફરને નવાબ તરીકે સલામ કરવા ઉતાવળા થવા લાગ્યા. જોતજોતામાં મીરજાફરને ચાહનારા સ્વાર્થાન્ધ લોકો મીરજાફરના નામના જય પોકારવા લાગ્યા. જે દેશમાં સાધારણ પ્રજાના જયધ્વનિ આટલા બધા સુલભ છે. તે દેશમાં મીરજાફર જન્મ્યો હતો. આ જયધ્વનિથી તેનું વૃદ્ધ શરીર એકાએક સબળ થઈ ગયું. તે અંગ્રેજ છાવણીમાં આવી પહોંચ્યો કે તરત અંગ્રેજસેના રણવાદ્યો બજાવતી બજાવતી આગળ વધી.

અંગ્રેજોએ આ લડાઇનું જે જાહેરનામું કાઢ્યું હતું, તે વાંચવાથી અંગ્રેજોની સત્યનિષ્ઠાનાં વખાણ કરી શકાય તેમ નથી. પરંતુ

ઘણાંખરાં યુદ્ધોનાં જાહેરનામાં આવાંજ હોય છે, તેથી ઇતિહાસ શરમાયો નથી; તો પછી આ જાહેરનામાથી ઇતિહાસ શાનો લજવાય! **મીર** કાસિમે અંગ્રેજ જાતિ, અગર **અંગ્રેજ** કંપની વિરુદ્ધ જરાપણ જુલમ કર્યો હોય તેની સાબિતી મળી નથી. તેણે ફક્ત કંપનીના કેટલાક સ્વાર્થી નોકરોના અન્યાયી જુલમ અટકાવ્યા હતા. **મીર** કાસિમે કાઢેલું સ્વતંત્ર વેપારનું જાહેરનામું ફળીભૂત થાત, તો તેથી **અંગ્રેજ** જાતિ અથવા **અંગ્રેજ** કંપનીને તલભાર પણ નુકશાન ન થાત; ઉલટું કંપનીના નોકરોનો છૂપો વેપાર નાશ પામતાં, કંપનીના વેપારની ઉન્નતિ થાત. આવી સ્થિતિમાં **અંગ્રેજ** જાતિ અને **અંગ્રેજ** કંપનીના બચાવને બહાને **મીર** કાસિમ વિરુદ્ધ યુદ્ધ જાહેર કરી, **અંગ્રેજ** કંપનીના ખજાનામાંથી પૈસો વાપરવો એ કલકત્તાના અંગ્રેજોને માટે કેટલું ન્યાય પુરઃસર કાર્ય ગણાય, તે બાબતમાં વિચાર ઇતિહાસે કર્યો નથી, કરવાનો પ્રયત્ન પણ કર્યો નથી. લડાઇનું પરિણામ જુદું આવ્યું હોત, તો **અંગ્રેજ** કંપનીના અમલદારો આ જાહેરનામા બદલ અવશ્ય શિક્ષા પામત.

અંગ્રેજોનાં સાહસની વાત જગવિખ્યાત છે. તેમનાં સાહસોની વાતો વાંચતાં વાંચતાં કેટલાંક સાહસોને અતિસાહસ તરીકે પણ સ્વીકારવાં પડે છે. આ વખતે અંગ્રેજોએ જે સાહસ કર્યું, તે ફક્ત અતિસાહસ નહોતું–પણ એક જાતની નરી ગાંડાઇજ હતી. જોઇતું સૈન્ય નહોતું–ખજાનામાં દસ હજાર રૂપીઆથી વધુ પૈસા નહોતા–તોપણુ **મેજર એડમ્સને** લશ્કર સાથે લડાઈ કરવા જવું પડયું.

જે જે અંગ્રેજ વીરોનાં નામ જગવિખ્યાત થયાં છે, તેઓમાંના કોઇને આવી અસહાય સ્થિતિમાં લડાઈ કરવાનો હુકમ મળ્યો

નહોતો. મેજર એડમ્સે આવી અવસ્થામાં પણ લડાઇ કરવાની આનાકાની ન કરી. બધા સમજતા હતા કે મીર કાસિમ સાથે લડાઈ જાહેર કરવી, એટલે પોતાના પર હાથે કરીને દુઃખ વહોરી લેવું; પણ લડાઇ જાહેર કરવાથી જે થવાનું હતુ, તે ચુપચુપ બેસી રહેવાથી પણ થવાનુ હતું. માટે ફક્ત એકજ આશા પર આધાર રાખી અંગ્રેજ વેપારીઓને લડાઇ જાહેર કરવી પડી.

એ એક આશા તે મીરજાફર! બંગાળામાં મીરજાફર જેવા સ્વદેશદ્રોહીઓને તોટો નહોતો; મીરજાફર જેવા મુર્ખ, ખુશામત ચાહનારા, આળસુ જમીનદારોનો તોટો નહોતો. મીરજાફરને જરા મહેનત કરાવી મુર્શિદાબાદનાં સિંહાસન પર બેસાડતાં, એ બધા આબરૂદાર મકાશયો પોતાને પડખે આવી ઉભા રહેશે એવી અંગ્રેજોને પાકી ખાત્રી હતી. એ વખતે આખો દેશ બે ભાગમાં વહેંચાઈ જશે; એક પક્ષ કાસિમઅલીની તરફ અને બીજો પક્ષ મીરજાફરની તરફ થશે. એમાંના એક પક્ષના નેતા બની આપણે વારંવાર આપણો ઉદ્દેશ પાર પાડી શકશું, એવી આશાથી અંગ્રેજોએ આ કાર્ય માથે લીધું હતું. આ નીતિનો પ્રવર્ત્તક કર્નલ કલાઇવ હતો. અંગ્રેજ વેપારીઓ આ નીતિને અમૂલ્ય ગણતા હતા, તેથી તેઓ જ્યારે પણ સંકડામણમાં આવી પડતા, ત્યારે આ રીતે પોતાનો બચાવ કરતા. પરદેશમાં સત્તા મેળવવા માટે આ નીતિ રામબાણ ઇલાજ જેવી છે, એ વાત બંગાળાના ઇતિહાસમાં વારંવાર સાબિત થઇ છે. અંગ્રેજ વેપારીઓ જાણતા હતા, કે બંગાળીઓ મનુષ્યત્વ વગરના છે; તેઓ સ્વદેશનું નખ્ખોદ વાળી પોતાનું પેટ ભરે તેવા છે, તેથી આ નીતિ પ્રયોગમાં મુકતી વેળા અંગ્રેજોને કશો વિચાર કરવો પડયો નહિ.

અંગાળીઓના વેપારનું રક્ષણ કરવા માટે **મીર** કાસિમ પોતાનું બધું ગુમાવવા તૈયાર થયો હતો. છતાં અંગાળીઓએ **મીર** કાસિમને બદલે **મીરજાફર**નો પક્ષ કેમ લીધો ? જેઓએ સિરાજદૌલાનાં સિંહાસનપર **શૌકતજંગ**ને બેસાડવા માટે ખાસ પ્રયત્નો કર્યા હતા, છેવટે તેમાં સફળતા ન મળતાં **મીરજાફર** જેવા સુપાત્રને ગાદીએ બેસાડવામાં મદદ કરી હતી, તેઓ સ્વાર્થ સિવાય બીજું શું વિચારી શકે ? **મીર** કાસિમની સખત સત્તાથી તેઓ અકળાતા હતા. **મીર** કાસિમનો ન્યાયદંડ હંમેશાં તેમનાપર ઝગામાએલો રહેતો; **મીર** કાસિમ અંગ્રેજોને વશ કરી નચિંત થતાં જ, પ્રજાનું રક્ષણ કરવા માટે જમીનદારોને દબાવશેજ, એવી તેમને પાકી ખાત્રી હતી. આથી જેઓ પ્રજાપીડક હતા, તેઓ **મીર** કાસિમનું બુરૂં ઇચ્છતા. જેઓ અંગ્રેજ ગુમાસ્તાઓના ભાગીદાર થઇ પૈસા કમાતા, જેઓ અંગ્રેજ ગુમાસ્તાને લાંચ આપી કંપનીના દસ્તક લઇ બિનજકાતે વેપાર ખેડતા, જેઓ પૈસાના લોભથી બનાવટી પરવાના લખી પોતાના નોકરોને કંપનીના સિપાઈઓ બનાવી નવાબનાં જકાતી ખાતાંને છેતરતા, તેઓ બધા **મીર** કાસિમનું પેલું પ્રખ્યાત જાહેરનામું પ્રગટ થતાં મુંઝાયા; તેઓના સ્વાર્થપર ઘા પડ્યો. તેઓનું ચાલતું હોત, તો તેઓ પોતે **મીર** કાસિમને પદભ્રષ્ટ કરત; પરંતુ જ્યારે અંગ્રેજો પોતે તે કામ કરવા તૈયાર થયા, ત્યારે એ વર્ગના લોકો આનંદપૂર્વક તેમને મદદ કરવા લાગ્યા. મુસલમાનો કરતાં આ કામમાં હિંદુઓનો વધુ હિસ્સો હતો. મુસલમાનો હાથમાં તરવાર લઇ લશ્કરમાં જોડાતા, ખેતી કરતા અથવા એકઠા કરેલા પૈસાવડે મોજશોખ ભોગવતા કોઇક જ મુસલમાન વેપારથી પૈસો કમાવાનો પ્રય-

ન કરતો. યુરોપના વેપારીઓ સાથે જોડાઈ જેઓએ નવીન ઉપાય-થી પૈસો પ્રાપ્ત કરવાનું માથે લીધું હતું, તેઓમાંના લગભગ બધા હિંદુ હતા. **મીર** કાસિમ જાણતો હતો, કે આ વર્ગના સ્વાર્થી હિંદુ શાહુકારો અંગ્રેજો તરફ ગાઢ શ્રદ્ધા રાખે છે. તેથી તેણે અગાઉથી ચેતી મુસલમાનોના હાથમાં બધી સત્તા મુકી હતી. આમ કરવાથી ઘણા ખરા હિંદુઓ **મીર** કાસિમના શત્ર બન્યા હતા આવા દેશમાં, આવી સ્થિતિમાં **મીર**જાફરને નવાબ તરીકે સ્વીકારી અંગ્રેજોની માફક તેને સલામ ભરવા માટે અનેક માણસો તૈયાર થાય, એમાં કંઈ નવાઇ પામવા જેવું નહોતું.

અંગ્રેજોનું જાહેરનામું પ્રગટ થતાંજ **મીર** કાસિમ જાણી ગયો, કે **મીર**જાફરને સાથે લઇ અંગ્રેજ સેના જેવી મુર્શિદાબાદમાં આવી પહોંચશે, કે તરત આવા સ્વાર્થી લોકો **મીર**જાફરને આવી મળશે. આથી સૌ પહેલાં મુર્શિદાબાદને સુરક્ષિત કરવાની વાત **મીર** કાસિમના હૃદયમાં દૃઢ થઈ હતી. મુર્શિદાબાદને સુરક્ષિત રાખવા માટે પુષ્કળ સૈન્ય મોકલવામાં આવ્યું. એ સૈન્ય મુર્શિદાબાદને સુરક્ષિત કરશે, કાસિમ બજારની અંગ્રેજ કોઠી ઘેરશે; અને જરૂર પડ્યે અંગ્રેજોનાં લશ્કર સાથે મુકાબલો કરી અંગ્રેજોની સત્તાને છિન્ન ભિન્ન કરી નાખશે, એવી **મીર** કાસિમને આશા હતી. તેણે એ બધું સફળ થાય તે માટે તૈયારી કરવામાં પણ કચાશ રાખી નહોતી. સેનાપતિઓમાંના જેઓ નિમકહલાલ હતા, તેઓને મુર્શિદાબાદ તરફ મોકલવામાં આવ્યા. મુર્શિદાબાદનો મુખ્ય સત્તાધીશ સૈયદ મહમ્મદખાં એકલો કાસિમ બજારની અંગ્રેજ કોઠીનો ધ્વંસ કરી શકત, તો પણ તેને વધુ બળવાન બનાવવા જાફરખાં, આલમખાં અને શેખ હયબત ઉલ્લા નામના ત્રણ પ્રખ્યાત

સેનાપતિઓને સૈયદ મહમ્મદની મદદમાં મોકલવામાં આવ્યા. તેઓ રાજધાનીમાં પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં તો અંગ્રેજોની કોઠી ઘેરાઇ.

મીર કાસિમની વિશાળ સેના સાથે મૂકાબલો કરતાં કાસિમ-બજારની કોઠી અરક્ષિત હતી, એમ કહેવામાં કશું ખોટું નથી. એ ત્રણ પલ્ટન જેટલું કેળવાએલું સૈન્ય, એકાદ અર્ધશિક્ષિત બંદુકધારી પલ્ટન અને થોડા અંગ્રેજો સિવાય કાસિમ બજારની અંગ્રેજ કોઠીનું રક્ષણ કરે એવું બીજું કોઇ નહોતું. તેઓ શું કરે? તેમને તરત જ હાર સ્વીકારવી પડી! પકડાએલા અંગ્રેજોને મોંગીર મોકલવામાં આવ્યા, ત્યાંથી તેમને પટણા મોકલી દેવામાં આવ્યા; પટણામાં અંગ્રેજ કેદીઓની સંખ્યા વધી ગઇ! કાસિમ બજારનું સૈન્ય મીર કાસિમના સૈન્ય સાથે ભળી ગયું; જે સિપાઇઓ મીર કાસિમની નોકરી કરવા નહોતા ઇચ્છતા, તેમને રજા આપવામાં આવી. કલકત્તાથી અંગ્રેજ લશ્કર જરા આગળ ગયું, કે તરત કાસિમ બજારમાંથી અંગ્રેજોનું નામનિશાન નીકળી ગયાના સમાચાર આવ્યા!

મીર કાસિમનું સુશિક્ષિત ઘોડેસ્વાર લશ્કર બીરભૂમ પ્રદેશમાં પડ્યું હતું. તેના સરદારનું નામ મહમદ તકિખાં હતુ. સાહસ, કર્તવ્યનિષ્ઠા, રણકૌશલ વગેરે ગુણોથી મહમ્મદ તકિખાં બધા દેશોના લોકોની શ્રદ્ધા આકર્ષી શકયો હોત. મોગલ સામ્રાજ્યની પડતીના સમયમાં તકિખાં જેવા નિમકહલાલ સેનાપતિ વધુ સંખ્યામાં હોત, તો ઇતિહાસમાં મુસલમાનોનું નામ કલંકિત થાત નહિ. મીર કાસિમે તેને પણ મુર્શિદાબાદ મોકલ્યો.

પોતે મોંગીરના કિલ્લામાં બેસી રહી મીર કાસિમે આ બધા

સેનાપતિઓ પર લડાઇની જવાબદારી નાખી હોવાથી, ઘણા ખરા અંગ્રેજ ઇતિહાસકારો **મીર** કાસિમને બાયલો ગણે છે. **મીર** કાસિમે પોતે શા માટે આ બધાં સૈન્યની આગેવાની ન લીધી, તેનું કારણ ઇતિહાસમાં પ્રગટ થતું નથી. તે પોતે મુખ્ય સેનાપતિ ગુર્ગનખાં સાથે **મોં**ગીરમાં રહી સામાન્ય દેખરેખ રાખવા લાગ્યો. જ્યાં સૈન્યની જરૂર પડતી, ત્યાં સૈન્ય મોકલતો. આ રીતે છેવટ સુધી તનતોડ મહેનતે લડાઇ માટે સૈન્ય અને હથિઆરો પૂરાં પાડવામાં તેણે પોતાનું બધું ધ્યાન રોકયું હતું.

આ તરફ અંગ્રેજ સેના તદ્દન અસહાય અવસ્થામાં આગળ વધવા લાગી. **મેજર એડમ્સનું** અસીમ સાહસ અને કોઇથી હઠે નહિ એવા ઉત્સાહ સિવાય તેઓને બીજું કોઇ મદદગાર નહોતું. હથિયારો અને બીજા સરસામાન ઉપાડવા માટે ઉપયોગી વાહનો ન મળવાથી સૈનિકોને વધુ પરિશ્રમ કરવો પડતો. ઉષ્ણ પ્રદેશમાં આવી સ્થિતિમાં લડાઇ કરવા જવું એ સહેલું નથી. સૈનિકો દરરોજ થાકી લોથપોથ થઇ જવા લાગ્યા, **પ્લાસીની** લડાઇ પહેલાં જે માર્ગે સેનાપતિ **કલાઇવ** સાવચેતીથી ધીમે ધીમે આગળ વધ્યો હતો, તેજ રસ્તો આ વખતે પણ હતો. તે વેળા તો **મીરજાફરના** સૈન્યની આશા હતી. આ વખતે તો **મીરજાફર** એકલો હતો. તોપણ **મીરજાફરના** નામથી અંગ્રેજ સેનાને ઘણો લાભ મળવા લાગ્યો.

અંગ્રેજોની છાવણીમાં આવ્યા બાદ વૃદ્ધ **મીરજાફર**, નામના નવાબની પેઠે, અભિનય કરવા લાગ્યો. તેણે જે સંધિપત્રપર સહી કરી પોતાની જાત વેચી હતી, તે સંધિપત્રની રૂએ બંગાળાની સ્વતંત્રતા

હંમેશને માટે વિલુપ્ત થઇ હતી. જે જે માણસોએ સિરાજદૌલાને પદભ્રષ્ટ કરી મીરજાફરને ગાદીએ બેસાડવામાં મદદ કરી હતી, તેઓ મીરજાફરને સલામો કરવા લાગ્યા. વળી એકવાર સ્વાર્થી બંગાળી પ્રજા સ્વદેશની વાત વિસરી, પોતાનો સ્વાર્થ સાધવા માટે તત્પર થઈ રહી. મીરજાફર એ બધા સ્વદેશદ્રોહીઓ વચ્ચે અંગ્રેજ છાવણીમાં રહેવા લાગ્યો.

આ સમયે બધી જાતની વિપત્તિઓથી વીંટળાઇ અંગ્રેજ વેપારીઓ તેમાંથી છૂટવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. પૈસા વગર અંગ્રેજોની આશા સફળ થતી નહોતી. મીરજાફરે લડાઈના ખર્ચ બદલ ત્રીશ લાખ રૂપીઆ આપવાનું વચન આપ્યું, તેથી અંગ્રેજોના પગમાં જોર આવ્યું; બ્રિટિશ લશ્કર પ્રબળ પરાક્રમે આગળ વધવા લાગ્યું !

મીર કાસિમે પોતે બધાં લશ્કરની સરદારી કેમ ન લીધી, તેનાં ખુલ્લાં પ્રમાણો ન હોવા છતાં, તે સમયના અંગ્રેજ લેખકોના ગ્રંથોમાંથી તેનો કંઇક આભાસ મળી આવે છે. સંકલ્પ પાર પાડવા માટે મીર કાસિમને પરદેશી સેનાપતિઓ પર આધાર રાખવો પડ્યો હતો. તેઓ બધા નવાબને પ્રિય હતા. છતાં મીર કાસિમ અંદરખાનેથી તેમના પર સંપૂર્ણ વિશ્વાસ રાખી શક્યો નહોતો. સેનાપતિ ગુર્ગનખાં તેનો જમણો હાથ ગણાતો. છતાં ગુર્ગનખાં સાથે અંગ્રેજોને ગાઢ સંબંધ હતો. મીર કાસિમે અંગ્રેજોને અટકાવવા માટે મુસલમાન સેનાપતિઓને મુર્શિદાબાદ તરફ મોકલ્યા અને ગુર્ગિનખાંને મોંગીરમાં રહી પોતાને સલાહ આપવાનો હુકમ આપ્યો, એ કાર્યમાં શું તેનો છૂપો ઉદ્દેશ જણાઇ આવતો નથી ? એક અંગ્રેજ ઇતિહાસકાર

લખી ગયો છે, કે "મીર કાસિમ લડાઇનાં મેદાનપર આવી પડતાં બધાં દુખો સહન કરી શકતો; તેનામાં લડવાની શક્તિ અને લડાયક કળા પણ હતી. પરંતુ પોતે લડાઇને સ્થળે હાજર થાય, તો કૃતઘ્ન સેનાપતિઓ પોતાને શત્રુના હાથમાં સપડાવી દે એવા વિચારથી તે લડાઇને સ્થળે હાજર ન થતો!"[૧] તે જમાનાની સ્થિતિનો બધી તરફથી વિચાર કરતાં જણાય છે, કે આ ઇતિહાસકારનો સિદ્ધાંત ખોટો નથી. અંગ્રેજો કેવળ પોતાના જોરપર આધાર રાખી લડાઇ કરવા નીકળ્યા હોય એમ ધારી શકાતું નથી; જેઓની પાસે પૈસો નહોતો, સૈન્ય નહોતું, તેઓએ કોનાપર આધાર રાખી લડાઈ જાહેર કરી હતી, તે બાબતનો થોડો ઘણો ખ્યાલ હવે પછી બનતા બનાવો પરથી જાણી શકાશે.



૧ Mir Kasim was inured to the hardships of the field; he united the gallantry of the soldier with the sagacity of the statesman; but he did not hazard his own person in any engagement where his officers might have made a merit of their treachery in betraying him.—Transactions in India from 1756 to 1783.

## પ્રકરણ ૧૮ મું

### કટવાનું યુદ્ધ



The next day Mahammed Takky Khan attacked them. Success was for sometime doubtful. He had two horses killed under him, and had mounted a third when a ball lodging in his forehead, he expired.—Scott's History of Bengal.

ગાદી મેળવવાની આશાથી મીરજાફરે અંગ્રેજ વેપારીઓ સાથે બીજીવાર જે સંધિ કરી હતી, તેથી અંગ્રેજ વેપારીઓ બહુજ ખુશી થયા હતા. મીર કાસિમે અંગ્રેજોની તરફેણમાં જે જે હુકમો આપ્યા હતા, તે બધા કાયમ રહેશે; મીર કાસિમે અંગ્રેજો વિરૂદ્ધ જે જે

હુકમો પ્રગટ કર્યાં હતા, તે તે રદ થશે;—અંગ્રેજો સિવાય બીજા બધાને જકાત આપવી પડશે, અંગ્રેજો સિવાય બીજા કોઇ વેપારી કિલ્લા બાંધી શકશે નહિ; લડાઇના ખર્ચ પેટે કંપનીને ત્રીશ લાખ રૂપીઆ આપવા પડશે, અને ભવિષ્યમાં અંગ્રેજી લશ્કરનું ખર્ચ ઉઠાવવું પડશે;—અંગ્રેજ સેનાને પચીસ લાખ અને અંગ્રેજ નૌકા સૈન્યને સાડાબાર લાખ રૂપીઆ ઇનામ દાખલ મળશે. આવી શરતોથી અંગ્રેજ વેપારીઓ શા માટે ખુશી ન થાય!

જુલાઇ મહિનામાં પુષ્કળ તાપ પડે છે. સૂર્યનાં પ્રખર કિરણોથી જળસ્થળ તપી જાય છે. એવા સમયમાં ઉતાવળે કુચ કરવી પાલવે નહિ. તો પણ એ જ સમયે અંગ્રેજ સેનાને આગળ વધવું પડ્યું. તેઓ અજયનદને તીરે આવ્યા, એટલે સામેથી જાફરખાં, આલમખાં અને હુય તુલ્લાનાં સૈન્યોએ તેમને અટકાવ્યા. મહમ્મદ તકિખાં જાતે ત્યાં હાજર નહોતો, છતાં નવાબની સેના હિંમતથી સામે થઇ. અંગ્રેજ સેનાનાયક લેફ્ટેનન્ટ ગ્લેન અસંખ્ય લશ્કર સામે ગોલંદાજ અને સિપાઇઓ પર આધાર રાખી ટકી રહ્યો. નવાબની સેના સાથે તોપો નહોતી; અંગ્રેજ સેનાની તોપોએ નવાબ સૈન્યને બહુજ અકળાવ્યું, તોપણ ચાર કલાક ટક્કર લીધા પછી તેમને રણક્ષેત્ર છોડવું પડ્યું. એ દરમિયાન તેમણે અસંખ્ય અંગ્રેજોને કાપી નાખ્યા, લેફ્ટેનન્ટ ગ્લેને વિજય મેળવ્યો, પણ એ વિજય બહુ મોંઘો પડી ગયો. તેના યુરોપીઅન ગોલંદાજો અને સાર્જન્ટોમાંના ઘણાખરા મરણ પામવાથી અંગ્રેજ છાવણીમાં હાહાકાર ફેલાયો. નવાબ સેનાએ ત્રણ વાર અંગ્રેજોની તોપો કબજે કરી હતી. અને એ ત્રણે વાર અંગ્રે-

જેના પગારદાર સિપાઈ સૈનિકોએ તોપો પાછી કબજે કરી અંગ્રેજોની લાજ રાખી હતી. આ લડાઇમાં ગ્લેને જોયું, કે હિંદના લોકોએજ હિંદના લોકોને હરાવ્યા; સિપાઇઓનું સૈન્ય ન હોત, તો અંગ્રેજોને માટે મરણ સિવાય બીજો એકે આરો નહોતો !

અંગ્રેજ સેનાપતિએ જય મેળવ્યો છતાં તે લડાઇના મેદાનપર છાવણી નાખી શક્યો નહિ અને મેજર એડમ્સનાં લશ્કર સાથે ભળી જવા માટે તે આગળ વધવા લાગ્યો. કટવાના કિલ્લામાં બહુ થોડું લશ્કર હતું; તે અંગ્રેજ લશ્કરને અટકાવી શક્યું નહિ. ગ્લેને સાંજને વખતે કિલ્લામાં પ્રવેશ કરી સરસામાન હસ્તગત કર્યો. તકિખાંના સરદારોએ ઇર્ષ્યાવશ, થઇ દૂર છાવણી ન નાખી હોત, તો અંગ્રેજ સેના આટલી સહેલાઇથી જીત મેળવી શકત નહિ.[૧] હવે તકિખાં એકલો અંગ્રેજોના હલ્લાની આશાથી વ્યૂહ રચવા લાગ્યો. ૧૯ મી જુલાઇએ તકિખાં સાથે અંગ્રેજ સેનાને લડાઈ થઈ. આ લડાઈ ઇતિહાસમાં કટવાના યુદ્ધ તરીકે ઓળખાય છે; પરંતુ લડાઇનું ખરૂં સ્થળ પ્લાસી પાસે ગંગાને ડાબે કિનારે કટવાથી થોડે દૂર આવેલું છે.

હલદીઘાટનાં મેદાનપર મહાવીર પ્રતાપ સાત સ્થળે ઘવાયે,

---

૧ Owing to some jealousy on the part of their commanders, the irregular troops, which had been so maltreated by Glenn on the 17th refused to join him.—Malleson's Decisive Battles of India P. 158.

છતાં લડાઇનાં મેદાનપર લશ્કરની સરદારી સાચવતો હતો. પૃથ્વીના ઇતિહાસમાં આવાં અદ્ભુત રણપાંડિત્યના બનાવો વધુ નથી. કટવાના રણક્ષેત્ર પર પણ મહમ્મદ તકિખાં આવું વીરત્વ બતાવી ગયો છે. તેની રોહિલા અને અફગાન પલ્ટનના સિપાઇઓએ જે પરાક્રમ બતાવ્યું છે, તે પરાક્રમથી વધુ પરાક્રમ કોઇ પણ દેશના સિપાઇઓએ બતાવ્યું નથી, બતાવી શકશે પણ નહિ. લડાઇ બહુ ચાલી; કોણ હારશે, કોણ જીતશે, તે બાબત કોઈ નકી કરી શકતું નહોતું. અકસ્માત તકિખાં ઘવાયો; તેનો ઘોડો મરણ પામ્યો; તોપણ તકિખાંનું ધ્યાન તે તરફ નહોતું. એક ઘોડો ઘવાયો તો તેની જગાએ બીજો ઘોડો લાવી 'મારો મારો' કરતો તકિખાં લશ્કરને મોખરે ધસવા લાગ્યો. અંગ્રેજો એ વેગ સહન કરી શકયા નહિ. તેમનું લશ્કર પાછું હઠવા લાગ્યું! તકિખાંના ઘામાંથી લોહીની સેરો ફૂટતી હતી; પણ ઘા પર પોતાને હાથે પાટા બાંધી, હસતે મુખડે ફરીથી ઘોડાપર બેસી, સૈન્યને ફેરફેરવા લાગ્યો. તે સમયે તેના એક હજુરિઆએ કહ્યું, "હવે બસ કરો, લોહી બહુ વહે છે, હવે લડાઇનું મેદાન તજો તો સારૂં!" તકિખાંની ભમર ચઢી. તેણે કહ્યું, "પાછો ફરૂં? શા માટે પાછો ફરૂં? પાછો જઈ મીર કાસિમને કયે મોંએ આ કાળી મૂછો બતાવું? ચાલો આગળ વધો!" ઇસારાથી તેણે સૈનિકોને આગળ વધવાનો હુકમ આપ્યો. અંગ્રેજો નદીની કોતરોમાં છૂપાવા લાગ્યા. એક ક્ષણમાં તકિખાં ત્યાં આવી પહોંચ્યો. તરતજ છુપાએલા સૈનિકોએ ગોળીબાર કર્યો; ગોળી મસ્તકની આરપાર ચાલી ગઇ, તકિખાંનું બળવાન શરીર જમીનપર પટકાયું, તે પર બેના સેંકડો સૈનિકો મરણ પથારી કરવા લાગ્યા! અંગ્રેજોની જીત થઈ. જેઓ લડાઇમાં

જીતવાના હતા, તેઓ તકિખાંના આકસ્મિક મરણથી હાર્યા![1]

અંગ્રેજ સેના હારવાની અણીપર હતી. એ સમયે અકસ્માત મસ્તકમાં ગોળી પેસી જવાથી મહમ્મદ તકિખાં માર્યો ગયો. આ નવલકથા નથી, ઇતિહાસ છે. મુતક્ષરીન નામના ફારસી પુસ્તકમાં અને તેના અંગ્રેજી અનુવાદમાં તેનું વિસ્તૃત વર્ણન આપેલું છે. એ ફારસી પુસ્તકના મૂળ ઉર્દૂ અને અંગ્રેજી અનુવાદમાં કટવાની લડાઇની વિગત આ પ્રમાણે લખી છે:—

"મહમ્મદ તકિખાં બહાદુર દુસરે યા તિસરે રોજ પંચમ માહે મોહરમ સન ૧૧૭૭ હિજરીકો આપને જમિયત હામરાહિકે સાત સવાર હો કર, મયદાન કારઝારમે વા આજમે વોસ્તવારી જો ઇસ આજિજ યા ગાયરાત કિ ઉંમર સોબક રમાય થી આયા + + + ઇસિ આરસામે મહમ્મદ તકિખાં કે પાયરમેં ગોલી લગી; ઘોડા ફર્સે-આદમ પર લોટ પહુંચા. યા જવાંમર્દ દુસરે રાહવાર પર સવાર હુવા. નેહાયેત મત્તાસેલ મોખાલે ફસે ગન પહુચા. ગાનિમકી ફોજ આહેસ્તા પિછે હટતી થી; લેકિન હસબે જાવેતા જંગ કોણુતા આંકે દોસરી ગોલી મહમ્મદ તકિખાં કે ઘોડે કો આ લગી. ઔર ઉસ રાહવારને ભી આચ્છા આદમકા કદમ બઢાયા! આર તેસરે ઘોડેકી વારી

૧ આ લડાઇનું વર્ણન ગુલામ હુસેનની મુતક્ષરીનમાં, મુસ્તફા ખાંની ટીકામાં, સ્કોટ અને મેલિસનના ઇતિહાસમાં અને બીજા તે સમયના ઇતિહાસોમાં વિસ્તાર પૂર્વક લખવામાં આવ્યું છે. મુતક્ષરી-નનો મૂળ ઉર્દૂ ભાગ અને તેનો અંગ્રેજી અનુવાદ માત્ર અહીં નોંધ-વામાં આવેલ છે.

આઇ, ઔર આગેકો બઢા. કાજારાખાં મજકુરકે પાહાલુઈ સિનામે ગોલી આકર નિકલ ગઇ. ઉસ દેલાવર બહાદુર ને દામાન કહારમ કરકે કંધે પર ડાલા; નજરે મોખાલેફસે પર્દા કીયા, આગે કદમ બઢાયા! યા દલિસિયાંને આહ્નિતે પસપાયમે ફૌજકો નાલામેં બાત ઔર કમિકે કાયમ કિયા. ઔર મહમ્મદ તકિખાં નાલા કે સેરિ પર મતવાલા યુરસ યા ચ્યુંકે દરિયા યા મજકુર પર ઓબુરના હુવા; યા કોઇ વાત તજ-વિજ કર રહા થા; ઉસી વક્તગેં ગાનિમને બહુત મજમુઇ હો કર એક બારગી બઢ મારી. ઇસ બદમેં આકછાર હામરોહ મહમ્મદ તકિખાંકે જાન નેસાર હુવે!!"[1].

Two or three days after, that is fifth of Mohurum, in the years 1177 of the Hijira, Mahammed-taky-qhan came out with resolution to oppose the enemy's march. Putting the foot of courage in the strirrup of steadiness he mounted a horse, whose motions were as fleet as the moments of his unfortunate rider's exitence. × × × The moment was becoming critical, when a ball or cannon wounded Mahammed-taky-qhan in the foot, and killed his horse, which fell sprawling on the ground. The General, without betraying any anguish mounted another, and continued to ad-

૧ Urdu Mutakherin published by Munshi Nawal Kishore of Lucknow.

vance, and to exhort his men; and he was now very near the ranks of the English who on their side advanced. × × × At this moment, a musket ball entering at his sholuder come out on the opposite side. That brave man without betraying any emotion, assembled the hemn of his garment, and throwing it over his sholder, to conceal his wound from his man, still advanced. The English were on the point of retreating, but they had placed an ambuscade at the bottom of a little river which was full on his passage; and the General being arrived there, was looking out for a passage to come to handblows with them, when the ambuscademen, rising at once, made a sudden discharge full in his face, overthrew numbers of his followers and lodging a buttet in his forehead, that incomparable hero, who was the main prop of Mir-cassim-qhan's fortune hastened into eternity in the middle of his slaughtered soldiers."

આટલો જ તકિખાંનો સંક્ષિપ્ત ઇતિહાસ છે, આ મીર કાસિમનાં સત્યાનાશનું પહેલું પગથિયું છે! મુતક્ષરીન અગર બીજા ગમે તે ઇતિહાસમાં જોશો, તો સર્વત્ર આ એકજ વાત જણાય છે. ફક્ત નવલકથાંમાં આ વાત તદ્દન ફેરવાઇ ગઇ છે!

ઇતિહાસ મુજબ નિરીક્ષણ કરતાં જણાય છે, કે **મીર** કાસિમ પોતે લશ્કરની આગેવાની લઇ લડાઇમાં ફતેહ ન હોવાથી અને **ત**-કિખાં જેવો નિમકહલાલ સેનાપતિ પહેલી જ લડાઇમાં માર્યો ગયો હોવાથી, અંગ્રેજોને માટે **મીર** કાસિમને હરાવવો એ સહેલું થઇ પડયું.[1] નવલકથામાં **મીર** કાસિમ ઉધૂઆનાલાનાં મેદાનપર હાજર થયો છે, એટલું જ નહિ, પણ અંગ્રેજોએ જ્યારે **ન**વાબના તંબુપર હલ્લો કર્યો, ત્યારે "તંબુમાં **ન**વાબ અને બંદીવાન **ત**કિ બેઠા છે!"

ત્યાર પછી શું થયું? નવલકથામાં લખ્યું છે, કે "તે જ વખતે તોપના ગોળા તંબુમાં આવી પડવા લાગ્યા. **ન**વાબે તે જ વખતે તરવાર મ્યાનમાંથી બહાર કાઢી **ત**કિની છાતીમાં ખોસી દીધી, **ત**કિ મુઓ, **ન**વાબ તંબુમાંથી બહાર નીકળી ગયો."

કહેવાની જરૂર નથી કે આમાંનો એક શબ્દ પણ સત્ય નથી,–બધું કલ્પિત છે! **મહમ્મદ તકિ**ના જેવા નિમકહલાલ વીર પુરૂષને

---

૧ ઘેરિયાની લડાઇમાં મીર કાસિમની હાર શામાટે થઇ તે સમજાવવા માટે મેલિસન લખી ગયો છે, કે—

"It wanted but one man, a skilful leader, such a man as the Mahammed Taki khan whom they had lost at Katwa, to make success humanly speaking, absolutely certain. It had not that man, it was not even imspired by the presence of the Prince for whom it was fighting—Col. Malleson's Decisive Battles of India P. 160

નામે આવી ખરાબ કલ્પના કરવાનું શું કારણ હશે? મીરકાસિમ જેવા સ્વદેશવત્સલ નરપતિને નામે આવું કલંક ચડાવવાની શી જરૂર પડી? નવલકથા વાંચતાં જણાય છે કે જો તેમ ન થયું હોત, તો નવલકથામાંની કેટલીક સુંદર કલ્પનાઓ તદ્દન ઝાંખી પડી જાત! તે ખાતર–નવલકથામાં સૌન્દર્યસૃષ્ટિ ખડી કરવા માટે–ઐતિહાસિક માર્ગ તજી દેવામાં આવ્યો છે, તેથી જ નવલકથા બહુ સુંદર થઇ છે! નવલકથાપરથી જણાય છે, કે દૌલત ઉન્નિસા ઉર્ફે 'દલની બેગમ' નામની મીર કાસિમની ૧૭ વર્ષની બેગમ અંગ્રેજોના હાથમાં આવી છે. તકિખાં તે સમયે મુર્શિદાબાદનો મુખ્ય સત્તાધીશ હતો.[૧] તેથી તેને દલની બેગમને છોડાવવાનો હુકમ આપવામાં આવ્યો. નવલકથાનો મહમ્મદ તકિખાં કોઇ પણ બાબતમાં પાછો હઠે તેવો નહોતો. તેણે દલની બેગમની કશી શોધ ન કરતાં નવાબની પાસે કર્મિષ્ટ ગણવા માટે લખી મોકલ્યું, કે "પત્તો તો મળ્યો છે, પરંતુ બેગમને આપની પાસે મોકલવા જેવું રહ્યું નથી. બેગમ એમિઅટની રખાત તરીકે તેની હોડીપર વસતી હતી બંને એકજ પથારીપર સુતાં હતાં! આ બધી વાત બેગમે પોતે કબુલ કરી છે." હવે કાસિમ અલી કયું મોં લઇ બેગમને પોતાની પાસે મોકલવાનું લખે? તેણે લખ્યું, કે "ના, હવે તેને અત્રે મોકલવાની જરૂર નથી. એ પાપિણીને મેર આપજો." આ દરમિઆન એ સરલા બાલિકા દૈવયોગે મહમ્મદ તકિખાંનો આશરો લેવા મુર્શિદાબાદ આવી. તકિ-

૧ તકિખાં મુર્શિદાબાદનો મુખ્ય સત્તાધીશ નહોતો; જે માણસ તે સમયે એ પદ પર હતો તેનું નામ મુતાક્ષરીનના વાચકોથી અજાણ્યું નથી.

ખાંના માથાપર વજ્રાઘાત થયો ! દલની મીર કાસિમને મળે તો પોતાની છેતરપિંડી ઉઘાડી પડી જશે;–હવે કંઈ ઉપાય ? તેણે તરત જ ઉપાય ખોળી કાઢયો. તકિખાંના હાથમાં દલની બેગમને મારી નાખવાનો પરવાનો હતો; તે એ પરવાના મુજબ વર્તવા તૈયાર થયો. રાજાની આજ્ઞા પાળવા ખાતર નહિ પણ પોતાનો ગુનો છુપાવવા ખાતર તકિખાં એક નિર્દોષ બાળાનો પ્રાણ લેવા તૈયાર થયો ! "ગો-હત્યાકારી દાઢીવાળા "[૧] મુસલમાનોના અમલમાં પણ ફોજદારોને પોતાને હાથે પ્રાણદંડની આજ્ઞા અમલમાં મુકવી પડતી નહિ; તે માટે જલ્લાદની જરૂર પડતી. પરંતુ તકિખાં નવલકથાનો રસ ન તોડતાં "સ્વહસ્તે વિષનું પાત્ર લઇ દલની પાસે આવી પહોંચ્યો ! "

તકિખાં જાણતો નહોતો, કે દલની અપૂર્વ સુંદરી છે. દલની સમક્ષ હાજર થતાંજ તકિખાંના હૃદયમાં એક નવી છેતરપિંડી જાગ્રત થઇ !

"મહમ્મદ તકિખાં દલનીને નિરખવા લાગ્યો. દલની સુંદરી છે, નવીના છે, યૌવનવર્ષાને વિષે રૂપની નદી ભરપૂર થઇ રહી છે, ખિલતી વસંત ઋતુને વિષે અંગરૂપી મુકુલ ખિલી ઉઠયાં છે. × × × આવી બાલિકા, વાયુથી ડોલતા કુસુમ જેવી, હિલોળે ચઢેલી નૌકા જેવી બાલિકાને લઇ શું કરૂં, કયાં રાખું ? શયતાન કાનમાં કહેવા લાગ્યો. 'હૃદયમાં '."

૧. બંકિમ બાબુ ઐતિહાસિક નિબંધો લખતી વેળા પણ મુસ-લમાન ઇતિહાસલેખકોનો ઉલ્લેખ કરતી વેળા લખી ગયા છે, કે "ગોહત્યાકારી દાઢીવાળા અથવા આત્મજાતિના ગૌરવમાં અંધ બ-નેલા હિંદુદ્વેષી, મિથ્યાવાદી મુસલમાન ! "

"તકિએ કહ્યું, 'સુંદરી, સાંભળ, મને ભજ, તો તારે ઝેર પીવું પડશે નહિ."

"આ વચનો સાંભળતાં દલનીએ-અમને લખતાં શરમ આવે છે-મહમદ તકિને લાત મારી. મહમ્મદ તકિથી ઝેર ન અપાયું, તે દલની તરફ વાંકી નજરે જોતો જોતો, ધીરે ધીરે ચાલ્યો ગયો."

પરંતુ દલની જીવી નહિ. નવલકથાની નાયિકા, રંગભૂમિપર નયનોને આનંદ આપનારી, વાંચકોને નવાઇમાં નાખનારી, સુંદરી, યુવાની છતાં મુંઝાતી બાલિકા, કે જેણે હમણાંજ એક મુસલમાન મહાવીર કેસરીને પોતાનાં કુસુમતુલ "**पदपल्लवमुदारं**" નો સ્વાદ ચખાડયો હતો, તેણે છૂપી રીતે ઝેર ખાધું. દલની મરણ પામી!

આ બધી વાત બહુ વાર છૂપી ન રહી, બાંદી કુલસમે તક મળતાં દરબારમાં બધાની સમક્ષ આ વાત નવાબને સંભળાવી. નવાબે ઉમરાવોને સંબોધી કહ્યું,"-

"ઉમરાવો, તમે બધા એકાગ્રચિત્ત સાંભળો, આ રાજ્યનું હવે મારે રક્ષણ કરવું જોઇએ નહિ. આ બાંદીએ તમારી સમક્ષ જે કંઇ કહ્યું છે તે બધું સત્ય છે, બંગાળાનો નવાબ મૂર્ખ છે. તમારી ઇચ્છા હોય તો રાજ્યનું રક્ષણ કરશો, હું જાઉં છુ. હું રોહતાસના કિલ્લામાં સ્ત્રીઓનાં ટોળામાં છુપાઇ રહીશ, અથવા ફકીરી લઇશ."- આ વાક્યો બોલતાં નવાબનું બળવાન શરીર થરથર કંપવા લાગ્યું. આંખોમાંથી વહેતાં આંસુ લૂછી મીર કાસિમ બોલ્યો, "બંધુઓ, સાંભળો, જો મને સિરાજદૌલાની પેઠે અંગ્રેજો અગર તેના અનુચરો મારી નાંખે, તો તમારી પાસે મારી છેવટની

એ ભિક્ષા છે કે એ દલનીની કબર પાસે મને દાટજો. હવે હું બોલી શકતો નથી, હવે જાઓ. પરંતુ રહો, તમે મારી એક આજ્ઞા પાળો—હું એ તકિખાંને એકવાર જોવા માગું છું,

" અલી ઇબ્રાહીમખાં !"

ઇબ્રાહીમખાંએ જવાબ આપ્યો; નવાબે કહ્યું, " તમારા જેવો મિત્ર આ દુનિઆમાં કોઇ નહિ હોય, તમારી પાસે મારી એટલીજ ભિક્ષા છે; કે તકિખાંને મારી સમક્ષ હાજર કરો."

આટલા બનાવો બન્યા પછી વાર્તાના હિસાબે મીર કાસિમ પોતાને હાથે તકિખાંને મારી નાખે તેમાં કશું ખોટું નથી ! વાર્તા બહુ સુંદર બની છે. રંગભૂમિ પર ભજવાતી વેળા સેંકડો તાળીઓના અવાજથી 'વાહ વાહ' મેળવે છે! " ગોહત્યાકારી મુસલમાનો" પ્રતિ હિંદુઓનો તિરસ્કાર પણ દેખાઇ આવે છે. પરંતુ હાય! એમાંના તકિખાં કે મીર કાસિમને ઐતિહાસિક વ્યક્તિ તરીકે માની શકાશે નહિ.

બ્રિટિશ વીરોની કર્તવ્યનિષ્ઠા લોકવિદિત કરવા માટે અંગ્રેજ લેખકો કાવ્યમાં, ઇતિહાસમાં, સાહિત્યમાં અને નવલકથાઓમાં—સર્વત્ર તેઓનાં ઐતિહાસિક ચરિત્રો કાયમ રાખી, તેઓનો આદર્શ ખડો કરી રાષ્ટ્રને ઉન્નત સ્થિતિમાં લઇ જાય છે. ત્યારે નવીન બંગાળાના સાહિત્યગુરુએ તકિખાં જેવા મુસલમાન વીરની કર્તવ્ય-નિષ્ઠા અને આત્મવિસર્જનનો ઇતિહાસ વાંચ્યા છતાં વાર્તા લખતી વેળા તેજ ઐતિહાસિક ચરિત્રનું સ્વાભાવિક સૌન્દર્ય ઢાંકી દઇ, તે પર છળકપટ, વિશ્વાસઘાતીપણું અને કાયરતાના કલંકોનો ઢોળ ચઢાવેલો છે! ફ્રેંચ સમ્રાટ મહાવીર નેપોલિયન દેશનિકાલ થયો

છતાં, તેના સ્વદેશના સાહિત્યસેવકોએ તેનું ઐતિહાસિક ચરિત્ર બગડવા દીધું નથી. બંગાળાનો છેલ્લો સ્વતંત્ર મુસલમાન નવાબ કાવતરાથી હારી દેશનિકાલ થયો હતો; છતાં તેને બંગાળાના સાહિત્યગુરુએ બાયલો બનાવી વિદાય કર્યો છે. હાય! હતભાગી હિંદુસ્તાન!!

આ લડાઇમાં હાર્યા હોત, તો અંગ્રેજો આગળ વધી શકત નહિ. આ રીતે જોતાં કટવાની લડાઇ બહુ મહત્વની ગણાય છે. મેલિસન કહે છે, કે જેઓ **મહમ્મદ તકિખાંની** પાછળ આવવા ખુશી નહોતા, તેઓ જો **મહમ્મદ તકિખાંની** યોજનામાં સામેલ થયા હોત, તો આ લડાઇમાં અંગ્રેજોની અવશ્ય હાર થાત; **પરંતુ આવો સ્વદેશદ્રોહ હિંદના ઇતિહાસમાં નવો નથી.**[1]

મેલિસન વીર પુરુષ છે. તેની કલમવડે લખાએલ લડાઇના ઇતિહાસની સમાલોચના કરવી એ આપણે માટે ધૃષ્ટતાનું કાર્ય

---

૧ મેલિસન કહે છે કે "The irregular horsemen, who had fought Glenn the day before, and who might have decided the vic.ory and whith it the war, in favour of Mir Kassim, took no part in the action, and retired after it had been dec:ded. The his:ory of India abounds in instances of such unpatriotic conduct. Indeed, it may be affirmed that few things have more contributed to th: succe's of the English than the action of jealousy of each other of the native princes and leaders of India."

ગણાય. તો પણ અમને લાગે છે, કે મેલિસનના બધા સિદ્ધાંતોનું ઇતિહાસના બનાવો દ્વારા સમર્થન કરી શકાય તેમ નથી. જે સિદ્ધાંત ઐતિહાસિક બનાવોથી વિપરીત છે, તે સિદ્ધાંત ગમે તેવો હોય, છતાં તે ખોટો ગણવોજ જોઇએ.

લડાઇમાં જય મળે તેમ પરાજય પણ મળે; જયપરાજય સાથે જ્યાં દેશને સંબંધ હોય છે, ત્યાંની વાત જુદી છે, પરંતુ જ્યાં જય-પરાજય સાથે વ્યક્તિનેજ સંબંધ હોય છે, ત્યાં વીરતા કદી પણ વિકાસ પામતી નથી. મોગલ સામ્રાજ્યની પડતીના સમયમાં બધા વ્યક્તિગત સ્વાર્થને માટે તલસતા હતા; 'દેશનું ગમે તે થાઓ, અમારાં પેટ ભરાય એટલે બસ,' એજ તે જમાનાની નીતિ ગણાતી હતી! તે માટે લોકો સ્વાર્થ સિદ્ધિનેમાટે ગમે તેવું કાર્ય કરતાં અચકાતા નહિ. આ દેશની વાત છોડી દઇએ તોપણ અંગ્રેજોએ એવાં કાર્યોની કેટલી બધી યાદગીરી રાખી છે! જે મીરજાફરને એક વખતે પદભ્રષ્ટ કરવામાં આવ્યો હતો, તેજ મીરજાફરને વળી રાજકર્તા બનાવી તેની આગળ સલામો ભરવા માટે તેને અંગ્રેજ છાવણીમાં શામાટે બોલાવી રાખવામાં આવ્યો હતો? લડાઇમાં તો જીત થાય તેમ હાર પણ થાય. જો મીર કાસિમની હાર થાત, તો તેના પક્ષના લોકોને મીરજાફરની કૃપાથી વંચિત થવું પડશે, એ કોણ નહોતું જાણતું? માટે આવી અનિશ્ચિત સ્થિતિમાં મીર કાસિમ ન જાણે તેમ નવાબના સરદારો મીરજાફરને ખુશી કરવાના પ્રયત્નો નહિ કરતા હોય, એમ છાતી ઠોકીને કોણ કહી શકે તેમ છે? નાની સરખી કેળવાએલી અંગ્રેજ સેના કદાચ નવાબની અણઘડ સેનાને હરાવી શકે, પરંતુ મીર કાસિમની કેળવાએલી સેનાને તો કદી પણ હરાવી ન જ શકે.

બહાદુરીમાં અને વ્યવસ્થામાં મીર કાસિમની સેના અંગ્રેજ સેનાથી સહેજ પણ ઉતરતી નહોતી. એ સેના જો સ્વદેશપ્રેમી હોત, સ્વદેશને માટે કર્તવ્ય બજાવવા તૈયાર થઇ હોત, તો અંગ્રેજસેનાનો ભાર નહોતો કે તે તેને ડગલું પણ પાછી હઠાવી શકે. તોપણ પહેલાજ યુદ્ધમાં નવાબની સેના કેમ હારી? તે જમાનામાં ખરી રીતે જોઇએ તો સૈનિકો લડાઇ કરતા નહિ, પણ સેનાપતિઓ લડાઈ કરતા. સેનાપતિ નાસે અગર મરાય કે તરત સૈનિકો નાસતા. તકિખાંના આકસ્મિક મૃત્યુથી કટવાની લડાઇમાં આ વાત ખુલ્લી થઇ હતી.

જેઓમાં સ્વદેશપ્રેમ નહોતો, તેઓને માટે સ્વદેશદ્રોહ શી ચીજ છે, એ સમજવું મુશ્કેલ હતું. તેઓ કેવળ આત્મપ્રેમમાં જ મશગુલ હતા. આત્મપ્રેમને લીધે તેઓ આત્મકલહમાં જોડાઇ સ્વદેશની વાત વિસરી જતા. તકિખાંનો પરાજય એ સમગ્ર બંગાળી પ્રજાનો પરાજય છે, એ વાત તેના સહયોગી સેનાપતિઓ વિચારી શકયા નહિ. તેઓ વ્યક્તિગત અદેખાઇને વશ થઇ, સ્વદેશની વાત વિસરી ગયા હતા. જેઓ વ્યક્તિગત સ્વાર્થ સાધવા માટે હથીઆર પકડે, તેઓ વ્યક્તિગત સ્વાર્થ માટે પોતાના અન્નદાતાને ગળે છરી ફેરવતાં પણ જરાએ જ અચકાય છે!

આવા સમયમાં પણ એકાદ બે સુભાગી જીવો આવા હીન આદર્શ તજી ખરી બહાદુરી બતાવતાં શીખ્યા હતા. સિરાજાદૌલાના અગણિત સેનાપતિઓમાં મોહનલાલ, મીરમદન વગેરે બે ત્રણ સેનાપતિઓ સિવાય બીજો એકે માણસ એવો આદર્શ પકડી શકયો નહોતો. મીર કાસિમના સમયમાં ફક્ત એક જ સેનાપતિ–મહમ્મદ–તકિખાં–નિમકહલાલ નીવડયો હતો. પરંતુ દુર્ભાગ્યે તે પહેલી જ

લડાઇમાં મરણ પામ્યો; તેથી **મીર** કાસિમની પડતી અટકાવવી એ અસંભવિત થઇ પડ્યું.

બંગાળાનો ઇતિહાસ કલંકની કથાઓથી પરિપૂર્ણ થઇ રહ્યો છે! કોના દોષો ગણાવવા? રાજા, પ્રજા, દરબારીઓ, સેનાપતિઓ–બધા કપટી, કારસ્થાની અને દેશદ્રોહી હતા. બધાના કપાળમાં આ ન ભૂંસી શકાય તેવું કલંક લખાયું છે! જે એકાદ બે માણસોએ આ કલંકમાંથી પોતાની જાત બચાવી લીધી છે, તેઓની વાત પણ વિસરાઇ ગઇ છે! તેમ ન હોત, તો કંઇ મહમ્મદ તકીખાં જેવા વીર પુરુષનું ચરિત્ર નવલકથામાં આવું ખરાબ ચિતરાય! આવાં વીર ચરિત્ર ઉપર કલંક ચઢાવતાં જેઓનું હૃદય જરા પણ વ્યથિત થયું નથી. તેઓના દેશમાં જનસાધારણ સમક્ષ આવી નવલકથાઓ પુષ્કળ વખણાઇ છે; રંગભૂમિ પર ભજવાઇ હજારો માણસોનાં મુખ પ્રફુલ્લિત કરનારી નીવડી છે; કવિઓનો નિરંકુશ અધિકાર સ્થાપવા માટે લોકો ઇતિહાસકારો સાથે લડતાં પણ અચકાયા નથી! તોપણ તટસ્થ ઇતિહાસકાર તો આને બંગાળીઓના ન ભૂંસાય તેવા કલંક તરીકે જાહેર કરશે. આ બધું ફક્ત આ દેશમાં જ સંભવિત બન્યું છે. મુસલમાન જાતિમાં જીવ હોત, તો આ દેશમાં પણ એમ કોઇ કરી શકત નહિ. તકિખાંના શરીર પર ઘણા માણસો સમક્ષ વેશ્યાઓની લાતો! **भगवति देहि मे विवरम्**–બંગભૂમિનું આ કલંક ક્યારે ધોવાશે!!



## પ્રકરણ ૧૯મું

### ઘેરીયાનું યુદ્ધ



It was at this place that Mir Kasim had resolved to fight his decisive battle,—a battle which should drive the English into the sea, or be the certain precurser of his ruin.—Malleson.

કટવાના યુદ્ધમાં હાર્યા બાદ, **મીર** કાસિમના સૈનિકો વીખરાઇ જઈ નાસવા લાગ્યા. અંગ્રેજોએ એ દરમિયાન કટવાનો નાનો કિલ્લો તાબે કરી, તેને સમરાવી લીધો; અને તેનું રક્ષણ કરવા સિપાઇઓની એક ટુકડી રાખી, બાકીનું સૈન્ય મુર્શિદાબાદ તરફ દોર્યું. પ્લાસીના મેદાન પરથી જે રસ્તે કર્નલ કલાઇવ મુર્શિદાબાદ ગયો હતો, તે જ રસ્તે અંગ્રેજ સેના આગળ વધી.

મુર્શિદાબાદ તરફ અસંખ્ય સેના મોકલવામાં આવી હતી. તે સેનાએ શહેરનો બચાવ કરવા ચાંપતા ઉપાયો લીધા હોત, તો અંગ્રેજ સેનાનો ભાર નહોતો કે નગરમાં પ્રવેશ કરી શકે. પરંતુ મોતિઝિલમાં થોડા ઘણા સિપાઇઓ રાખી બાકીની નવાબ સેના આમ તેમ છૂટી છવાઇ છાવણી નાખી ગાફલાઇ રાખી પડી હતી; મોતિઝિલમાં રાખેલા સૈનિકોએ મહેલનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો, છતાં તેઓ અંગ્રેજ સેનાની ગતિ અટકાવી શક્યા નહિ. જોતજોતામાં તોપો છોડવામાં આવી. મોતિઝિલના ઇતિહાસપ્રસિદ્ધ રમણીય મહેલો આ રીતે તોપોના મારથી શોભા વગરના થઇ ગયા.

મોતિઝિલની અગાઉની મહત્તા હવે રહી નથી. મોતિઝિલ કાળના મુખમાં પડી જૂના કાળથી દુઃખમય કથા કહેવા માટે હજુ પણ રહેલ છે. અંગ્રેજ અમલદારોએ થોડા દિવસો મોતિઝિલમાં વસવાટ કર્યો હતો; અત્યારે તો ત્યાં માણસો ભાગ્યેજ જોવામાં આવે છે. એજ રાજમહેલમાં એક દિવસ નવાબોના અનુપમ વૈભવથી આકર્ષાઇ મુર્શિદાબાદના નાગરિકો દોડયા આવતા, મુસાફરોના હૃદયમાં એ રાજમહેલ અપૂર્વ કૌતુહલ ઉત્પન્ન કરતો. એ કૌતુહલ અત્યારે ઉલટા રૂપમાં ફેરવાઇ ગયું છે. નવાબની સેના નગરનો બચાવ કરવા માટે નગરમાં હતી, છતાં મુર્શિદાબાદ આટલી સહેલાઇથી અંગ્રેજોના કબજામાં શી રીતે આવ્યું, એ એક ઐતિહાસિક નવાઇનો વિષય છે. બંગાળાના ઇતિહાસની આવી ઘટનાઓની ચર્ચા કરતાં પરદેશી લેખકો બંગાળીઓને બીકણ, બાયલા વગેરે વિશેષણો આપી ગયા છે. પરંતુ આવા બનાવો સેનાપતિઓનાં કર્તવ્ય સ્ખલનથી બનેલા હોય, તો તેમાં સૈનિકોનો કશો વાંક ન ગણાય. નવાબના સેનાપતિ-

એએ પોતાનું કર્તવ્ય બજાવ્યું હોત, તો બંગાળાનો ઇતિહાસ જુદી જ રીતે લખાત. અંગ્રેજ સેના મુર્શિદાબાદ પાસે આવી પહોંચી કે તરત નવાબસેનાએ પ્લાસિયા નામના સ્થળે પોતાનું રણક્ષેત્ર નક્કી કર્યું. રાજધાનીનું રક્ષણ કરવાનો જરાપણ પ્રયત્ન ન કરતાં નવાબનું બધું સૈન્ય પ્લાસિયા ચાલ્યું ગયું. તેથી મુર્શિદાબાદ સહેલાઇથી કબજામાં આવ્યું!

શહેરનું રક્ષણ ન કરી શકવાથી મુર્શિદાબાદનો મુખ્ય સત્તાધીશ નાઠો. કાસિમબજાર અંગ્રેજોના કબજામાં આવ્યું. મીરજાફર પોતાના હજુરીયાઓ સાથે અલીવર્દિના મહેલમાં પેઠો. મુર્શિદાબાદના રસ્તાઓ સ્મશાન જેવા ભયંકર જણાતા હતા. સૈનિકો સાથે નાગરિકોને કજીઓ થવા લાગ્યો; સૈનિકોએ લૂટ શરૂ કરી. શહેરમાં હાહાકાર વર્ત્યો. નામનો નવાબ અંગ્રેજોની દયાથી વળી સિંહાસન પર બેઠો; પરંતુ તેનો રાજાનો પાઠ જાણે નસીબે કરેલી મશ્કરી હોય, એવું જણાવા લાગ્યું!

અત્યારે તો જમાનો પલટયો છે, પરંતુ તે વખતે મુર્શિદાબાદ મુસલમાનોની રાજધાની છતાં, તેમાં જગતશેઠનો દોર સૌથી વધુ ચાલતો. જગતશેઠના દેવામાં બધા ડુબ્યા હતા. મોટા મોટા અમીર ઉમરાવો રાજા-રજવાડાઓ, જમીનદારો-બધા જગતશેઠના ગુલામ બન્યા હતા. જગતશેઠ ન હોત તો મીરજાફર સિરાજદૌલા સામે કાવતરૂં રચી શકત નહિ. આ બધી વાત મીર કાસિમ જાણતો હતો, માટે તેણે લડાઇ શરૂ થતાંજ જગતશેઠ, રાજવલ્લભ, કૃષ્ણચંદ્ર વગેરે અંગ્રેજોના મળતીઆઓને મોંગીરમાં કેદ કર્યા હતા. મીરજાફર મુર્શિદાબાદમાં પેઠો તે વખતે ધનવાન લોકો બહુ ખુશી થયા. જેઓ 'કોણ જાણે શું બનશે' એવા

સંદેહમાંને સંદેહમાં **મીર** કાસિમના રાજ્યમાં જેમ તેમ કરીને દિવસો ગુજારતા હતા, તેઓ **મીરજાફરે** મુર્શિદાબાદમાં પ્રવેશ કર્યો ત્યારે બહુજ ખુશી થયા. અમીર ઉમરાવો આ નવી ઉથલપાથલથી ખુશી નહોતા. છતાં **મીરજાફરના** દરબારની શોભા વધારવા માટે ઘૂંટણભર થઇ તેની સમક્ષ બેઠા. વેપારીઓ કે જેઓ ગમે તે ઉપાયે પૈસો કમાવાની આશા રાખતા હતા, તેઓ પણ **મીરજાફરને** જોઇ પ્રફુલ્લિત થયા. **મીર** કાસિમ હિંદુઓ તરફ સંદેહવશ થઈ જુલમ કરતો હતો, માટે હિંદુઓ પણ **મીરજાફરના** આવવાથી ખુશી થયા. 'ગમે તે રાજા હો; એ રાજાથી સમગ્ર દેશના લોકોને સારૂં થાઓ કે માઠું થાઓ, પણ અમારૂં સારૂં થાવ એટલે બસ,' એવા વિચારના લોકોથી કદી પણ દેશનું ભલું ન જ થાય. વ્યક્તિગત સ્વાર્થ સાધવા માટે બધા વ્યાકુળ થઇ રહ્યા હતા. **મીર** કાસિમની હાર થવાથી, **મીરજાફરની** ઉન્નતિ થવાથી, અંગ્રેજોનો અભ્યુદય થવાથી, મુર્શિદાબાદના આબરૂદાર ગણાતા લોકો સ્વાર્થ સાધવાની તક મળતાં ધીરે ધીરે **મીરજાફરના** પક્ષમાં ભળવા લાગ્યા ![1] દેશનો વિચાર કયો

---

૧ The more respectable inhabitants submitted quietly, if not cheerfully, to the change of Government, and the mercantile community welcomed any arragement that held out a prospect of delivering them from the exactions of Meer Kassim Khan whose necessities and suspicions of the Hindus had led him into the commissicn of great severities towards that class, particularly as regards

સિવાય કેવળ આત્મોદર પરાયણ થવાથી કેવાં પરિણામો આવે છે, તેનાં શોચનીય દષ્ટાંતો બંગાળાના ઇતિહાસમાં ખીચોખીચ ભર્યાં છે. મીરજાફરના અભ્યુદય વખતે એજ દષ્ટાંત દુનિઆની પ્રજા સમક્ષ જાહેર થયું !

કટવાની લડાઇમાં અંગ્રેજોના કેટલાંક માણસો માર્યાં ગયાં હોવાથી, મુર્શિદાબાદ કબજામાં આવતાં અંગ્રેજોએ પોતાનાં લશ્કરમાં ભરતી કરવા માંડી. જેઓ કટવાની લડાઇમાં ઘાયલ થયા હતા, તે અંગ્રેજોની સારવાર માટે કાસિમ બજારમાં હોસ્પિતાલ ખોલવામાં આવી; તેઓનાં રક્ષણ માટે સિપાઇઓની એક પલ્ટન કાસિમ બજાર મોકલવામાં આવી. આ બધું કાર્ય કર્યા બાદ કપ્તાન કેમ્બેલ સિપાઇઓની ભરતી કરી એક નવી પલ્ટન ઉભી કરવાના પ્રયત્નો કરવા લાગ્યો. કલકત્તાના કોટવાળ કપ્તાન આયર્નસાઇડને પણ એક નવી પલ્ટન ઉભી કરવાનો હુકમ આપવામાં આવ્યો. આ બંને અંગ્રેજ અમલદારો થોડા જ સમયમાં મુર્શિદાબાદ અને કલકત્તામાં બેઠા બેઠા બે નવી પલ્ટનો ઉભી કરી શકયા હતા. આ પરથી સ્પષ્ટ જણાય છે, કે કલકત્તા અને મુર્શિદાબાદમાં થોડી મહેનતે, થોડા સમયમાં પુષ્કળ સિપાઇઓ મળતા. પૈસા મળે કે તરત માણસો લશ્કરમાં જોડાઈ લડવા નીકળી પડતા. આજ જે પ્રજા હથિઆરો

the family of the Sheths, the members of which wealthy firm he had made prisoners and carried to Mongheer, on account of their supposed connection whith the English.—Broome's Bengal Army, P. 375.

પણ પકડી શકતી નથી,–આજે જેઓને હથિઆરો વાપરતાં પણ આવડતાં નથી, આ જ જેઓને હથિઆરો રાખવાનો પણ અધિકાર નથી, તે પ્રજાની સ્થિતિ તે સમયે આજના કરતાં તદ્દન ઉલટી હતી. ઉથલપાથલની ભરપૂર અંધાધૂંધીમાં પશુબળ પ્રધાનપદ ભોગવે છે. જમીનદારોને બાહુબળવડે પોતાની જમીનદારી સાચવવી પડતી; ગામડાંના લોકોને બાહુબળવડે લૂટારાઓના પંજામાંથી પોતાનો બચાવ કરવો પડતો; જેઓ શહેરમાં વસતા, તેઓને પણ પોતાની સંપત્તિ સાચવવા માટે સિપાઇઓ રાખવા પડતા. બંગાળીઓમાંના બ્રાહ્મણ કાયસ્થ જાતિના લોકો પણ અસ્ત્રવિદ્યામાં પારંગત ગણાતા. અંગ્રેજો સંકડામણમાં આવી પડતાં તેઓની મદદ મેળવતા. ક્લાઇવની પ્રખ્યાત ' લાલ પલ્ટન ' દેશી લોકોનીજ બનેલી હતી. એ લાલ પલ્ટનમાં જોડાએલા લોકોએ કંપની બહાદુરની જે સેવા બજાવી હતી, તે બદલ તેમને જાગીરો મળી હતી. માલદહ વિભાગમાં આવી જાગીરો આવેલી છે. આ નાની નાની જાગીરો ' ઇંગ્લીશ ' ના નામથી ઓળખાતી. તે જાગીરની યોજના શા માટે કરવામાં આવી હતી તેનાં કારણો શોધવા જતાં બંગાળી પલ્ટન વિષે બહુ જાણવા જેવી વાતો મળી આવે છે. રાજધાનીમાં નવી સેના એકઠી કરતી વેળા તેમાં બંગાળી–અબંગાળી એવો ભેદ રખાતો નહિ. કોઈ પણ માણસ તેમાં જોડાઈ શકતો. જાતિગત કે દેશગત જુદાઈ નહોતી. તેથી અંગ્રેજો કલકત્તા અને મુર્શિદાબાદમાં બેઠા બેઠા ટુંક મુદ્દતમાં નવી પલ્ટનો ઉભી કરી શકતા. એ પલ્ટનો થોડા રોજમાં લડાઈના મેદાનપર મોકલવામાં આવતી. આ સમયે પણ કલકત્તા અને મુર્શિદાબાદમાં ઉભી કરેલી એ પલ્ટનો તરતજ લડાઈ કરવા તૈયાર થઇ ગઈ. આવી રીતે

મુર્શિદાબાદમાં એક હજાર ગોરા અને ચાર હજાર કાળા સૈનિકો આવી મળ્યા બાદ લડાઇની તયારી થઇ.

**નવાબ**ની સેના ઘેરિઆ આગળ એકઠી થઇ હતી. **માર્કર**, **સમરૂ** અને **આસાદૌલાખાં** ત્યાં આવી પહોંચ્યા હતા. તેઓ સાવચેતીથી અંગ્રેજ સેનાના હુમલા માટે તૈયાર થઈ ઉભા હતા. આ છેલ્લું યુદ્ધ છે; અહીંજ અંગ્રેજો અગર **મીર** કાસિમ પર ભાગ્યદેવી પ્રસન્ન થવાની છે, એવા ઇરાદાથી આ જગાએ વ્યૂહરચના કરવામાં આવી હતી, એમ અંગ્રેજ ઇતિહાસકારો લખી ગયા છે !

**મીર** કાસિમે જે સ્થળે સૈન્ય એકત્ર કર્યું હતું તેજ સ્થાને જરા સહનશીલતા રાખી **નવાબ**નું સૈન્ય અંગ્રેજ સેનાના હુમલાની રાહ જોતું ઉભું રહ્યું હોત. તો તે કદી હારત નહિ, એમ અંગ્રેજોએ સ્પષ્ટ રીતે લખ્યું છે. મુર્શિદાબાદથી સૂતી સુધી ગંગાનદીને કિનારે એક જુની સડક હતી. તેના એક સ્થાને **વાં**શલીનાલા નામનું એક નાનું નાળું ગંગામાં પડતું હતું, **નવાબ**સેનાએ પ્રથમ સૂતી નામનાં સ્થળે છાવણી નાખી હતી. છાવણીનો મોખરો એક વિશાળ માટીની દિવાલ કરી સુરક્ષિત કરવામાં આવ્યો હતો. અહીંથી અંગ્રેજો પર વારંવાર હલ્લો કરવાની સારી સગવડ હતી; તેઓનો સરસામાન લૂંટી, તેઓને અગવડમાં મુકવાનું પણ બને તેમ હતું. પરંતુ **નવાબ** સેનાએ એ માર્ગ ન લીધો. ૧ લી ઓગસ્ટે અંગ્રેજ સેનાએ **વાં**શલી નાલા પસાર કર્યું, કે તરત **નવાબ** સેના પોતાની સુરક્ષિત છાવણી છોડી અંગ્રેજો પર હુમલો કરવા આગળ વધી.

અંગ્રેજોએ ગોરાપલ્ટનને મધ્યમાં તથા સિપાઇઓને બે બાજુ-

એ રાખી, તે જમાનાની જાણીતી પદ્ધતિ મુજબ વ્યૂહરચના કરી હતી. ૨ જી ઓગસ્ટે સવારમાં બંને પક્ષની તોપો ગર્જના કરવા લાગી, પણ તેથી બંને પક્ષમાં કોઇને વધુ નુકસાન થયું નહિ; કોઇની તોપ કોઇના પર નિશાન તાકી શકી નહિ, નિશાન તાકી શકત પણ નહિ. પરંતુ એ તોપોની ગર્જના સાથે બંને પક્ષ સામસામા આગળ વધી એક બીજાની અડોઅડ આવી ગયા, ત્યારે રીતસર લડાઈ જામી. આ લડાઇનું વિસ્તૃત વર્ણન "મુતક્ષરીન" અને બીજા ગ્રંથોમાં કરેલું છે. બધા ગ્રંથોનાં વર્ણનોની સમાલોચના કરતાં જણાય છે, કે આ લડાઇમાં **મીર** કાસિમના મુસલમાન સેનાપતિઓએ અથાગ રણપાંડિત્ય બતાવ્યું હતું; પરંતુ **માર્કર** અને **સમરૂએ** તેવી કુશલતા બતાવી નથી !

**મીર** આસાદૌલાના ઘોડેસ્વારોમાં **મીર** બદરૂદીન નામનો એક જમાદાર હતો. તેની બહાદુરીએ અંગ્રેજોને બહુ અકળાવ્યાં. અંગ્રેજોના વ્યહની ડાબી પાંખ ભેદી કપ્તાન સ્ટિઅર્ટના સૈનિકોપર વિદ્યુત ગતિએ આવી પડ્યો. ઘણાખરા ગોરા સૈનિકો માર્યા ગયા કપ્તાન સાહેબના સૈનિકો નામશેષ થવા આવ્યા. બચાવનો કશો ઉપાય નજરે ન પડતાં, તેઓ વાંશલીના પાણીમાં કૂદી પડવા લાગ્યા; ઘણાખરા આ રીતે પાણીમાં ડુબી મરણ પામ્યા. આ વખતે જો મેજર કર્નાક મદદમાં ન આવી પહોંચ્યો હોત, તો કપ્તાન સાહેબનો એક પણ સૈનિક મરત નહિ. પરંતુ આમ થયા છતાં અંગ્રેજોની હાર અટકાવી શકાય તેમ નહોતું. બદરૂદીને પાછળથી અને **મીર નસિરે** આગળથી બંને બાજુએથી અંગ્રેજ વ્યૂહની ડાબી પાંખ છિન્ન ભિન્ન કરી હતી, તેથી અંગ્રેજ સેના શત્રુના હાથમાં એ

તોપો સોંપી નાસવા લાગી. એ સમયે જો શેર અલીખાં વેગથી અગ્રેજ બ્યૂહની જમણી પાંખપર કુદી પડયો હોત, તો પૂરેપૂરી જીત મળત. પણ તેમ ન થયું. બદરૂદીન ઘવાયો એટલે તેના સાહસિક સૈનિકોએ ઘોડાની લગામ ખેંચી; આસાદૌલા એકાએક દૈવકૃપા ફરેલી જોઈ ગભરાઇ ગયો; એ તક સાધી મેજર એડમ્સે નવાબસેના પર હલ્લો કર્યો. જેઓ બાહુબળ વડે જીતવાની અણી પર આવેલા હતા, તેઓ આ હલ્લો અટકાવી શકયા નહિ. તેઓ નાસવા લાગ્યા. સમરૂ અને માર્કર પોતાનું કેળવાએલું સૈન્ય લઇ પાછળ હઠવા લાગ્યા. એ સમયે મીર નસિરખાં, પ્લાસીની લડાઇના મોહનલાલની માફક શત્રુસનાને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ તેમાં તેનો સફળતા ન મળી !

કટવામાં જીત મેળવનાર લેફટેનન્ટ ગ્લેન મરણ પામ્યો, કપ્તાન સ્ટિઅર્ટ સૈન્યનું રક્ષણ કરવા જતાં આઠ ઠેકાણે ઘવાયો, તોપણ અંગ્રેજોની જીત થઇ. નવાબસેનાને યોગ્ય કેળવણી મળી હતી, તે સમરૂ અને માર્કર જેવા અપરાજેય વીરપુરુષોના હાથ તળે હતી; છતાં તે કેમ હારી, એ પ્રશ્ન હંમેશને માટે કોયડા રૂપ રહી ગયો છે. આટલો સમય વીત્યા બાદ એ પ્રશ્નનો ખુલાસો થાય તેમ નથી. અંગ્રેજો કહે છે, કે ઘેરિયાની લડાઈ ખાસ ઉલ્લેખયોગ્ય છે. આ લડાઇમાં અંગ્રેજ સેનાપતિઓની કર્તવ્યપરાયણતાથી અંગ્રેજોનું મુખ ઉજળું થઈ રહ્યું છે. મુસલમાનો હાર્યા છતાં આ લડાઇમાં તેઓનું મુખ મલિન થયું નથી, બદરૂદીન, મીર નસિર, આસાદૌલા વગેરેએ આ લડાઇમાં જે પરાક્રમ બતાવ્યું છે, જે કુશળતા બતાવી છે, તેવું પરાક્રમ અને કુશળતા માર્કર અને સમરૂએ

બતાવ્યાં હોત, તો ઘેરિયાના મેદાનપર અંગ્રેજસેનાની કબર થાત.

ઘેરિયાના નામ સાથે વિશ્વાસઘાતીપણાની કથા હંમેશને માટે જોડાએલી છે. એકવાર ઘેરિયાનાં મેદાનપર અલીવર્દિના વિશ્વાસઘાતથી સર ફરાજખાં મરાયો હતો. વળી તેજ મેદાનપર મીર કાસિમ પણ હાર્યો.

ત્યારબાદ ઉધુયાનાલા સિવાય બીજે કોઇ સ્થળે અંગ્રેજસેનાની ગતિ અટકાવાય તેમ નહોતું, એ વાત મીર કાસિમ જાણતો હતો. તેણે જીત કરતાં હારનાં ચિન્હો વધુ જોતાંજ ઉધુયાનાલા આગળ બધી તૈયારીઓ કરી રાખી હતી. ઘેરિયામાં જીત મળી છતાં અંગ્રેજસેના ઉધુયાનાલા આગળ જીત મેળવી શકશે, એવો કોઇને વિશ્વાસ નહોતો. મીર કાસિમે તેને બધી રીતે સુરક્ષિત બનાવ્યું હતું.



## પ્રકરણ ૨૦ મું

### ઉધૂયાનાલાની લડાઇ

In the morning with an army 5000 strong, of whom one fifth only were Europeans, Adams had stromed a position of enormous strength, defeated 40,000 and destroyed I5000 men, captured upwards of a hundred pieces of cannon, and so impressed his power on the enemy that they had no thought but flight.—Col. Malleson.

ઉધૂયાનાલાની લડાઇ વિષે લખતાં કર્નલ મેલિસન લખી ગયો છે, કે "સેનાપતિ મેજર એડમ્સ પાંચ હજાર સિપાહીઓવડે ચાળીસ હજાર કેળવાએલા સૈનિકોનો વ્યૂહ ભેદી, પંદર હજાર શત્રુઓને

મારી, શત્રુની છાવણીમાં એવો ભય ફેલાવી દીધો હતો, કે તેઓના મનમાં ઉંચે શ્વાસે નાસવા સિવાય બીજો એકેય વિચાર આવે એવા સંભવો રહ્યા નહિ ! ”

પરંતુ તે સમયના ઇતિહાસોમાં આ લડાઇનાં જે વર્ણનો આપવામાં આવ્યાં છે, તેપરથી જણાય છે, કે એ લડાઇમાં બાહુબળ કરતાં યુક્તિએ વિશેષ ભાગ ભજવ્યો છે. છેવટે પરિણામ જોતાં પ્લાસીની લડાઇ જેમ હિંદનાં મહાયુદ્ધોમાં ગણાય છે, તેમ ઉધ્યાનાલાની લડાઇ પણ એવી જ ગણાય છે ![1] આ લડાઇમાં **મીર** કાસિમની આશા પાણીના પરપોટાની માફક ફૂટી ગઇ; આ લડાઇથી અંગ્રેજોનો પગદંડો દૃઢ રીતે સ્થપાયો; આ લડાઇથી મુસલમાની સત્તાનો સૂર્ય હમેશને માટે આથમ્યો. આ હિસાબે જોતાં ઉધ્યાનાલાની લડાઇ હિંદનાં મહા યુદ્ધોમાં આગળ પડતી ગણાય છે.

ગંગા નદીને કિનારે ઉધ્યાનાલાના ડુંગરી ઘાટ પાસે, નવાબી અમલમાં એક નાનો કિલ્લો બાંધવામાં આવ્યો હતો. તે કિલ્લાની એક બાજુએ **ભાગીરથી** નદી અને બીજી બાજુએ ઉધ્યાનું નાળું હતું. આ સ્થાન મજબૂત દિવાલથી ઘેરાએલું હોવાથી ઓળંગવું બહુ મુશ્કેલ હતું. કિલ્લાની પાસે પટણાથી મુર્શિદાબાદ જવાની બાદશાહી

૧. નવલકથામાં આવેલું ‘ ઉદયનાલા ’ નામ ખરૂં નથી. નાળાંનું નામ ‘ઉધ્યાં’ છે, તે પરથી તે સ્થાનનું નામ ‘ ઉધ્યાનાલા ’ પડ્યું છે. એ નામ અત્યારે પણ ચાલુ વપરાશમાં છે. બંકિમ બાબુએ પોતાની ‘ ચંદ્ર શેખર ’ નામની નવલકથામાં આ ઇતિહાસ ગુંથ્યો છે.

સડક જતી હતી. ભાગીરથી નદીને કિનારે કિનારે એ માર્ગ ચાલ્યો જતો હતો. તેની એક બાજુએ એક કાદવથી ભરપૂર ઊંડું તળાવ હતું. તે કાદવવાળી જગા બહુ વિશાળ હતી, તેણે નવાબના મોરચાનો અર્ધો ભાગ સુરક્ષિત કરી રાખ્યો હતો. ઉત્તર તરફ તેની પેલી મેર નાની નાની ટેકરીઓ પોતાનો દેહ વિસ્તારી એ સ્થાનને કુદરતી સંરક્ષણ આપી રહી હતી. મીર કાસિમે આ સ્થાને નવી દિવાલ બાંધી, તે પર હારબંધ તોપો ગોઠવી, શત્રુઓને અટકાવવા ઘણું લશ્કર રાખ્યું હતું. ઘેરિયાની લડાઇમાં જે લશ્કર હાર્યું હતું, તે પણ આ જગાએ આવી પહોંચ્યું હતું. આ પ્રમાણે ઉધૂઆનાલાની છાવણીમાં હજારો સિપાઇઓ એકત્ર થયા હતા. આવો મજબુત કિલ્લો ગોળાના વરસાદથી પણ તૂટે તેમ નહોતો. બાહુબળ અથવા લડાયક કળાથી આ છાવણી શત્રુના હાથમાં જશે, એવું લોકોને સ્વપ્નમાં પણ આવતું નહિ.

મેજર એડમ્સ અહીંથી બે ગાઉ પર આવેલાં પાલણીપુર નામના ગામ પાસે આવી પહોંચ્યો. તેણે તે જગાએ છાવણી નાખી કિલ્લો ઘેરવાની તૈયારીઓ કરી. પણ આગળ તો વધી શકાય તેમ નહોતું; નવાબનું સૈન્ય પણ હંમેશાં ગોળીઓનો વરસાદ વરસાવી અંગ્રેજોને આગળ વધતા અટકાવવા તૈયાર થઈ રહ્યું હતું; આવી સ્થિતિ જોઇ અંગ્રેજ સેનાપતિએ ગંગાને કાંઠે પોતાના ત્રણ માંચડા બંધાવી તે પરથી ગોળાનો વરસાદ વરસાવવાનું શરૂ કર્યું.

તોપોના મોરચા બાંધતાં બહુ વાર લાગતી નથી; કેળવાએલા કારીગરો બહુજ થોડા સમયમાં તે કામ પુરૂં કરી શકે છે. તોપણ

મેજર એડમ્સ ત્રણ અઠવાડીએ ત્રણ માંચડા બાંધી શક્યો. આ પરથી જણાશે, કે નવાબની સેના કેટલી સાવચેતીથી ગોળીબાર કરતી હતી!

ચોવીસમે દિવસે અંગ્રેજોએ તોપોના મોરચાપરથી ગોળાઓ ફેંકવા શરૂ કર્યા. તેઓએ માંચડાપર કિલ્લા તોડનારી પ્રચંડ તોપો ચડાવી હતી; પરંતુ તેથી પણ કિલ્લાની દિવાલને કશું નુકસાન ન થયું![1]

કિલ્લાને ઘેરવાની કળા હંમેશાં એકજ રીતની હોય છે. ગમે તે રીતે દિવાલની પાસે જવું અને પડેલાં છિદ્રો વાટે કિલ્લામાં પેસવું એ કિલ્લો જીતવાની કળા છે. તે મુજબ કાર્ય પાર પાડવા માટે તોપેના માંચડા બાંધી તેપરથી ગોળાનો વરસાદ વરસાવી કિલ્લાની દિવાલો તોડવી પડે છે, અને એ રીતે દિવાલોમાં ગાબડાં પડે ત્યારેજ લશ્કર કિલ્લામાં પેસી શકે છે. પરંતુ ઉધ્ધુઆનાલા આગળ આવ્યા છતાં મેજર એડમ્સ એમાંની એક પણ સગવડ કરી શક્યો નહિ! કાદવનું સરોવર ઓળંગ્યા સિવાય સૈનિકો કિલ્લા પાસે જઇ શકે તેમ નહોતું; વળી કિલ્લાની દિવાલો તોડયા સિવાય કિલ્લામાં પ્રવેશ પણ કરી શકાય

૧ Even when on the twenty fourth day, opened fire from the three batteries he had constructed the nearest of which was about three hundred yards from the ememy's intrenchment, he found that though manned with siege-guns, the fire produced little or no impression on the massive ramparts which Mir-Kassim had thrown up—Malleson's Decisive Battles of India, P. 167.

તેમ નહોતું! મેજર એડમ્સ જ્યારે આ રીતે બધી તરફથી નાસીપાસ થયો, ત્યારે તે બહુજ નિરાશ થઇ ગયો! મેલિસન પોતે આ વાત કબુલ કરી ગયો છે.[૧]

પરંતુ આવી ઢીલથી અંગ્રેજ સેનાપતિનું ભાગ્ય ફર્યું. થોડા રોજમાં નવાબસેના સમજી ગઇ, કે ઉધુયાનાલાનો કબજો લેવો એ કંઇ રમત નથી. માટે તેઓનો બચાવ કરવાનો ઉત્સાહ નરમ પડતો ગયો. તેઓ નાચગાનમાં રોકાવા લાગ્યા.[૨] આ તરફથી અંગ્રેજ સેનાપતિ તો પોતાનો ઉદ્દેશ પાર પાડવા ખાઇપીને મંડયોજ હતો, તે આવા અવસરનો લાભ લેવાની રાહ જોતો હતો.

અંગ્રેજોપર દેવકૃપા થઇ. થોડા રોજમાં તેમને એક જાણભેદુ આવી મળ્યો. મીર કાસિમની પલ્ટનમાંનો એક સિપાઇ રાતને વખતે છાની રીતે નાસી અગ્રેજોની છાવણીમાં આવી પહોંચ્યો. આ સિપાઇ પ્રથમ કંપનીના લશ્કરમાં નોકરી કરતો હતો; પાછળથી તે મીર કાસિમની પલ્ટનમાં જોડાયો હતો. મીર કાસિમનું લુણ

---

૧ Nearer he could not advance his guns, nor on the other face could he move his infantry, for the morass, saturate that time of the year, covered the position. The difficulties which presented themselves on all sides were, indeed, sufficient to make the bravest despair.—Malleson's Decisive Battles of India, P. 167.

૨ Scott's History of Bengal.

ખાધા છતાં, તે તેનુંજ નખ્ખોદ વાળવા તૈયાર થયો! એ માણસનું નામ ઇતિહાસમાં નોંધાયું નથી; પરંતુ બધા ઇતિહાસકારો તેને ઓળખાવતી વેળા "અંગ્રેજ સૈનિક" એવો શબ્દ વાપરે છે!

મેજર એડમ્સે બહુજ આનંદપૂર્વક એ જાણભેદુની વાતો સાંભળી: 'કાદવનું સરોવર બધે સ્થળે સરખું ઉંડું નથી, એક ઠેકાણેથી તે ઓળંગી શકાય છે,' એ વાત પેલા વિશ્વાસઘાતીએ મેજર એડમ્સને કહી. એ સૈનિકે બતાવેલ સ્થળની તપાસ કરાવતાં એ વાત ખરી પડી, તેથી તેની બધી વાતપર ભરોસો મૂકવામાં આવ્યો.[1]

એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તેજ રાત્રે અંગ્રેજ સેના હથિઆરો માથા ઉપર ઉપાડી, મહા મહેનતે કાદવ ઓળંગી ગુપચુપ કિલ્લાની દિવાલો પાસે એકઠી થવા લાગી. દિવાલની બહાર જે બે ચાર નવાબ સેનાના સૈનિકો નિશ્ચિંતપણે ઉંઘતા હતા, તેઓ જાગૃત થાય તે પહેલાં સંગીનના પ્રહારથી માર્યા ગયા! અંગ્રેજ સૈનિકોએ તરતજ દિવાલો પર ચઢવું શરૂ કર્યું. દિવાલ ઓળંગી કિલ્લાનો દરવાજો ઉઘાડતાં જ હજારો અંગ્રેજ સૈનિકો પાણીના પૂરની પેઠે કિલ્લામાં પેઠા. નવાબસેના નચિંત ઉંઘતી હતી, તે એ-બાકળી ઉઠી. આજુબાજુ જોયું તો અંગ્રેજસૈનિકોથી કિલ્લો ભરાઇ ગએલો જણાયો. નવાબસેનાની બુદ્ધિ ગુમ થઇ ગઇ! લડાઈ કર્યા વગર કિલ્લો શી રીતે જીતાયો એ કોયડો ન છોડી શકવાથી બધી સેના નાસવા લાગી. મીર કાસિમના સરદારો બીજો કશો ઉપાય ન જોતાં નાસતી સેનાને અટકાવવા માટે તેનો રસ્તો રોકી ઉભા.

---

૧ Scott's History of Bengal.

"જે નાસશે તેનાપર ગોળીબાર કરવામાં આવશે, લડો, નાસો નહિ, જીવ છે ત્યાં સુધી નાસવાનું નથી," આવાં વચનોથી તેઓ પોતાનાં લશ્કરને ઉત્સાહ આપવા લાગ્યા. પરંતુ એ વચનો પર કોઇએ ધ્યાન ન આપ્યું, ત્યારે તેઓ પોતાની સેના પર ગોળીબાર કરવા લાગ્યા. નાસવાનો રસ્તો બંધ થયો, સૈનિકો પડવા લાગ્યા, આ રીતે પંદર હજાર સૈનિકો ઉધૂયાનાલાના કિલ્લામાં પોતાનાજ સરદારોના કઠોર હુકમથી મરણ પામ્યા.[૧] ત્યારબાદ અંગ્રેજોને કિલ્લો તાબે કરવામાં જરાપણ મહેનત ન પડી. **સમરૂ, માર્કર, આરાટુન** વગેરે વિદેશી સેનાપતિઓએ લડાઇ ન કરી. તેઓ અંગ્રેજના હાથમાં વિજય-મુગટ આપી, **મીર** કાસિમને માટે એક મુઠી ચિંતાની રાખ લઇ ઉધૂયાનાલા આગળથી નાસી ગયા!

અંગ્રેજોએ લખેલા ઇતિહાસમાં આને જ કદી ન સાંભળેલું

૧ It was yet barely day-light and the enemy confounded by the suddenness of the attack coming from several quarters, were thrown into inextricable confusion to add to which, their own guard stationed at the brigde over the Nallah, had orders to fire upon any one attempteng to cross, with a view of compelleng the troops to resistance, a duty which was performed with fearful effect; a heap of dead speedily blocked up that passage. Broome's Bengal Army, Vol. I. 483.

એવા મહાન યુદ્ધ તરીકે ગણેલ છે![1] પરંતુ **મીર** કાસિમ આ લડાઇનું જુદી જ રીતે વર્ણન કરી ગયો છે. તેણે જ્યારે આ નામોશી ભરી હારની ખબર સાંભળી, ત્યારે તે બહુ ગુસ્સે થયો. તેણે તરતજ (ઈ સ ૧૭૬૩ ના સપ્ટેમ્બરની ૩ જી તારખે) અંગ્રેજ સેનાપતિને નીચેનો પત્ર લખી મોકલ્યો:—

"That for these three months you have been laying waste the King's country with your forces what authority have you? If you are in possession of any Royal Sunad for my dismission, you ought to send me either the original or a copy of it; that having seen it, and shown it, to my army, I may quit this country, and repair to the presence of his Maijesty. Although I have in no resintended any peet breach of public faith, yet Mr. Ellis regarding not treaties or engagements in violation of public faith, proceeded against me with treachery and night-assaults. All my people then believed that no peace or terms now remained with the English, and that wherever they could be found, it was their duty to kill them. With this opinion it was that the aumils of Murshida:

1 Broome's Bengal Army.

bad killed Mr. Amyatt, but it was by no means agreeable to me that that gentleman should be killed. On this account I write; if you are resolved on your own authority to proceed in this business, know for a certainty that I will cut off the heads of Mr. Ellis and the rest of your chiefs and send them to you.

Exult not upon the success which you have gained merely by treachery and night-assaults, in two or three places over a few jamadars sent by me. By the will of God, you shall see in what manner this shall be revenged and retaliated."[1]

ઉધૂઆનાલાની લડાઈથી જ **મીર** કાસિમનું નખ્ખોદ વળ્યું છે. તે પોતે એ વાત ન સ્વીકારે તોપણ શું? ત્યાર બાદ નવાબનું સૈન્ય અંગ્રેજોને અટકાવી શક્યું નહિ.

**મીર** કાસિમની કૃપાથી આરમીનિઅન સેનાનાયકો સત્તાવાળા બન્યા હતા. **આરાટુન** અથવા ખોજા **ગ્રેગરી** નામના **આરમીનિઅન** સેનાપતિએ **મીર** કાસિમના દરબારમાં બહુ લાગવગ મેળવી હતી. **મીર** કાસિમને તેના પર વિશ્વાસ હોવાથી તેને તોપખાનાનો ઉપરી બનાવવામાં આવ્યો હતો. કોઈ કોઈ ઇતિહાસલેખકો કહે છે, કે આ માણસે જો પોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યું હોત, તો મીર

૧ Vansitart's Narrative, Vol. III. 468–469.

કાસિમની કદી હાર થાત નહિ. પરંતુ ગર્ગિનખાંએ પોતાનું કર્તવ્ય બજાવવામાં શિથિલતા દર્શાવી તેનું કારણ શું, એ પ્રશ્નનો ખુલાસો કોઇપણ ઇતિહાસમાં મળતો નથી.

ગર્ગિનખાંનો ભાઇ ખોજા પિડુ બંગાળાના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તે સિરાજદ્દૌલાના સમયથી અંગ્રેજોનો હિતેચ્છુ ગણાતો આવ્યો હતો. એક ભાઇ અંગ્રેજોના પક્ષમાં, અને બીજો ભાઇ નવાબના દરબારમાં, અંગ્રેજોની વિરૂદ્ધ હોવાથી, મેજર એડમ્સે ખોજા પિડુની મદદથી ગર્ગિનખાંને હાથમાં લેવાની બાજી રચી હતી આ વાત બીજા કોઇ લોકો જાણતા નહોતા. મેજર સાહેબે ખોજા પિડુ ઉપર કોઇ પણ કારણસર જુલમ કર્યો, તેથી તેણે કલકત્તાની કાઉન્સિલને અરજી કરી, એથી બધી વાત ફૂટી ગઇ.[૧] આ વાત લોકમુખે મીર કાસિમના જાણવામાં આવી હતી. તેથી ગર્ગિનખાંને નિર્દયતાથી મારી નાખવામાં આવ્યો હતો. ગર્ગિનખાં સાથે અંગ્રેજોને જે મિત્રતા બંધાઇ હતી, તેથી તેઓને ઘણી મદદ મળે તેમ હતું, પરંતુ તેનું ખુન થવાથી એ માર્ગ બંધ થયો હતો.[૨]

૧ Your petitioner begs leave to observe to this Hon'ble Board, at Ouda-Nullah, a place where the enemy had strong works snd great forces, your petitioner by direction from Majar Adams wrote two letters to Marcar and Aratoon two Armenian officers, who, amongst others, commanded the enemy's forces.-Long's Selections, Vol I. 337

૨ His brother commanded the artiliery of the

મીર કાસિમના વિશ્વાસુ સેનાપતિ ખોજા ગ્રેગરી ઉર્ફે ગર્ગિનખાં-એ ખરેખર અંગ્રેજોને મદદ કરી હતી. તેનો આભાસ મેજર એડમ્સે તેનાં ખુનની વાત કલકત્તા લખી જણાવી તે પત્રમાં જણાઇ આવે છે! મેજર સાહેબનો એ પત્ર આ પ્રમાણે છે!-

"Dear Sir,,—We had a report yesterday-that Coja Gregory has been wounded some days ago by a party of his Mogul Cavalry who mutinied for want of the pay between Sovage Gurru and Nabab Gunj, it is just now confirmed by a hurcarra arrived from the enemy with this addition that he died next day and that 40 principal people concerned were put to death upon the occasion; though it was imagined that the Moguls were induced to affront and assault Coja Gregory, by Cossim Ally Khan who began to grow very jealous of him on account of his good behaviour to the English.[૧]

Nawab at Patna, and was subsequently murdered there, the Nawab suspecting him of beeing two friendly to the English. Had he been alive the massacre (of Patna) might have been prevented through his influence—Reved. Long.

૧ Long's Selections Vol. I. 333.

આ બધી ઘટના ન બની હોત, તો કેવળ બાહુબળ વડે ઉધૂયાનાલાની લડાઈ જીતી શકાત નહી, અને જો આ બધી પ્રતિકૂળતા છતાં મેજર એડમ્સે એ લડાઇમાં જીત મેળવી હોત, તો તે દુનિયાના ઇતિહાસમાં એક અદ્વિતીય વીર પુરુષ ગણાયો હોત. તોપણ થોડું લશ્કર હોવા છતાં, અને પ્રતિકૂળ અવસ્થામાં આવી પડયા છતાં તે લડાઇમાં જય મેળવી શક્યો હતો. નવાબના સૈનિકોમાંના કોઇ કોઇએ વિશ્વાસઘાત કર્યો છતાં, મેજર એડમ્સની આબરૂ ઓછી થઇ શકતી નથી. 'શત્રુને ગમે તે રીતે મારવો' એ આજકાલની નીતિ થઈ પડી છે. માટે આરમીનિઅન વેપારીની મદદથી જય મેળવ્યો તેથી આરમીનિઅન સેનાપતિ વગોવાયો છે, પણ મેજર એડમ્સ ઇતિહાસમાં વીર પુરૂષ તરીકે ઓળખાયો છે.



## પ્રકરણ ૨૧ મું

### પઠાણની કતલ

It is true you have Mr. Ellis, and many other gentlemen in your power; if a hair of their heads is hurt, you can have no title to mercy from the English; and you may depend upon the utmost fury of their resentment, and that they will pursue you to the utmost extremity of the earth; and should we unfortunately not lay hold of you, the vengeance of the Almighty cannot fail overtaking you, if you perpetrate so horrible an act as the murder of the gentlemen in your custody.—Majar Adams.

ઉધૂઆનાલાની લડાઇમાં હારી જતાં **મીર** કાસિમ પાગલની પેઠે વિવેક અને શક્તિહીન થઇ ગયો ! તેના સરલ હૃદય કુટિલ માર્ગો શોધવા લાગ્યું. એ ચાર વિશ્વાસઘાતી માણસોનાં આચરણથી છેતરાઇ તે બધાંને શકમંદ માણસો ગણવા લાગ્યો; માણસનો સ્વભાવ પારખવાની તેનામાં જે શક્તિ હતી, તે જતી રહી! તે પટણા કેદમાં સપડાએલા અંગ્રેજોને મારી નાખવાનો નિશ્ચય કરી બેઠો.

મેજર **એડમ્સે** તેને એ પાપ ન કરવા માટે પત્ર લખ્યો; પ્રધાન અમાત્ય **અલી** ઇબ્રાહીમખાં તેને **એ** સંકલ્પ તજી દેવા સમજાવવા લાગ્યો; પરંતુ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા !

એ વખતની **મીર** કાસિમની માનસિક અવસ્થા તપાસતાં તેને પાગલ માની ક્ષમા આપી દેવાનું મત થાય છે. જેઓના પર સંપૂર્ણ વિશ્વાસ રાખી તેણે પોતે લશ્કરની સરદારી લીધી નહોતી, તેઓ જ્યારે એક પછી એક વિશ્વાસઘાતી નીવડયા, ત્યાર પછી **મીર** કાસિમ પોતાનું મન કાબૂમાં રાખી શક્યો નહિ.[૧] દરરોજ બનતા બનાવોથી તેનો સંદેહ અતિ પ્રબળ થવા લાગ્યો !

વળી **આરબ અલીખાં** નામના **એક** વિશ્વાસુ સરદાર પર

---

૧ the recurrence of such serious disasters had rendered Meer Kassim Khan suspicious of all his officers, and more especially of Goorgeen Khan who was reported to be in communication with the English, through the medium of his brother Aga Pedroos.—Broome's Bengal Army, Vol. I 388.

મોંગીરના કિલ્લાનો ભાર નાખી મીર કાસિમ પટણા ગયો. અંગ્રેજો ૧ લી અક્ટોબરે મોંગીર આવી પહોંચ્યા. નવ દિવસ ઘેરો ચાલ્યા બાદ, કિલ્લેદાર આરબ અલીખાંના વિશ્વાસઘાતથી અંગ્રેજો કિલ્લામાં પેઠા, બે હજાર સિપાઇઓ કેદ પકડાયા.[1] વિશ્વાસઘાત પર વિશ્વાસ! મીર કાસિમ તે શું કરે!

મોંગીરની નવાબસેના અંગ્રેજ લશ્કર સાથે મળી ગઈ, નવાબની સેનાએ નવાબસામે હથિયાર ધારણ કર્યાં![2] આ સમાચાર જ્યારે મીર કાસિમને મળ્યા, ત્યારે કોઈ પણ માણસ તેની આગળ પટણાની કતલ બંધ કરવા સમજાવવા જવાનું સાહસ કરી શક્યો નહિ. તેણે તરતજ કતલ કરવાનો હુકમ આપ્યો.

આ કતલથી મીર કાસિમનું વીર ચરિત્ર કલંકિત થઇ રહ્યું છે. આ બનાવથી એશિયા અને યુરોપના લોકોના ચરિત્રમાં ક્યાં જુદાઈ છે, તે જણાઈ આવે છે. એલિસ સાહેબના અપરાધનો પાર નહોતો, તોપણ જ્યારે તેણે અને તેના સહયોગીઓએ જાણ્યું, કે અંગ્રેજ સેનાપતિ અમને બચાવવા આતુર થઈ રહ્યો છે, ત્યારે તેણે તરત જ લખી મોકલ્યું, કે "અમારા દહાડા ભરાઇ ચૂક્યા છે; અમે વીરની માફક મૃત્યુને ભેટશું; તો પણ અમારી એક પ્રાર્થના છે, કે

---

૧ The English having had Monghyr delivered up to them by the teachery of the Governor, Arab Ali Khan, were advancing fast towards Patna.—Scott's Bengal Army Vol. 428–429.

૨ Broome's Bengal Army, Vol. 390.

અમને બચાવવા ખાતર આપ લડાઇની પદ્ધતિમાં જરા પણ પરિવ-ર્તન કરશો નહિ."[1] જીવનની છેલ્લી ઘડીઓ ગણાતી હોય, તે વખતે પણ આ પ્રમાણે સ્વદેશનાં, સ્વજાતિનાં ભલાંની ઉત્કૃષ્ટ ઇચ્છા બતાવી, કેટલાંએ નરનારીઓ ઇંગ્લાંડનું મુખ ઉજળું કરી ગયાં છે, તેના દાખલાથી ઇંગ્લાંડનો ઇતિહાસ ભરપૂર છે. આ વચનોથી એલિસ સાહેબનાં બધાં પાપો ધોવાઇ ગયાં છે, તે ઇતિહાસલેખકોની શ્રદ્ધા પ્રાપ્ત કરી અમર થઈ ગયા છે!

રાજા રામનારાયણ, જગતશેઠ, સ્વરૂપચંદ, રાજનગર નિવાસી રાજા રાજવલ્લભ વગેરે આબરૂદાર અંગ્રેજ હિતેચ્છુ દરબારીઓને અગાઉથી જ નિર્દયપણે મારી નાખવામાં આવ્યા હતા! ગર્ગિનખાં પટ્ટમંડપમાં પોતાના શરીર રક્ષકોના અસ્રધાતથી મરણ પામ્યો હતો. સરદારોમાંના ઘણા આ રીતે મરણ પામ્યા હતા. હવે અંગ્રેજોની કતલ

---

1 Whatever may have been the faults of Mr. Ellis and his advisers, the close of their career was honorable to themselves and the country that produced them; they wrote to Major Adams expressing their cnviction that their fate was sealed and their readiness to submit to it like men, and begging that no consideration for their position might for a moment interfere with the plans or measures of the English commander and his troops.—Broone's Bengal, Army P. 388.

કરવાનો હુકમ થયો. સમરૂ સિવાય બીજું કોઈ આ કામ કરવા તૈયાર થયું નહિ. સમરૂ ખ્રિસ્તી હતો, તે અધમાધમ ચોર લુટારાને પણ જંગલીપણામાં હરાવી, નિર્દય હૃદયે બંદીવાનોની કતલ કરવા તૈયાર થયો![1]

પટણાની રૂંવાડાં ઉભાં કરે તેવી ખુનરેજીનું વર્ણન કરી શકે તેવી ભાષા હજુ સુધી શોધાઇ નથી. ફક્ત ડોકટર ફુલરટન સિવાય અંગ્રેજ સ્ત્રીપુરૂષો, બાળક બાલિકાઓમાંનું કોઇ બચ્યું નહિ. ડોકટર ફુલરટને જરા પણ ડોળ કર્યા વગર પોતાની સરલ ભાષામાં જે કંઇ લખ્યું છે, તે લખાણના દરેક અક્ષરમાંથી આજે પણ અશ્રુ ઝરતાં જણાય છે! નવાબના અમલદારોમાંના જેઓ હિંદુ અથવા મુસલમાન હતા, તેઓ આ નિર્દય કૃત્ય કરી પોતાના હાથો કલંકિત કરવા તૈયાર ન થયા, એજ આ કતલની એક ધોળી બાજુ છે!

સમરૂના સૈનિકો જ્યારે પટણાનાં કેદખાના આગળ આ

---

૧ The intelligence of the fall of Monghir filled up the measure of Meer Kassim's fury, the surrender being attributed to treachery. He now issued the fatal order for the massacre of his unfortunate prisoners, but so strong was the feeling in the subject, that none amongst his officers could be found to undertake the office, untill Sumroo offered his services to excute it.—Broome's Bengal Army, Vol. I. 390.

અમાનુષિક કાર્ય કરવા એકત્ર થયા, ત્યારે સવારનો બાલસૂર્ય પૂર્વ ગગનને વિષે લાલરંગ ધારણ કરી પ્રગટ થતો હતો; સાહેબ લોકો ચા પીતા હતા, એ સમયે સમરૂએ આવી એલિસ, હે અને લ્યુસિંગ્ટન સાહેબને બહાર બોલાવ્યા. તેઓ બહાર આવતાં જ મરાયા. જેને બહાર બોલાવવામાં આવતા, તેઓને આ રીતે મારી નાખવામાં આવતા. થોડીવારમાં કેદખાનામાં આ ખબર પહોંચી. અંગ્રેજોએ પોતાની પાસે જે કંઇ–શીશી, ખુરશી, કોચ, છરી, કાંટાં વગેરે–હતું, તે છોડી બહાર જવાની સાફ ના પાડી. તેઓ એ સાધનોવડે પોતાનો બચાવ કરવાની તૈયારી કરવા લાગ્યા, ત્યારે સૈનિકોને ગોળીબાર કરવાનો હુકમ કરવામાં આવ્યો. સૈનિકો હુકમ પાળવા માટે આગળ ધસ્યા ખરા, પરંતુ વસ્તુસ્થિતિ જોઇ તેઓ કંપવા લાગ્યા; તેઓ પણ હથિયાર વિનાના લોકો પર હાથ ચલાવવાની આનાકાની કરતા કહેવા લાગ્યા; " આ શું સૈનિકનું કાર્ય છે,–આ તો કસાઇખાનામાં ચાલતી કતલ છે,–બંદીવાનોને હથિયારો આપો; તેઓ લડાઇ નહિ કરે, ત્યાં સુધી અમે કોઇનાં શરીરપર હાથ ચલાવી શકશું નહિ!"

આ તિરસ્કાર પૂર્ણ વચનોથી પણ નરાધમ સમરૂનું હૃદય ચળ્યું નહિ. તેણે ગુસ્સાથી લાલ બનેલી આંખે ગર્જના કરી; જે સૈનિકે તેને ઉપલા શબ્દો કહ્યા હતા, તેને લાત મારી ભોંય ભેગો કર્યો અને ફરીથી તે હુકમ પર હુકમ આપવા લાગ્યો.[૧] હવે કોઇ પણ સૈનિક

---

૧ Their very executioners, struck with their gallantry, requested that arms might be furnished to them, when they would set upon them and

તેના સામું બોલી શક્યો નહિ! બીજે દિવસે સવારમાં એ મુડદાંઓનો ઢગલો કુવામાં નાખવામાં આવ્યો. તે વખતે ગલસ્ટન ઘાયલ થયા છતાં જીવતો હતો. સિપાઈઓએ તેને બચાવવાની ઈચ્છા બતાવી, પરંતુ તેઓની પ્રાર્થના સ્વીકારવામાં ન આવી. તેને પણ જીવતો કુવામાં નાખવામાં આવ્યો! જેઓ માંદાં હતાં, તેઓ પણ ન બચ્યાં. એલિસ સાહેબનાં નાનાં બાળકની સરલ, નિર્દોષ મુખછબી પણ એ બિચારાં બાળકને બચાવી ન શકી![1]

આ કતલના સમાચાર જ્યારે કલકત્તા પહોંચ્યા ત્યારે આખું શહેર શોકસાગરમાં ડુબી ગયું. અંગ્રેજ કાઉન્સિલની બેઠક મળી. બેઠકમાં કોઈ પોતાના હૃદયના ઉદગારો પ્રગટ કરી શક્યું નહિ; રૂંધાઈ ગએલા કંઠે, આંસુથી ભરપુર નેત્રે, હૃદયમાં વેર લેવાની પ્રબળ ઈચ્છાથી સઘળા લોકો થોડો વખત હાહાકાર કરી રહ્યા. છેવટે નક્કી કરવામાં

---

fight them till destroyed, but that this butchery of unarmed men was not the work for Sipahis but for "Hullal Khores". Sumroo enraged, struck down those that objected, and compelled his men to proceed in their dbolicia work untilla the whole were slain.—Broome's Bengal Army, Vol. I. 339.

૧ Neither age nor sex was spared, and Sumroo consummated his diabolical villany by the murder of Mr. Ellis's infant child.—Ibid.

આવ્યું, કે "તે દિવસે કોઈએ બપોરનું ખાણું ન લેવું, સંધ્યાકાળ વખતે દેવળમાં એકઠા થવું; કિલ્લાપર, નૌકાપર, ગંગાનદીને કિનારે–બધે સ્થળે શોકસૂચક તોપોના અવાજ કરવા; ચૌદ દિવસ સુધી દરેક અંગ્રેજે શોકચિહ્ન ધારણ કરવાં, અને જે કોઇ વ્યક્તિ મીરકાસિમને અંગ્રેજોના હાથમાં સોંપે તેને એક લાખ રૂપીઆનું ઇનામ આપવું."[1]

---

[1] It is therefore agreed and ordered that a general deep mourning shall be observed in the settlement for the space of fourteen days to commence next Wednesday, the 2nd of November.

That the morning of the day shall be set apart and observed as a public fast and humiliation, and that intimation be accordingly given to the chaplains to be prepared with a sermon and forms of prayer suitable to the occasion.

× × × × ×

After paying this necessary duty to the memory of our countrymen, we are further agreed and determined to use all the means in our power for taking an ample revenge on the persons who may have been concerned in the horrid execution, and with a view of detering in future all ranks and degrees of people from ordering or executing such acts of barbarity,

જેઓ મીર કાસિમના કઠોર હુકમથી આ પ્રમાણે અકાળ મોતે પ્રાણ વિસર્જન કરી, અંગ્રેજી સત્તા વધારવામાં સાધનભૂત થયા હતા, તેઓનાં શબો પર પાછળથી એક યાદગીરી ચણાઇ છે, એ યાદગીરી હજુ પણ યત્નપૂર્વક સાચવી રાખવામાં આવે છે! એ સ્મૃતિચિહ્નપર જે અક્ષરો કોતરવામાં આવ્યા છે, તે વાંચતાં અત્યારે પણ હૃદય શોકથી ભરાઇ આવે છે; હજુ પણ મીર કાસિમનો અમાનુષિક જુલમ પ્રત્યક્ષ થાય છે; અને મનમાં વિચાર આવે છે. કે હાય, આવા જુલમો આ દુનિયા પરથી ક્યારે હંમેશને માટે વિદાય થશે?

મીરકાસિમ જ્યાંસુધી પોતાનો ધર્મ બજાવવા માટે, અંગ્રેજ વેપારીઓના પંજામાંથી દેશનો બચાવ કરવા માટે પ્રયત્નો કરતો હતો, ત્યાં સુધી અંગ્રેજ ગવર્નર અને વૉરન હેસ્ટિંગ્સ પણ તેના પક્ષનું સમર્થન કરવા માટે પુષ્કળ પ્રયત્ન કરતા હતા; ત્યાં સુધી મીર કાસિમને માટે ન્યાયસર લાભ મેળવવાની બારી પણ હતી, હિંદની

---

Resolved, therfore, that a Manifesto of the action be published throughout all the country with a proclamation promising an immediate reward of a lack of rupees to any persons or person who shall seize and deliver up to us Cossim Aly Khan and that he or they shall further receive such other marks of favour and encouragement as may be in our power to show in return for this act of public justice.—Long's Selection, Vol. I. P. 335–336.

બૂરી સ્થિતિના સમાચાર મળતાં કોર્ટ ઓફ ડિરેક્ટરે પણ મીર કાસિમનો જ પક્ષ લીધો હતો. તેમણે એલિસ, એમિયટ વગેરે કજી-આખોર અંગ્રેજ અમલદારોને બરતરફ કરી મીર કાસિમ સાથે ફરીથી મિત્રતા બાંધવાનો હુકમ પણ મોકલ્યો હતો.[૧]

એમિયટનાં ખુનથી એકાએક લડાઇ ન ફાટી નીકળી હોત, પટણાની કતલથી મીર કાસિમનો નિર્દય સ્વભાવ ન પ્રકટયો હોત, તો વાન્સિટાર્ટ જેવા શુભેચ્છક અંગ્રેજ ગવર્નરની કૃપાથી મીર કાસિમની બધી આશા પૂર્ણ થાત. પરંતુ ડિરેકટરોનો ઉપલો હુકમ હિંદમાં આવે તે પહેલાં મીર કાસિમનાં જીવન નાટક પર છેલ્લો પડદો પડી ગયો હતો.



૧ Court's letter dated 8 February 1764, as published in Dong's Selections, Vol. I. 370–372.

## પ્રકરણ ૨૨ મું

### દેશ ત્યાગ



Conquests are not our aim, and if we can secure and preserve our present possessions in Bengal, we shall rest well-satisfied.—Courts' letter.

વિલાયતના કોર્ટ ઓવ ડિરેક્ટરો હિંદમાં રાજ્ય વધારવા માટે વલખાં મારતા નહોતા. રાજ્યના લોભથી લક્ષ્યભ્રષ્ટ થતાં, વેપારનો નાશ થાય; બહુજ દુઃખ વેઠી મેળવેલું દ્રવ્ય કેવળ સૈનિકોની સેવામાં જ વપરાય; કદાચ લડાઇમાં હારી જતાં અંગ્રેજોનો હિંદમાંનો વેપાર હંમેશને માટે નાશ પામે! આવી આવી શંકાઓથી વિલાયતમાંના ડિરેક્ટરો પ્રથમથીજ હિંદમાં રાજ્ય વધારવાની વિરુદ્ધ હતા.

મીર કાસિમના સંબંધમાં પણ તેઓએ લખી મોકલ્યું હતું, કે 'રાજ્ય વધારવું એ આપણો મુખ્ય ઉદ્દેશ નથી; બંગાળામાં વેપાર વધારવા માટે આપણે જે હકો મેળવ્યા છે, તે હકોનું રક્ષણ થાય એટલે બસ.' પરંતુ આ દેશના અંગ્રેજો મીર કાસિમને યોગ્ય શિક્ષા આપવા માટે અને તો તેને કેદ કરવા માટે એટલા તો ઉશ્કેરાઇ ગયા હતા, કે એ વાત પર ધ્યાન ન આપતાં અંગ્રેજી લશ્કરે મીર જાફરનો મુર્શિદાબાદમાં ફરી રાજ્યાભિષેક કર્યો છતાં તેથી તેઓ સંતોષ પામી શકયા નહિ. તેમણે તો મોંગીરથી પટણા, અને પટણાથી કર્મનાશા નદી સુધી મીર કાસિમનો પીછો પકડવાની તૈયારીઓ કરી.

ઈ. સ. ૧૭૬૩ ના અકટોબરની ૫ મી તારીખે પટણાની ખુનરેજી થઇ! અંગ્રેજસેના મોંગીરમાં છાવણી નાખી પડી હતી, ત્યાંથી તે ૧૫ મી અકટોબરે રવાના થઈ, અને ૨૮ મી અકટોબરે પટણાના પાદરમાં આવી પહોંચી. નગરનો તરત જ કબજો કરી શકાય તેમ નહોતું. કારણકે મીર કાસિમની આજ્ઞાથી સુશિક્ષિત સેના નગરનું રક્ષણ કરવા તૈયાર હતી. મેજર એડમ્સે નગરને ઘેરો ઘાલી તોપોના માંચડા બાંધવાની તૈયારી કરી. આ કાર્ય પાર ન પડે, એ માટે નવાબની સેના વારંવાર કિલ્લામાંથી બહાર આવી અંગ્રેજ સેનાપર હુમલા કરવા લાગી. તેઓના કુશળતા ભર્યા હુમલાથી અંગ્રેજસેના મુંઝાવા લાગી. છેવટે અંગ્રેજ સેનાપતિએ બધા જવાબદાર અમલદારોની લશ્કરી કાઉન્સિલ મેળવી, હવે શું કરવું એ પ્રશ્ન પર ચર્ચા કરી. બધાએ એકમતે જણાવ્યું, કે "આગળ પાછળનો વિચાર કરતાં એમ જણાય છે, કે હાલમાં તો બધું સહન કરી લેવું, સાહસ ન કરવું." આગળ પાછળનો વિચાર કરવાની ખાસ જરૂર પડી હતી,

કારણ કે જ્યારે અંગ્રેજસેના પટણા આવી પહોચી, તે પહેલાં મીર કાસિમ કેટલાક કેળવાએલા ઘોડેસ્વારો સાથે પટણા છોડી ચાલ્યો ગયો હતો. કિલ્લામાંનું લશ્કર પણ થોડું નહોતું. જેઓ મીર કાસિમ સાથે કિલ્લો છોડી ગયા હતા, તેઓ પીઠ પાછળથી હલ્લો કરે એવો સંભવ હતો. આ રીતે બંને લશ્કરોની વચ્ચે આવી પડેલું અંગ્રેજ લશ્કર કિલ્લાપર હલ્લો કરવાનું સાહસ શી રીતે કરી શકે? પરંતુ થોડા જ રોજમાં એ શક જતો રહ્યો. જે ઘોડેસ્વારો મીર કાસિમ સાથે કિલ્લો છોડી ગયા હતા, તેઓ અંગ્રેજો પર હલ્લો કરવા આવતા હોવા છતાં હલ્લો કર્યો [illegible] વખતા! ફક્ત કિલ્લામાંની સેના બહુજ બહાદુરીથી પોતાનો બચાવ કરતી હતી. આમ થવાથી અંગ્રેજી લશ્કરને બે બાજુએથી હલ્લો થવાની બહુ શંકા રહી નહિ. શત્રુઓની આ દુર્બળતા જોઇ, અંગ્રેજ સેનાપતિ કિલ્લાપર હલ્લો કરવાની તૈયારી કરવા લાગ્યો.

પટણાનો કિલ્લો શહેરની ઇશાન તરફ ગંગા નદીને કિનારે આવેલો હતો. કિલ્લાની દિવાલ ૩૨ ફૂટ ઉંચી હતી; મીર કાસિમે તેની પડખે માટીની દિવાલ બંધાવી તેને વધુ મજબુત બનાવી હતી. દિવાલની બહાર ૧૦ ફુટ પહોળી ખાઇ હતી. કિલ્લાની રચના તો સુંદર નહોતી, પણ આ વખતે તેમાંના લશ્કરની બચાવ કરવાની યુક્તિ સુંદર હતી. તેઓએ કિલ્લાનો મુખ્ય દરવાજો બંધ કરી તે દરવાજા પાસે એક નવી દિવાલ બાંધી હતી. એ દિવાલથી દરવાજાનો અંદરનો રસ્તો એવી રીતે ઘેરી લીધો હતો કે, દરવાજો ઉઘડે તોપણ તે વાટે ઘણા સૈનિકો કિલ્લામાં પેસી શકે નહિ. દિવાલપર ઠેકઠેકાણે તોપો ગોઠવી કિલ્લામાંનું લશ્કર સાવચેતીથી કિલ્લાનો બચાવ કરતું હતું.

નવેમ્બર માસની શરૂઆતમાં અંગ્રેજસેનાની તોપોના મારાથી કિલ્લાની દિવાલ એકાદ બે જગાએથી તૂટી. સેનાપતિએ એ જગાએથી કિલ્લામાં પેસવા માટે તા. ૬ ઠ્ઠી નવેમ્બરે કિલ્લાપર હલ્લો કર્યો. નવાબની સેનાએ કિલ્લો બચાવવા માટે બહુ પ્રયત્નો કર્યા છતાં તેનાથી અંગ્રેજસેનાની ગતિ અટકાવી શકાઇ નહિ. પ્રબળ પરાક્રમ બતાવી કિલ્લામાં પ્રવેશ કરતી વેળા રણોન્મત્ત અંગ્રેજ અમલદારો એક પછી એક જીવન વિસર્જન કરવા લાગ્યા; છતાં હરોલ તૂટી નહિ. છેવટે આ બધી મહેનત સફળ થઈ; શહેર અને કિલ્લો અંગ્રેજોના કબજામાં આવ્યો; પટણામાંથી મુસલમાની સત્તા કાયમને માટે ગઇ. મીર કાસિમે જ્યારે કિલ્લો ઘેરાયાની વાત સાંભળી, ત્યારે પોતાના ભત્રીજા મીર અબુ અલીખાં અને બક્ષી રોશન અલીખાંને ઘોડેસ્વાર સૈન્ય સાથે પટણા તરફ જવાનો હુકમ કર્યો હતો. પરંતુ તેઓ પટણા પાસે આવ્યા એટલે જોયું, કે પટણાના કિલ્લાપર અંગ્રેજોની જય પતાકા ઉડી રહી છે.

આ રીતે જ્યારે અંગ્રેજ સેનાએ મીર કાસિમના બધા પ્રયત્નો નિષ્ફળ કરી કટવા, મુર્શિદાબાદ, ઘેરિયા, ઉધૂયાનાલા, મોંગીર અને પટણા જીતી લીધાં, ત્યારે મીર કાસિમને ઉભા રહેવાનું સ્થાન પણ રહ્યું નહિ. હજી પણ તેની પાસે વીશ હજાર સુશિક્ષિત સૈનિકો હતા, સમરૂની પલ્ટન અને મુસલમાન ઘોડેસ્વારો તેની આજ્ઞા પાળવા તત્પર હતા. પરંતુ હવે સેનાપતિ કે સૈનિકોમાં પ્રથમ જેવો ઉત્સાહ રહ્યો નહોતો, તેઓ વારંવાર હારવાથી હતાશ થઇ ગયા હતા! તેઓનું જોર જતું રહ્યું હતું;–તેઓનું રણપાંડિત્ય અદશ્ય થઈ ગયું હતું; તેઓની આશા ગુમ થઈ ગઇ હતી, સૈનિકોની આવી દશા

જોઇ મીર કાસિમને દેશ છોડવાની જરૂર પડી. તેણે સ્ત્રીઓને બચાવવા માટે રોહતાસના કિલ્લામાં રાખી હતી; પણ પટણા અંગ્રેજોના હાથમાં આવ્યાથી તેઓને ત્યાંથી ખસેડવામાં આવી. છેવટે પોતે સૈન્ય સાથે દેશ છોડી ગયો!

મીર કાસિમની વિચિત્ર વાતની ચર્ચા કરતાં કેટલાક અંગ્રેજ ઇતિહાસલેખકો કહે છે, કે "વારંવાર હારવાથી મીર કાસિમ પોતે પણ હતાશ થઇ ગયો હતો!"[૧] આ સિદ્ધાંત ખરો જણાતો નથી. મીર કાસિમે કદી ધાર્યું નથી, કે હું બાહુબળવડે અંગ્રેજોથી હાર્યો છું. દરેક લડાઇ પહેલાં તેણે પોતાના બચાવની બધી તૈયારીઓ કરી સૈન્ય ગોઠવ્યું હતું; પોતાનું લશ્કર બાહુબળમાં કોઇ પણ કેળવાએલ લશ્કર કરતાં ન ઉતરે એવી તૈયારીઓ કરવામાં તેણે કશી બાકી રાખી નહોતી. ઘેરિયા, ઉધ્યુાનાલા, મોંગીર અને પટણા દરેક સ્થળે નવાબ સેનાનો મોરચો અસાધારણ વ્યૂહરચનાથી મજબુત બનાવવામાં આવ્યો હતો; એક પલ્ટનની મદદ માટે તેની પાછળ થોડે દૂર બીજી પલ્ટન તૈયાર રાખવામાં આવતી. પરંતુ તેની આ બધી ગોઠવણો અંગ્રેજ સેનાની ગતિ ન અટકાવી શકી એ શું અંગ્રેજોનાં બાહુબળની કીર્તિ છે? મીર કાસિમ એ કદી સ્વીકારતો નહિ. તેણે અંગ્રેજોને જે છેલ્લો પત્ર લખ્યો છે, તેમાં પણ એજ વાત લખી જણાવી છે. સાચું હો કે ખોટું હો, પણ આ સમયે પણ મીર કા-

૧ Meer Kassim Khan, overcome by this continued series of disasters, gave hsmself up to the conviction that fortune had turned against him —Broome's Bengal Army, P. 401.

સિમ એમ સમજ્યો હતો, કે સિરાજદ્દૌલાના સમયમાં જે બન્યું હતું, તે અત્યારે પણ બને છે! એજ અંગ્રેજો, એજ મીરજાફર, એજ જગતશેઠ, રાજવલ્લભ, કૃષ્ણચંદ્ર છે, એજ કાવતરાં રચાયાં છે! મીર કાસિમ આવા સંશયને હિલોળે ચઢી ગાંડો બની ગયો હતો, અને હિતાહિતનો વિચાર કર્યાં સિવાય કતલ કરવાનો હુકમ આપ્યે જતો હતો! એ કાવતરૂં ભેદી કેવળ બાહુબળવડે અંગ્રેજો સાથે મુકાબલો કરવાનો અવસર મેળવવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે અને બીજે ઠેકાણેથી ત્રીજે ઠેકાણે લશ્કર એકત્ર કરતો જતો હતો. જ્યારે બધાં સ્થાનો અગ્રેજોના કબજામાં આવ્યાં, ત્યારે અયોધ્યાનાં રાજ્યમાં આશ્રય લઇ ત્યાંથી ફરીથી રાજ્ય મેળવવાની આશાથી મીર કાસિમે દેશ ત્યાગ કર્યો. સિરાજદ્દૌલા જેમ પટણા તરફ જતાં રસ્તામાં પકડાઇ જતાં નાસેડુ તરીકે નકામો નિંદાયો છે; તેજ સ્થિતિ મીર કાસિમની થઇ છે. તે નાસવા માટે–જીવ બચાવવા માટે દેશ છોડી ગયો નહોતો; પણ દેશનો ઉદ્ધાર કરવા માટે જ દેશ તજી ગયો હતો. દેશમાં ઉભા રહેવાનું સ્થાન હોત, તો તે કદી દેશત્યાગ ન કરત!

મીર કાસિમ જો જીવ બચાવવા માટે નાસી ગયો હોત, તો અંગ્રેજ સેનાપતિ તેની પાછળ પડવા માટે ઉતાવળો ન થાત. તે વખતે નકામી લડાઇ ચલાવવી, એ અંગ્રેજોને પાલવે તેમ ન હોતું. રાજ્યમાં અંધાધુંધી ફેલાઇ રહી હતી, ખજાનો ખાલી હતો, મરાઠાઓ હલ્લો કરવા તૈયાર થયા હતા; વૃદ્ધ મીર જાફર નામનો નવાબ હતો! આવી સ્થિતિમાં અંગ્રેજોને માટે નકામી લડાઇઓ લડવી એ અશક્ય હતું. મીર કાસિમે સ્ત્રીવર્ગને રોહતાસના કિલ્લામાં મોકલ્યો હતો,

તેથી અંગ્રેજ સેનાપતિએ એમ ધાર્યું હતું, કે હવે રોહતાસનો કિલ્લો મીર કાસિમની નવી રાજધાની બનશે; માટે જેમ બને તેમ જલદી મીર કાસિમની પાછળ પડવાનું કાર્ય જરૂરનું થઇ પડયું હતુ.

મીર કાસિમની પલ્ટનોમાંના અનેક સૈનિકો અંગ્રેજોની પલ્ટનમાં જોડાયા હોવાથી, મેજર એડમ્સને મીરકાસિમની હિલચાલ પર દેખરેખ રાખવાની સગવડ મળી હતી. પરંતુ મીર કાસિમે એકાએક રોહતાસનો કિલ્લો તજવાથી અંગ્રેજ સેના તેને અટકાવી શકી નહિ. મીર કાસિમને અટકાવવા માટે અંગ્રેજ સેનાપતિ તત્પર થઇ રહ્યો હતો, તે માટે પ્રયત્નો કરવામાં પણ કશી કચાશ રાખી નહોતી; છતાં મીર કાસિમને પકડવા જેટલું સામર્થ્ય ન હોવાથી મીર કાસિમની ગતિ તે અટકાવી શક્યો નહિ!

ઇ. સ. ૧૭૬૩ ના નવેમ્બરની ૬ ઠી તારીખે પટણાનો કિલ્લો અંગ્રેજોના હાથમાં આવ્યો. તુટેલી દિવાલો સમરાવતાં, કિલ્લાના બચાવ પુરતી સેનાની ગોઠવણ કરતાં અને સૈનિકોના સરસામાન માટે યોગ્ય ગોઠવણ કરતાં વિલંબ થવાથી મીર કાસિમની પાછળ પડવાનું કામ ઢીલમાં પડયું. ૧૩ મી નવેમ્બરે અંગ્રેજ સેનાને બાંકીપુરથી છાવણી ઉઠાવી, રોહતાસના કિલ્લા તરફ જેમ બને તેમ જલદી કુચ કરવાનો હુકમ મળ્યો. ૧૯ મી તારીખે દાઉદનગરની પાસે આવતાં અંગ્રેજ સેનાને સમાચાર મળ્યા, કે મીર કાસિમે રોહતાસના કિલ્લામાંથી ધનરત્ન અને સ્ત્રીઓને બીજે સ્થળે મોકલી પોતે પણ રવાના થઇ ગયો છે. કપ્તાન સ્મિથ તરતજ મીર કાસિમને પકડી પાડવા માટે કર્મનાશા તરફ દોડયો; પરંતુ સાસિગામ સુધી ગયા બાદ કપ્તાન સાહેબને હતાશ થઇ એ સંકલ્પ તજી દેવાની ફરજ પડી.

વારંવાર છેતરવાથી મીર કાસિમ સમજી ગયો હતો, કે મેં જેઓનાપર આધાર રાખી મુસલમાની સત્તાની પુનઃસ્થાપના કરવાનો પ્રયત્ન કર્યો હતો, તેઓમાંના કોઈ મુસલમાની સત્તાની પુનઃસ્થાપના કરવાને તલસતા નથી. તેઓમાંના કોઇ કોઇએ તો ખુલ્લી રીતે વિશ્વાસઘાત કર્યો છે, કોઇ કોઇ છૂપી રીતે અંગ્રેજોનું ભલું કરી, પોતાનો સ્વાર્થ સાધવા તત્થર બન્યા છે. જેઓ તનતોડ પ્રયત્ન કરી મુસલમાની સત્તા બચાવવા માટે વીરની માફક છેવટ સુધી લડયા હતા, તેઓમાંના કોઈ કોઈ મરી ગયા છે, છે, કોઇ જીવતા છતાં મુવા જેવા છે. આવી સ્થિતિમાં બિહારમાં બેઠો રહીશ તો સિરાજદૌલા જેવી જ મારી સ્થિતિ થશે. ત્યારે શું મુસલમાની સત્તાની પુનઃસ્થાપના કરવાની કશી આશા નથી ?" મીર કાસિમ બધી આશા એકદમ તજી શકયો નહિ. હજુસુધી દિલ્હીનું નામ વિલુપ્ત થયું નહોતું; હજુ સુધી અયોધ્યાનો વજીર મુસલમાની સત્તાની છેલ્લી આશા સફળ કરી અયોધ્યાના ફળદ્રુપ મુલકપર સ્વતંત્ર પણે રાજ્ય કરતો હતો.

વજીરનો આશરો લઈ વજીર મારફત બાદશાહની મદદ લઈ, મુસલમાની સત્તા ફરીથી જમાવવાની આશાથી મીર કાસિમે મૂલ્યવાન નજરાણાં સાથે વજીર પાસે એક દૂત મોકલ્યો. અયોધ્યાનો વજીર સુજાઉદ્દૌલા વીરપુરુષ તરીકે પંકાતો હતો. તે શું વીરતાની કદર નહિ બુઝે ? સુજાઉદ્દૌલા વીર પુરુષ છતાં પોતે દિલ્હીની મુસલમાની સત્તા તોડી પાડી અયોધ્યામાં પોતાની સત્તા દૃઢ કરવાના પ્રયત્નો કરતો હતો. એથી મુસલમાનોની શક્તિ શિથિલ થતી જતી હતી, એ વાત મીર કાસિમે ઊંડી રીતે વિચારી જોઈ નહિ. અંગ્રેજોની છાવણીમાં અતિથિ તરીકે રહી, જે બાદશાહ અંગ્રેજ વેપારીઓને

બંગાળા બિહાર ને ઓરિસ્સાની, દિવાની સનદ આપવા તૈયાર થયો હતો. તે બાદશાહ તક મળતાં મીર કાસિમને છોડી પોતાનો સ્વાર્થ નહિ સાધે, એ વાત મીર કાસિમના મગજમાં આવી નહિ હોય, એમ જણાય છે. ઉપરાઉપર હાર પામી, નદીના પ્રવાહમાં તણાતા અસહાય મનુષ્યની પેઠે મીર કાસિમ સાધારણ તણખલાંને મહાન મદદ રૂપ માનવા લાગ્યો. સુજાઉદ્દૌલાના વ્યવહારથી પણ મીર કાસિમની આશા પ્રબળ થઇ હતી.



## પ્રકરણ ૨૩ મું

### મિત્ર મળ્યો

Meer Kassim Khan received message from Shoojaoo Dowla, with an invitation to enter his territory, a promise of protection and support and a copy of the Koran, in the flyleaves of which this promise and his safe passport written with Shooja-oo-Dowla's own hand—Broome's Bengal **Army.**

કર્મનાશા નદીને કિનારે આવતાં **મીરં** કાસિમને અયોધ્યાના વજીરનો પ્રત્યુત્તર મળ્યો. તેણે એક કુરાનમાં પુંઠાપર સ્વહસ્તે **મીર** કાસિમને ધર્મબંધુ તરીકે સ્વીકારી, આશ્રય આપવાની કબૂલાત લખી

મોકલી હતી. મીર કાસિમે આથી અતિ આનંદ પામી પરિવાર સહિત અયોધ્યાના રાજ્યની હદમાં આશ્રય લેવાની આશાથી નદીપાર જવાની તૈયારી કરવા લાગ્યો. દરબારીઓએ તેને આમ ન કરવા માટે ઘણું સમજાવ્યુ, છતાં તેણે કોઇનું માન્યું નહિ. મુસલમાન કુરાનનો સ્પર્શ કરી જૂઠી પ્રતિજ્ઞા લઈ કોઇને પણ છેતરી શકે, એ વાત અસંભવિત માની, બાળક સિરાજદ્દૌલા અકાળે વિનષ્ટ થયો હતો! મીર કાસિમ પણ વજીર સાહેબ પાસેથી કુરાન આવેલું જોઇ છેતરાયો. જરાપણ આનાકાની ન કરતાં, દરબારીઓની સલાહ ન માનતાં પરિવાર સાથે અયોધ્યાના પ્રદેશમાં આશરો લેવાની આશાથી વારાણસીના રાજ્યમાં આવી પહોંચ્યો. વારાણસીનો રાજા બળવંત સિંહ અયોધ્યાના વજીરનો મુખ્ય સામંત ગણાતો હતો. તેણે મીર કાસિમને યોગ્ય આદરમાન આપવામાં કશી કચાશ ન રાખી!

તે જમાનામાં સ્વાર્થનું સામ્રાજ્ય સ્થપાયું હતું. મીર કાસિમ પુષ્કળ દોલત લઇ કુટુંબ સહિત નાસી છૂટયો હતો. જો તેની સાથે દેહરક્ષક સેના ન હોત, તો તેના પોતાના નોકરો જ એ દોલત લુટી લેત. મીર કાસિમની દોલત હોઇયાં કરી જવાનો અવસર મેળવવા માટે તેના દરબારીઓ તેને જુદી જુદી સલાહ આપતા હતા. પરંતુ મીર કાસિમ જાણતો હતો, કે એ સલાહ સ્વાર્થ સાધવા માટે આપવામાં આવે છે, માટે એ તેમની સલાહ માનતો નહિ. તેણે ધાર્યું હતું, કે સુજાઉદ્દૌલા કદી પણ મારી સાથે છેતરપિંડી કરશે નહિ. આવી ધારણાથી તે સુજાઉદ્દૌલાની મિત્રતાથી બહુ ખુશ થયો, અને પોતાના એ દિલોજાન મિત્રને ભેટવા તત્પર થઇ રહ્યા.

મેજર એડમ્સને આ સમાચાર મળતાં અકળામણનો પાર રહ્યા

નહિ, તેનાથી એકદમ અયોધ્યાના રાજ્યપર હલ્લો કરી શકાય તેમ ન હોતું. તેણે દુર્ગતી નદીને કિનારે છાવણી નાખી સુજાઉદ્દૌલાને લખી જણાવ્યું, કે "મીરજાફર ખરો નવાબ છે; મીર કાસિમ રાજદ્રોહી છે, અંગ્રેજોની કતલ માટે ગુનહગાર છે. માટે તેને આશ્રય આપીને અમારી સાથે નકામી લડાઈમાં ઉતરવું પડશે" પરંતુ સુજાઉદ્દૌલાએ એ વાતપર ધ્યાન ન આપ્યું.

ત્યાર બાદ મેજર એડમ્સ વધુ વખત જીવ્યો નહિ. કામના અસહ્ય બોજાને લીધે તેનું શરીર લથડ્યું. તે આરામ લેવા માટે પટણા અને મોંગીર તપાસી કલકત્તા પહોંચ્યો. ત્યાં પહોંચ્યા બાદ થોડા રોજમાં તે મરણ પામ્યો. અંગ્રેજોમાં હાહાકાર ફેલાયો. જે માણસે અંગ્રેજોનો વાવટો કલકત્તાથી પટણા સુધી ઉડાડ્યો હતો, તે માણસનાં અકાળ મોતથી અંગ્રેજો બહુ દિલગીર થયા.

મીર કાસિમ પોતાનાં સૈન્ય સાથે અલાહાબાદમાં છાવણી નાખી પડ્યો હતો. બાદશાહ તે વખતે વજીરનો આશ્રય લઈ લખનોરમાં રહેતા હતા. સુજાઉદ્દૌલા અત્યારે બાદશાહનો ખરો માલિક થઈ પડ્યો હતો. દિલ્હીનો બાદશાહ પોતે તેની કૃપા માગવા આવ્યો હોવાથી વજીરની પદવી સર્વત્ર બહુમાનાસ્પદ થઈ રહી હતી. રોહિલાઓએ બાદશાહને મદદ આપવાનું કબુલ્યું હતું; સુજાઉદ્દૌલા પણ બાદશાહને આશરો આપી રહ્યો હતો. કેવળ બુંદેલખંડનો રાજા કોઈની આધીનતા સ્વીકારતો નહોતો. તે વશ ન થાય, ત્યાં સુધી બાદશાહને ગાદી મળવાની આશા નહોતી. સુજાઉદ્દૌલાના મુખ્ય મંત્રી વેણી બહાદુરને બુંદેલખંડના રાજાને તાબે કરવાનો હુકમ મળ્યો હતો.

બરાબર એજ સમયે મીર કાસિમ સૈન્ય સાથે અલાહાબાદ આવી પોતાના જાતી મિત્રને ભેટવા તૈયાર થઈ રહ્યો હતો.

સુજાઉદ્દૌલા અલાહાબાદ આવ્યો. તેણે મીર કાસિમને મળવાનો અભિપ્રાય જણાવ્યો. મીર કાસિમની છાવણીમાં વજીર સાહેબનો સ્વીકાર કરવાની તૈયારીઓ થઇ રહી. સુંદર કારીગીરી વાળા મૂલ્યવાન તંબુમાં સુજાઉદ્દૌલાના સત્કાર માટે સિંહાસન મુકવામાં આવ્યું: સિંહાસન પાસે મીર કાસિમના દરબારીઓ યોગ્ય પોશાક પહેરી વજીર સાહેબના શુભાગમનની વાટ જોવા લાગ્યા. તંબુના દરવાજાથી બહુ દુર સુધી મીર કાસિમના સુશિક્ષિત સૈનિકો બે હારમાં ગોઠવાઇ વીરોચિત પોશાકની છટાથી રસ્તો શોભાવતા હતા. તે બે હાર વચ્ચેથી. સૈનિકોના જયધ્વનિ શ્રવણ કરતો કરતો, દસ હજાર ઘોડેસ્વારોના ઘોડાની ખરીઓથી ધૂળ ઉડાડી દિગ્મંડલ છાવરી દેતો દેતો, મહાવીર સુજાઉદ્દૌલા મીર કાસિમના તંબુમાં આવી પહોંચ્યો. તેને સિંહાસપર બેસાડી, મીર કાસિમ મૂલ્યવાન નજરાણું લઈ તેની સામે આવ્યો. બંને પક્ષ વચ્ચે શિષ્ટાચારની મણા ન રહી. બંગાળા, બિહાર અને ઓરિસ્સાના છેલ્લા સ્વતંત્ર નવાબના દબદબાથી સુજાઉદ્દૌલા વિસ્મય પામ્યો. તેણે બધા દરબારીઓ સમક્ષ મીર કાસિમને ભેટી તેને પોતાના ધર્મભાઇ તરીકે કબૂલ્યો. મીર કાસિમની આશા પ્રબળ થઇ. થોડી વાતચીત થયા બાદ બંને નવાબ એક શણગારેલા હાથીપર બેસી બાદશાહના તંબુમાં આવી પહોંચ્યા. તેઓએ યોગ્ય આદરમાન પુર્વક બાદશાહને નજરાણું કર્યું. તે જમાનામાં જે ત્રણ મુસલમાન વીરો આર્યાવર્તમાં મુસલમાની સત્તા દૃઢ કરી શકે તેવા હતા, તેઓને એકત્ર થએલા જોઇ અંગ્રેજો બહુ ગભરાવા લાગ્યા.

એ સમયે અંગ્રેજો પર વિપત્તિનાં વાદળાં ઘેરાવા લાગ્યાં હતાં. મેજર એડમ્સનાં મરણ બાદ અંગ્રેજ લશ્કરે બંડ ઉઠાવ્યું હતું. બિહારની જીત પૂરી થતાં જ મીરજાફરે અંગ્રેજ સૈનિકોને ઇનામ આપવાનું વચન આપ્યું હતું. પરંતુ બિહાર જીતાયું; મીર કાસિમ અયોધ્યાના રાજ્યમાં નાસી ગયો; બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં મીરજાફરનું હરીફ બીજું કોઇ ન રહ્યું; મીરજાફર એ ત્રણે પ્રાંતનો નવાબ છે, એવી મતલબનું જાહેરનામું પ્રસિદ્ધ થયું;—છતાં અંગ્રેજ સૈનિકોને કબુલેલું ઇનામ તો ન મળ્યું. આથી પ્રથમ ગોરાં લોકોએ અને પછી કાળા સિપાઓએ બંડ ઉઠાવ્યું. આ સિપાઇઓનો પહેલો બળવો હતો. આ બળવો દબાવતાં મીરજાફર અને અંગ્રેજોને બહુ જ શ્રમ વેઠવો પડયો. જ્યારે કબુલેલું ઇનામ આપી બળવો શાંત કરવામાં આવ્યો, ત્યારે પણ અંગ્રેજ સેના તરફ તેના અમલદારો પૂરો વિશ્વાસ દર્શાવી શકતા નહિ. બળવો ઉઠાવનારી સેનાને છૂટી પાડી નાખવામાં આવી. તેઓની નાની નાની ટુકડીઓ કરી તેને જુદે જુદે સ્થાને મોકલી દેવામાં આવી. આ રીતે બળવો ઉઠાવનારા સૈનિકો એકઠા ન થઇ શકે, એવી પેરવી થઇ. પરંતુ એ વિશ્વાસઘાતી સૈનિકોને પોતાના પક્ષમાં ખેંચવા માટે મીર કાસિમના જાસુસો છુપા વેશમાં અંગ્રેજ લશ્કરમાં ફરવા લાગ્યા, તેથી અંગ્રેજ સેનાપતિનો ભય બહુ વધી ગયો. આવી સ્થિતિમાં મીરજાફર સિવાય બીજા કોઇ અંગ્રેજોના ખરા હિતેચ્છુ નહોતા. જે વિદ્યાથી મીરજાફર ઇતિહાસમાં પ્રખ્યાત થઇ ગયો છે, તે વિદ્યા અત્યારે અંગ્રેજોના બચાવનું મુખ્ય સાધન મનાયું.

મીરજાફર સ્વદેશદ્રોહી તરીકે પ્રસિદ્ધ થઈ ગયો છે. અને એ કલંકને લીધે તેનું લડાયક ખમીર તથા કુનેહબાજી ઢંકાઈ ગયાં છે. કુનેહબાજીમાં મીરજાફર બહુ કુશળ હતો; તેનો સલાહકાર મહારાજ નંદકુમાર કુનેહબાજીનો પ્રબળ પ્રવાહ હતો, એમ ઇતિહાસ એક વાક્યે કહે છે. કાવતરાં ચાલવા લાગ્યાં. તે વખતે જે કાવતરાં રચાયાં તે તે સમયને લાયક હતાં, એમ કહેવામાં કશું ખોટું નથી. મીરજાફરે છૂપી રીતે સુજાઉદ્દૌલા આગળ દૂત મોકલ્યો; મીર સમસુદ્દીન નામના છૂપા જાસુસની મારફત મીરજાફર અને સુજાઉદ્દૌલા વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો. આથી વેણી બહાદુર ઇર્ષાવશ થઇ બાદશાહના દરબારમાં નાના પ્રકારનાં તરકટો રચી બાદશાહને મીરજાફરના પક્ષમાં લઇ જવાના પ્રયત્નો કરવા લાગ્યો. આ પ્રયત્નો સફળ થયા. મીર કાસિમ નાસેડુ હતો; મીરજાફર નવાબ હતો; મીર કાસિમ એકલો હતો; મીરજાફર અંગ્રેજોનાં બાહુબળવડે બળવાન હતો. આથી મીર કાસિમને છોડી મીરજાફરને મદદ કરવાથી બાદશાહ દિલ્હીની ગાદી જલદી મેળવી શકશે, આવાં પ્રલોભનોથી લોભાઇ બાદશાહે સનદ અને ખિલ્લત સાથે રાજા સિતાબરાયને મીરજાફર પાસે મોકલ્યો. 'મીરજાફર બધી લડાઇઓમાં અંગ્રેજોની મદદથી જય પામ્યો છે, તેથી બાદશાહ બહુ ખુશ થયા છે,' એવી મતલબનું લખાણ સિતાબરાય સાથે મોકલવામાં આવેલા પત્રમાં લખ્યું હતું. આ તરફથી મીર કાસિમ સાથે પણ મિત્રતાના શિષ્ટાચાર પહેલાના જેવાજ ચાલવા લાગ્યા. આ રીતે મીર કાસિમ મિત્રો મળ્યા છતાં છેતરાયો. તે પણ કુનેહબાજીને સુવર્ણ મુદ્રાથી જીતવા તૈયાર થયો; તે છૂટે હાથે સોનું વેરવા લાગ્યો. આ રીતે તેણે બાદશાહના દરબારના

ઘણા ખરા દરબારીઓને વશ કરી લીધા. મીરજાફરના સોના ફડાકા, અને મીર કાસિમના સુવર્ણના સિક્કા–કોનું વજન વધે ? ઉમરાવો મીરજાફરની વાતોથી લોભાયા હતા છતાં પૈસાનો લોભ તજી શક્યા નહિ.[1]

બાદશાહના દરબારમાં મીરકાસિમનો પક્ષ પ્રબળ થવા લાગ્યો. તેને માટે મીર કાસિમને જે પૈસો ખરચવો પડતો, તેથી તેનો ખજાનો ખાલી થતો જતો હતો, છતાં તેણે તે તરફ ધ્યાન ન આપ્યું. જે ઉમરાવ આશાથી પ્રફુલ્લ બની જે કંઇ માંગતો તે મીર કાસિમ આપ્યા સિવાય રહેતો નહિ. છેવટે નક્કી થયું, કે બુંદેલખંડ જીત્યા સિવાય બાદશાહ અથવા વજીર–એમાંનું કોઇ મીર કાસિમને મદદ કરી શકે તેમ નથી. કારણ કે તક મળતાં બુંદેલખંડનો રાજા અયોધ્યાપર ચડાઇ કર્યા સિવાય રહે તેમ નથી માટે પ્રથમ બુંદેલખંડનું નક્કી થયા વિના મીર કાસિમને મદદ આપી શકાય તેમ નથી.

આમ થવાથી બહુ વિલંબ થાય તેમ હતું. તરફટી વેણી બહા-

---

૧ Thus the Emperor and the Nawab Vazier were at the same time in communication with, and pledged to both the opposing parties and it appeared doubtful for sometime which side they would finally espouse,—a circumstance that coupled with the earnest entreaties of Meer Jaffier Khan, who was very sanguine in his expectations on this subject had so long retained the English inactive.—Broome's Bengal Army, P. 427.

દૂર થોડી મુદ્દતમાં બુંદેલખંડ જીતી શકે એવો સંભવ નહોતો. મીર કાસિમે જોયું કે હું પોતે બુંદેલખંડ પર હલ્લો ન કરૂં, ત્યાં સુધી કશું વળે તેમ નથી. આથી તે પોતે બુંદેલખંડ પર ચઢાઇ કરવાને તૈયાર થયો. બાદશાહે પણ તેને જ સેનાપતિ નીમ્યો. નવાબ થયા પહેલાં મીર કાસિમ હાથમાં તરવાર લઇ લડાઇના મેદાનપર ઝઝુમતો; નવાબ-પદ પરથી પદભ્રષ્ટ થયા બાદ વળી તે લડાઇમાં ઝઝુમવા તયાર થયો. મીર કાસિમ અંગ્રેજોના ઇતિહાસમાં બીરૂ તરીકે વગોવાઇ ગયો છે. પણ ખરી રીતે તે બીકણ નહોતો. તેણે થોડા વખતમાં બુંદેલખંડપર વિજય મેળવ્યો. વિજય મેળવી તે પાદશાહ પાસે આવી પહોંચ્યો.

હવે મીર કાસિમને તરછોડાય તેમ નહોતું. તેથી તેની સાથે સંધિ કરી સુજાઉદ્દોલ્લા બિહાર જીતવાની તૈયારી કરવા લાગ્યો. નવાબજીની સેના ગંગા ઉતરી બિહારમાં પેસે કે તરત મીર કાસિમે દર માસે અગીઆર લાખ રૂપિઆ પગાર તરીકે આપવા; પોતાનું રાજ્ય પાછું મળે, એટલે બાદશાહને ખંડણી આપવી અને વજીર સાહેબને પણ જરૂર પડે, ત્યારે લશ્કરી મદદ આપવી; આ મતલબની બંને પક્ષ વચ્ચે સંધિ થઇ. હવે બિહાર પર ચઢાઇ કરવાની તૈયારીઓ ધમધોકાર થવા લાગી. નવાબની સેના વારાણસી તરફ આગળ વધવા લાગી.



## પ્રકરણ ૨૪ મુ

### વિજયયાત્રા

The Moguls, who are the only good horse-men in the country can never be brought to sub-mit to the ill treatment they receive from gentle-men wholly unacquainted with their language and customs.—Majar Carnac.

મેજર કર્નાક મુખ્ય સેનાપતિ બની લશ્કરી છાવણીમાં આવી પહોંચ્યો. તેણે પ્રથમ અંગ્રેજી લશ્કરની સ્થિતિ સુધારવાનો નિશ્ચય કર્યો. તે સમયે ઘોડેસ્વાર મોગલ સેના અંગ્રેજી લશ્કરમાં આગેવાન ગણાતી. અંગ્રેજ અમલદારો પોતાના ઉદ્ધત સ્વભાવને લીધે ઘણી વેળા તેના તરફ વિના કારણે ખરાબ વર્તન ચલાવતા. તેઓ પણ

તેનો યોગ્ય જવાબ આપતાં અચકાતા નહી. આથી અંગ્રેજી લશ્કરની છાવણીમાં હંમેશાં કજીઆટંટા થયા કરતા. મેજર કર્નાકે આવી સ્થિતિ સુધારવા માટે મીર મેહેદીખાંને મોગલ ઘોડેસ્વારોનો ઉપરી બનાવવાનું નક્કી કર્યું.

મીર મહેદીખાં પટણાનો મુખ્ય સત્તાધીશ હતો. તે મીર કાસિમનો પગાર ખાતો હતો, છતાં ખરે વખતે મીર કાસિમને છોડી મીર જાફરના પક્ષમાં ભળ્યો હતો. આથી કલકત્તાની કાઉન્સિલે મેજર કર્નાકના વિચારને અનુમોદન ન આપ્યું. મેજર કર્નાકને પોતાનો વિચાર બદલવો પડયો. પણ આ બહાને તેણે અંગ્રેજ અમલદારોના ઉદ્ધત સ્વભાવ વિરુદ્ધ જે કંઇ લખ્યું છે, તે ઇતિહાસમાં ચિરસ્મરણીય થઇ રહ્યું છે.

મેજર કર્નાક બાકસર પાસે છાવણી નાખી હુમલાની રાહ જોતો બેઠો. તે દરમિઆન ખોરાકી એકત્ર કરવાના પ્રયત્નો થવા લાગ્યા; ખોરાકીનો તોટો એ મોટી મુશ્કેલી જણાવા લાગી. બલવંતસિંહ મીર કાસિમની સેના માટે ખોરાકી એકત્ર કરતો હોવાથી, અંગ્રેજ સેનાપતિને ખોરાકી માટે બહુ પ્રયત્નો કરવા પડયા. દુકાળ પડવાનો સંભવ હોવાથી ખોરાકી પણ અતિ મોંઘી થઇ ગઇ હતી. એક તરફથી મીર કાસિમના અનુચરો ખોરાકીના ભાવ વધુ આપી જેમ બને તેમ વધુ ખોરાકી સંઘરવા લાગ્યા; બીજી તરફથી મહારાજ નંદકુમાર વધુ નફો મેળવવાની આશાથી, અંગ્રેજ સેનાની ખોરાકીના ભાગ અતિ મોંઘા કરી બેઠા.[૧]

---

૧ There appears good reason to believe that

આવી અવસ્થામાં સામો હલ્લો કરી શકાય તેમ નહોતું. મીર કાસિમની સેના આગળ વધવા લાગી; અંગ્રેજ સેના છાવણીમાં બેઠી બેઠી દિવસો ગણવા લાગી. કલકત્તાની કાઉન્સિલને અયોધ્યાના વજીરપર વિશ્વાસ નહોતો. તે મીર કાસિમને આ રીતે મદદ કરશે એવી સંપૂર્ણ ખાત્રી ન હોવાથી, તેણે અંગ્રેજ સેનાપતિને લખી મોકલ્યું, કે " વજીર સાહેબ જો ખરેખર આપણી સાથે લડવા ઇચ્છતા હોય, તો તે બિહારમાં પગ મુકે તે પહેલાં તેના રાજ્યપર હલ્લો જઈ જવો ".

અંગ્રેજ સેનાપતિ શું કરવું તેના વિચારમાં પડ્યો. જ્યારે તેને કંઈ પણ ન સૂઝ્યું, ત્યારે તેણે લશ્કરી કાઉન્સિલની સભા બોલાવી. તે સભામાં જેઓ હાજર થયા, તેઓમાંના કોઇએ સરસામાન વિના શત્રુના રાજ્યપર હલ્લો લઇ જવાનું સાહસ કરવાની હા પાડી નહિ. તેઓ ઉલટા પટણા તરફ પાછા ફરવાનો આગ્રહ દર્શાવવા લાગ્યા. આવાં કારણોને લીધે એપ્રિલ માસની શરૂઆતમાં અંગ્રેજ સેના પટણા તરફ પાછી ફરી આથી અંગ્રેજ છાવણીના સિપાઇઓ અંગ્રેજસેનાપતિની મશ્કરી કરવા લાગ્યા. પટણામાં છાવણી નાંખ્યા પછી એક બનાવ એવો બન્યો, કે મેજર કર્નાકને સિપાઇઓ આગળ બહુ જ શરમાવું પડયું. એક દિવસ સેનાપતિ મહાશય સવારનો નાસ્તો લીધા પછી, પોતાના તંબુમાં બેસી ગંજીફે રમતા હતા. એ

Nand Kumar, the infamous but able minister of Meer Jaffir Khan was deeply concerned in creating and profiting by the scarcity.—Bengal Army. P. 424.

વખતે એકાએક શત્રુનું લશ્કર તેના તંબુ પાસે આવી પહોંચ્યું. સેનાપતિજી ઉંચો શ્વાસ લઈ નાઠા અને સિપાઇઓના તંબુમાં ભરાયા. સિપાઈઓ સેનાપતિજીની આવી સ્થિતિ જોઇ બહુ જ હસવા લાગ્યા. આ બનાવ માટે સેનાપતિને પાછળથી ખૂબ ઠપકો સાંભળવો પડયો હતો. તેને છુપા જાસુસો માટે દર માસે પુષ્કળ પૈસા મળતા હતા, તોપણ શત્રુની સેના આ પ્રમાણે તેના તંબુ આગળ કેમ આવી પહોંચી? કોઇ કોઇ એવું ધારતા હતા, કે સેનાપતિ છુપા જાસુસોના પગારના પૈસા છુપી રીતે હોઇયાં કરી જતા હતા.

અંગ્રેજ સેનાપતિ લડાઈની શરૂઆતમાં જ પટણા તરફ હઠી ગયો હોવાથી મીર કાસિમનાં લશ્કરને આગળ વધવાની તક મળી, મીર કાસિમનું લશ્કર પટણા સુધી આગળ વધ્યું. અંગ્રેજ છાવણી ઘેરાઇ; પટણાની પશ્ચિમનો બધો પ્રદેશ વગર હરકતે મીર કાસમના હાથમાં આવ્યો.

લગભગ એક માસ સુધી નવાબનું લશ્કર અંગ્રેજ છાવણી ઘેરી બેસી રહ્યું, આ લાંબા વખત દરમિયાન કોઇ કોઇનો પરાજય કરી શક્યું નહિ. એક દિવસ સુજાઉદ્દૌલાએ લશ્કર સાથે અંગ્રેજ છાવણીપર હલ્લો કર્યો. તે દિવસ અંગ્રેજોને માટે બહુ બારીક હતો. સવારથી સાંજ સુધી લડાઈ ચાલુ રહી, બંને પક્ષના સૈનિકોએ બહાદુરી બતાવવામાં કચાસ ન રાખી; પરંતુ અગ્રેજોની સિપાઈ સેનાએ આ વખતે લાજ રાખી. તે દિવસ સુજાઉદ્દૌલાએ જે વીરતાથી અંગ્રેજ છાવણીપર વારંવાર હલ્લો કર્યો હતો, તેવીજ વીરતાથી મીર કાસિમ તેને મદદ કરી શક્યો હોત, તો તેજ દિવસે પટણા મીર કાસિમના

હાથમાં આવત; અંગ્રેજોનું જોર તૂટત. પરંતુ દૈવયોગે બધો શ્રમ વ્યર્થ ગયો. છેવટે વર્ષાઋતુ આવી પહોંચી. મીર કાસિમને બક્સર આગળ છાવણી નાખવી પડી.[1]

મીર કાસિમ પાસે પૈસો પુષ્કળ હતો, અને એ પૈસાના જોરથી આટલું બધુ કરવાને શક્તિમાન થયો હતો, તે વાત અંગ્રેજો જાણતા હોવાથી તેઓ તેને ભિખારી બનાવવાના પ્રયત્નો કરવા લાગ્યા. દિલ્હીશ્વર પૈસા માટે મીર કાસિમને મદદ કરતો હતો. તેને મીર કાસિમનાં દ્રવ્યનો પત્તો આપવાથી તે મીર કાસિમ પાસેથી એ બધું દ્રવ્ય છિનવી લેશે, એવી આશાથી અંગ્રેજ ગવર્નરે બાદશાહપર એક પત્ર લખ્યો હતો.[2] એ પત્રથી મીર કાસિમને તરતમાં તો કંઇ નુકસાન થયું

---

૧ આ લડાઇનું વર્ણન મેજર કર્નાકે કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલને લખી મોકલ્યું હતું. તેનો થોડો ભાગ આ પ્રમાણે છે:—

All the principal officers distinguished themselves in their respective stations, and I can not say too much of the good behaviour of the army in general and particularly of the Sepahis, who sustained the front of the attack.

૨ May it please your Majesty, Meer Kassim has carried away with him the money due to the Imperial Court, which was collected in the Treasury together with all the riches of the country. I hope and trust that your Majesty will

નહિ. જો કે બાદશાહ અંગ્રેજો સાથે સંધિ કરવાના પ્રયત્નો કરવા લાગ્યો. પરંતુ અંગ્રેજ સેનાપતિએ સમરૂ અને મીર કાસિમને પોતાના કબજામાં સોંપી દેવાની માગણી કરવાથી સંધી થઇ નહિ. બાદશાહ અથવા અયોધ્યાનો વજીર શરણાગત વ્યક્તિને સોંપી દેવાને તૈયાર થયા હોત, તો સંધિ થતાં વાર લાગત નહિ.

સુજાઉદ્દૌલા પટણા છોડી ગયો, છતાં અંગ્રેજ સેના તેની પાછળ પડી નહિ. મેજર કર્નાક એટલો તો ભય પામ્યો હતો, કે તે કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલની આજ્ઞા પાળવાની આનાકાની કરવા લાગ્યો. એક તો વર્ષાઋતુ, તેમાં વળી સૈન્યની સંખ્યા થોડી; વળી લશ્કર પણ બેદિલ હોવાથી, મેજર કર્નાક આગળ વધવાની અસંમતિ દર્શાવવા લાગ્યો. કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલ મેજર કર્નાકના એક પણ વાંધા તરફ ધ્યાન ન આપતાં, તેને આગળ વધવાના હુકમો પર હુકમો આપવા લાગી. છેવટે તદન નિરૂપાય થઇ મેજર કર્નાકે લશ્કરી

take from him the balances due to the Court. From the time of Meer Kassim's expulsion. Meer Jaffir Khan has been heartily ready to obey your commands, and we, Englishmen are strict allies to him and obedient servants of your Majesty, but Mahamud Jaffir Khan is exhausted by the expenses of the present war and the country is ruined by the violences and oppressions of Meer Kassim —Letter from Governor to the King of Delhi.

કાઉન્સિલ બોલાવી; અને બહુમતિ આગળ વધવાની તરફેણમાં હોવા-થી તેને આગળ વધવાનો હુકમ આપવાની ફરજ પડી. પરંતુ તેને લડાઇ કરવી પડી નહિ. તેને રાજીનામું આપી મેજર મનરો નામના વીર પુરુષને પોતાની જગા સોંપી ચાલ્યા જવું પડયું.

મેજર મનરો જ્યારે અંગ્રેજ છાવણીમાં આવી પહોંચ્યો, ત્યારે સુજાઉદ્દોલા બકસરમાં વર્ષા ઋતુ ગાળવાની તૈયારી કરતો હતો. તે સમયે એકાએક તેનાપર હલ્લો લઇ જઈ શકાય તેમ નહોતું. વર્ષાઋતુ ચાલતી હતી. ખોરાકી પુરતા પ્રમાણમાં નહોતી. તેમાં વળી ઇનામ માટે સૈનિકો ઉશ્કેરાએલા હતા. ગોરા અને કાળા બંને જાતના સિપાઇઓ ઉશ્કેરણીમાં સામેલ હતા. તેમાં પણ દેશી સિપાઇઓના અસંતોષનું કારણ અતિ પ્રબળ થઇ પડયું હતું. લડાઇના મેદાનમાં જીવ આપતી વેળા તેઓને મોખરે રાખવામાં આવતા; છતાં ઇનામ આપતી વેળા તેઓને ગોરા લોકો કરતાં ઓછું આપવામાં આવતું, મેજર મનરોએ આ ઉશ્કેરણીનું મૂળ કારણ દૂર કર્યું; અને કેળવણી આપી સેનાને લડાઇ કરવાને માટે તૈયાર કરવા આખું ચોમાસું પટણામાં ગાળ્યું.

બકસરની છાવણી પણ કજીઆટંટાથી હલમલી રહી હતી. વર્ષાઋતુના પ્રતાપથી લડાઇ તો બંધ પડી હતી, પણ અંદર અંદ-રના વિખવાદે ભયંકર સ્વરૂપ પકડયું હતું. એક નાની સરખી છાવ-ણીમાં ત્રણ પ્રબળ પરાક્રમી સ્વતંત્ર રાજાઓ લાંબા કાળ સુધી એકત્ર રહે, ત્યારે આવા ટંટાકજીઆ થાય, એમાં કંઇ નવાઇ નથી. ખટ-પટી દરબારીઓ નજીવી બાબતમાં સામા પક્ષ સાથે કજીઓ કરવા

લાગ્યા. લડાઇ વખતે ગૃહકલહનાં વાદળાં એકત્ર થતાં જતાં હતાં, વર્ષા ઋતુમાં સમય મળતાં એ વાદળાં અથડાઇ ગર્જના થવા લાગી, વખતો વખત ચમકારા પણ થવા લાગ્યા. ઇર્ષાનું સામ્રાજ્ય આવ્યું. એક તંબુથી બીજે તંબુ એકજ વાત જુદા જુદાં સ્વરૂપ ધારણ કરી વિસ્તાર પામવા લાગી. છેવટે **સુજાઉદ્દૌલાએ** સાંભળ્યું, કે "**મીર** કાસિમ પટણાની લડાઇમાં મુખ્ય ભાગ લેનાર સુજાઉદ્દૌલાને મારી નાખવા માગે છે!" આવી તદ્દન તરકટી વાતમાં કોઇ વિશ્વાસ રાખે નહીં. પરંતુ વિશ્વાસઘાતી **સમરૂએ** જાતે આ વાત **સુજાઉદ્દૌલાને** કહી. વજીર સાહેબ આ વાતથી બહુજ ગુસ્સે થયા. શાહજાદો **શાહઆલમ** વધુ દિવસ છાવણીમાં પડ્યું રહેવું પડતું હોવાથી મુંઝાઇ ગયો હતો. તે છુપી રીતે અંગ્રેજ સેનાપતિ સાથે સંદેશા ચલાવવા લાગ્યો. આ રીતે **મીર** કાસિમની છેવટની આશાઓ પર પાણી ફરવા લાગ્યું, પરંતુ એ વાત તે જાણતો ન હોવાથી તે તો પોતાની છાવણીમાં બેઠો બેઠો સુખનાં સ્વપ્નાં જોતો હતો!



## પ્રકરણ ૨૫ મું

### ભાગ્ય ફર્યું



As a last resource Meer Kassim Khan endeavoured to work upon the feeling of shame in the breast of Shooja-oo-Dowla, and assuming the garb of a *fakeer* he seated himsealf outside his tent with the few of his still faithful adherents clad in like manner.—The Bengal Army.

સુજાઉદ્દોલાએ કયા ઉદ્દેશથી મીર કાસિમને ધર્મ ભાઇ તરીકે સંબોધ્યો હતો, તે વધુ દિવસ છુપું રહી શક્યું નહી; તે કયા લોભથી એટલે સુધી આવ્યો હતો, તે ધીમે ધીમે જણાવા લાગ્યું. પ્રથમ મન મેલાં થયાં, પછી છુપો દ્વેષ વધવા લાગ્યો, છેવટે ખુલ્લી રીતે

ઠપકા સંભળાવા લાગ્યા. **મીર કાસિમે સુજાઉદ્દૌલા** તથા બાદશાહને સૈનિકોના પગાર પેટે અગિઆર હજાર લાખ રૂપીઆ દર માસે આપવા કબુલ્યું હતું. જયારે તેણે એ પ્રમાણે કબુલાત આપી, ત્યારે તેની પાસે પુષ્કળ પૈસા હતા, ત્યારે પટણા જીત્યા બાદ **બિહારમાંથી** મહેસુલ ઉઘરાવવાની આશા હતી. પરંતુ પટણા હાથમાં ન આવવાથી એ આશા નિર્મૂળ થઇ;–બાદશાહ અને વજીરોના દરબારીઓને લાંચ આપવામાં ખજાનો ખાલી થઇ ગયો. જે કંઇ હતું તે પણ **મીર** સુલેમાન નામનો વિશ્વાસઘાતી ધનરક્ષક ચોરી ગયો, અને **સુજાઉ-દ્દૌલાની** છાવણીમાં આશ્રય મેળવી રહ્યો. **મીર** કાસિમ લાચાર થઇ **સુજાઉદ્દૌલા** પાસે ન્યાય મેળવવા ગયો. પરંતુ **સુજાઉદ્દૌલાએ** તો **મીર** સુલેમાન પાસેથી બધો ખજાનો પોતે લઇ તેને સજા કરવાનું કે **મીર** કાસિમને સોંપવાનું માંડી વાળ્યું. ઉલટું **મીર** કાસિમ કબુલેલા પૈસા ન આપતો હોવાથી, તેને સખત ઠપકો આપી પોતાની છાવણીમાંથી હાંકી કાઢ્યો. **સુજાઉદ્દૌલા** સ્વાર્થમાં સારાસારનું ભાન ભૂલ્યો હતો.. તેણે જરા પણ વિચાર ન કર્યો. **બંગાળા**, બિહાર અને ઓરિસ્સાના નવાબને સામાન્ય માણસની પેઠે હાંકી કાઢ્યો. **મીર** કાસિમના વખત ફર્યો હતો, તેનું નસીબ ફર્યું હતું, નહી તો એ આનું વેર વાળ્યા વગર રહેત નહિ. પણ શું કરે? અત્યારે તેની પાસે કશું નહોતું. પૈસા નહોતા અને લશ્કર વિશ્વાસઘાતી નીવડ્યું. **મીર** કાસિમની છાતી ફાટી જવા લાગી, તેની આંખમાંથી આંસુની ધાર ચાલી, તેણે પોતાના તંબુમાં પ્રવેશ કર્યા વગર પોતાના વિશ્વાસુ નોકરો સાથે ફકીરનાં વસ્ત્રો પહેરી ઝોળી ગ્રહણ કરી. આવે વેશે તે તંબુની બહાર બેઠો. જે માણસોએ આ દેખાવ જોયો, તેઓ પોતાનાં આંસુ અટકાવી

શકયાં નહી. બધા સુજાઉદ્દૌલાના નામ પર તિરસ્કારનો વરસાદ વરસાવવા લાગ્યાં. આથી સુજાઉદ્દૌલાને પોતાને મીર કાસિમ પાસે આવવું પડ્યું, તેણે મીર કાસિમને બહુજ સમજાવ્યો, છેવટે ફકીરનો વેશ તો ઉતરાવ્યો, પરંતુ વધુ દહાડા લાજ રહે તેમ નહોતું. પૈસા વગરના નામના નવાબ બની રહેવું મીર કાસિમને ન ગમ્યું. તે ખર્ચ ઘટાડી પૈસા એકત્ર કરવાના પ્રયત્નો કરવા લાગ્યો.

મીર કાસિમ સમરૂના સૈનિકોને રજા આપવા તૈયાર થયો. યુરોપી પદ્ધતિ મુજબ લડાયક કેળવણી આપવાથી આ દેશના લોકો યુરોપિઅનોના જેવાજ નીવડે છે, એ વાત સિદ્ધ કરવા માટે મીર કાસિમે કેટલી મહેનત લીધી હતી. કેટલો પૈસો વાપર્યો હતો? એ સૈનિકોને પૈસાની ભીડને લીધે રજા આપતાં મીર કાસિમનું હૃદય ચીરાઇ જવા લાગ્યું; દુરાચારી સમરૂ આથી ન પીગળ્યો. તેણે અગાઉથી જ છુપી રીતે સુજાઉદ્દૌલાનો આશરો મેળવ્યો હતો. તેણે પોતાના સૈનિકોનાં હથિયારો મીર કાસિમને સોંપવાની ચોકખી ના પાડી; ઉલટું ઉદ્ધતાઇથી બોલ્યો, કે "જે અમને રાખી શકે નહિ, તેના હાથમાં આ હથિયારો શોભે નહિ!" મીર કાસિમે રડતાં રડતાં જોયું, કે પોતાની છાવણીમાંથી તંબુઓ ખાલી કરી સમરૂના સૈનિકો સુજાઉદ્દૌલાની છાવણીમાં જતા રહે છે; એક પાયદળ કે ભેરી વગાડનારો પણ પોતાને સલામ કરવાનો પ્રયત્ન કરતો નથી! હાય! અદૃષ્ટ!!

પરંતુ હવે ઉપર ઉપરનું શિષ્ટાચારનું સુક્ષ્મ આવરણ પણ ઉઘડી ગયું. સુજાઉદ્દૌલાના હુકમથી સમરૂના સૈનિકોએ આવી મીર કાસિમનો તંબુ ઘેર્યો. ચારે તરફથી હાહાકારના ધ્વનિ સંભળાવા લાગ્યા;

કોઇએ તે તરફ ધ્યાન ન આપ્યું. બધા સૈનિકો **મીર** કાસિમને બંદીવાન બનાવી લઇ ગયા; તંબુ લુંટવામાં આવ્યો; સ્ત્રીઓનાં લુગડામાં પણ લુંટારાઓનો કઠોર હાથ ફરી વળ્યો; જોત જોતામાં **મીર** કાસિમનું બધું લુંટાઇ ગયું. આ લુટફાટમાં એક જણ સિવાય **મીર** કાસિમના બધા નોકરોએ ભાગ લીધો. કેવળ એક જણ–તેનું નામ ઇતિહાસમાં અમર થયું છે–કેવળ એક જણ,–**શેખ મહમ્મત અસુર**–થોડું ઝવેરાત લઈ **મીર** કાસિમનાં કુટુંબને લઇ રોહિલ ખંડ નાસી ગયો! ત્યાં બધી વ્યવસ્થા કરી **મીર** કાસિમના છુટકારાની રાહ જોતો બેઠો.

આ તરફ સુજાઉદ્દૌલા બક્સરમાં બેઠો બેઠો નાચગાનમાં ગુલતાન થઇ બેઠો હતો; મેજર કર્નાકની વર્તણુકથી સુજાઉદ્દૌલા અંગ્રેજ લશ્કરની દુર્બળતા જાણી ગયો હતો, તેથી તેને તે તરફની કશી ચિંતા નહોતી. મેજર **મનરો** આ અવસરનો લાભ લેવા પટણાથી આગળ વધ્યો.

આરાની પાસે આવતાં અંગ્રેજસેના પર સુજાઉદ્દૌલાની ઘોડેસ્વાર સેનાએ હુમલો કર્યો. હુમલાનું જોર એટલું બધું હતું. કે આગળ વધવું તો રહ્યું, પણ પાછળ હઠવાનું પણ બની શકે તેમ નહોતું. અંગ્રેજ સેનાપતિએ પોતાના ઘોડેસ્વારોને નાળું કુદી બાજુએ હઠી જવાનું જણાવ્યું. મોગલ ઘોડેસ્વારો તેની પાછળ પડયા. પરંતુ તેમના ઘોડાઓને નાળું કુદવાની ટેવ નહોતી, તેથી તેઓ નાળું કુદી શકયા નહિ. વિજયના ગર્વમાં છલકાઇ જવાથી મુસલમાન સેનાએ બધું ઉંધું વાળ્યું. અંગ્રેજ સેના વધુ સાવચેતી રાખી આગળ વધવા લાગી. વ્યૂહ તે રચી લડાઈ કરવાને તૈયાર હોય, એ રીતે આગળ વધવા

લાગી. છેવટે અંગ્રેજસેના બક્સર આગળ આવી પહોંચી. જે દિવસે અંગ્રેજ સેના બક્સર આવી પહોંચી તેજ દિવસે તેનાપર હલ્લો થયો હોત, તો અંગ્રેજ ટકી શકત નહિ. સુજાઉદ્દૌલા પોતાના લશ્કર સાથે આગળ વધતો હોવાથી અગ્રેજ સેનાને બીક તો લાગી; પરંતુ તે દિવસે સુજાઉદ્દૌલાએ હુમલો ન કર્યો, તેથી અંગ્રેજોને વિસામો લેવાની તક મળી. તે રાત્રે અંગ્રેજસેનાના અમલદારો ઉંઘી શકયા નહિ; તેઓએ લશ્કરી કાઉન્સિલ મેળવી શું કરવું એ નક્કી કરવા માંડયું. એ નિશ્ચય કરવામાં સવાર પડી.

ઈ. સ. ૧૭૬૪ ના અકટોબરની ૨૩ મી તારીખે સવાર પડતાં જ, સુજાઉદ્દૌલાનું લશ્કર તંબુ બહાર નીકળવા લાગ્યું. તે દિવસે અગ્રેજ સેના લડાઇ કરવાને તૈયાર નહોતી, છતાં તેને સેનાપતિના હુકમથી તૈયાર થવું પડયું. પ્રથમ બંને તરફથી તોપોના ગોળા છુટયા. લડાઇ શરૂ થઇ. ત્યારબાદ બંને સૈન્યો સામસામાં આગળ વધ્યાં, ભેટયાં, કાપાકાપી ચાલી. સુજાઉદ્દૌલાને વિજયની ખાત્રી હોવાથી તે પોતાની છાવણીમાં પૈસો ટકો, બૈરાં છોકરાં વગેરે બધું મુકી આગળ વધ્યો હતો. કેવળ કોણ જાણે કયા વિચારથી તેણે મીર કાસિમને છુટો કર્યો હતો. આ બાબત હજુ સુધી વિસ્મયનો વિષય થઇ રહી છે. મીર કાસિમ છુટી, છાવણી છોડી ગયો, કે તરત લડાઇ શરૂ થઇ. તે દિવસે મુસલમાન સૈનિકોએ વીરત્વની પરાકાષ્ટા બતાવી હતી; અંગ્રેજ સૈનિકોએ પણ વીરત્વની પરાકાષ્ટા બતાવી હતી. અગ્રેજસેના જીતે એવો સંભવ નહોતો. છતાં અગ્રેજોને જય મળ્યો, મુસલમાન સેનાના અમલદારો મરાયા, તેથી મુસલમાન સૈનિકો નાઠા. આ રીતે હરોળ તુટવાથી અંગ્રેજોને જીત મળી. હિંદના ઇતિહાસમાં ઘણી

ખરી લડાઇઓમાં આ એકજ કારણથી મળેલી જીત ભયંકર હારના રૂપમાં ફેરવાઇ ગઇ છે.

મેજર મનરોએ લડાઇનાં મેદાન પરથી કલકત્તા વિજયના સમાચાર મોકલ્યા; ત્યારબાદ વિસ્તારથી લડાઇનો રિપોર્ટ મોકલ્યો. એ બક્સરની લડાઈ તરીકે ઇતિહાસમાં નોંધાએલ છે. આ લડાઇમાં ગોરા કરતાં સિપાઇઓએજ વધુ શૌર્ય બતાવ્યું હતું; પરંતુ ઇતિહાસમાં તેઓનું નામ આ લડાઈમાં મુખ્ય ભાગ લેનાર તરીકે જણાતું નથી. મેજર સાહેબના રિપોર્ટમાં જે માર્યા ગએલા અને ઘાયલ થએલા સૈનિકોની સંખ્યા બતાવેલી છે, તેપરથી જણાય છે, કે ગોરા પલ્ટનના ૧૯૧ અને સિપાઇઓમાંના ૬૮૫ માણસો માર્યા ગયા હતાં, તથા ઘાયલ થયાં હતાં,-ગોરા પલ્ટણમાં ફક્ત ૩૯ માણસો મરણ પામ્યાં હતાં તથા ૬૨ માણસો ઘવાયાં હતાં; સિપાઇઓમાં ૨૫૦ મરણ પામેલાં અને ૪૩૫ ઘવાએલાં હતાં. આમ બંને પલ્ટનો વચ્ચે ભેદ હોવાનું કારણ એ હતું, કે જે સૈનિકોએ લડાઇમાં ભાગ લીધો હતો, તેમાં ગોરા હતા ૮૫૭ અને સિપાઇઓ હતા ૭૦૭૨. સિપાઇઓનાં બાહુબળ વડે બક્સરની લડાઇમાં જય મળ્યો હતો, એ વાત અંગ્રેજોના ઇતિહાસમાં ચોક્ખી રીતે સ્વીકારાઇ નથી.

એક જ ગફલતને લીધે બક્સરની લડાઇમાં સુજાઉદ્દૌલાની હાર થઇ. તે પોતાનું બધું જરજવાહીર છાવણીમાં રાખી આગળ વધ્યો હતો. તેના કોઇ કોઇ સરદારો મરાયા કે તરત તે તે સરદારોના સૈનિકો છાવણી તરફ પાછા ફર્યા, અને છાવણી લુટવા લાગ્યા. આથી છાવણીનો બચાવ કરવા બધાને યુદ્ધનાં મેદાનપરથી છાવણી

તરફ નાસવું પડ્યું. સુજાઉદ્દૌલા પોતે જે કંઇ બચાવાયું તેટલું બચાવી એક નાળું ઉતરી સામે પાર જતો રહ્યો. જતી વખતે તે નાળાંપરનો પુલ તોડી નખાવતો ગયો; તેથી જેઓ નાળું ઉતરી ન શક્યા, તેઓ અંગ્રેજોના સંગીન પ્રહારથી મરણ પામ્યા. આ લડાઇમાં એટલી બધી ખુવારી થઇ, કે લડાઇ પુરી થયા બાદ એક અઠવાડિઆં સુધી તો ઘવાએલા સૈનિકોની સારવારનો બંદોબસ્ત થઈ શક્યો નહિ. અંગ્રેજોના ઘવાએલા સૈનિકો લડાઇનાં મેદાન પર પડયા રહ્યા. સેનાપતિ દરરોજ તેઓને તપાસતો, અનાજ પાણી આપતો, પરંતુ ઘણાખરા ઘાયલો સારવાર વિના તરફડવા લાગ્યા. છેવટે ઘણી મહેનત કર્યા બાદ તેઓની સારવારની વ્યવસ્થા થઇ.

બાદશાહ શાહઆલમ લડાઇનાં મેદાનની પાસે છાવણી નાખી તટસ્થની માફક બકસરની લડાઈ જોતો હતો; અંગ્રેજો જીત્યા કે તરત તેણે તેઓને અભિનંદન આપ્યું, અને પોતાને અંગ્રેજોના ખરા હિતેચ્છુ તરીકે ઓળખાવવાનું પણ ભૂલ્યો નહિ. તેણે અંગ્રેજોને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની અને અયોધ્યાની વજીરાત આપવાની માગણી કરી. મેજર મનરોએ તેનાં રક્ષણની જવાબદારી સ્વીકારી આ સમાચાર કલકત્તા મોકલ્યા. જે ત્રણ મુસલમાન રાજાઓ મુસલમાની સત્તા દઢ કરવા માટે પ્રતિજ્ઞા લઇ બેઠા હતા, તેઓમાંના મીર કાસિમે નિરૂપાય થઇ ફકીરી ગ્રહણ કરી; શાહઆલમે અંગ્રેજોનું રક્ષણ સ્વીકાર્યું; સુજાઉદ્દૌલા હારી નાઠો, અને પોતાનું રાજ્ય બચાવવાની તૈયારી કરવા લાગ્યો. આ બધું સ્વપ્નની માફક અણધાર્યું બની ગયું.

**મીર** કાસિમનું શું થયું ? એ કરૂણા ઉપજાવે એવી વાતનું યોગ્ય વર્ણન કરવા જેટલું ઐતિહાસિક સાહિત્ય મળતું નથી. તે **સુજાઉદૌલાની છાવણીમાંથી છૂટી થોડે** દૂર ગયો, ત્યાં તો **બકસરની** લડાઇમાં હારી નાસતા સૈનિકો ચારે તરફ પથરાઇ ગયા હતા. **સુ-જાઉદૌલાએ મીર** કાસિમ તરફ દયા બતાવી તેને એક હાથી આપ્યો હતો. હાથી લંગડો હતો, અને તેનાપર બેસનાર અભાગીઓ **મીર** કાસિમ ફુટી કોડી વગરનો હતો. તેને પકડી અંગ્રેજોના હાથમાં સોંપનારને એક લાખ રૂપીઆ ઇનામ મળે તેમ હતું. નાસેડુ સૈન્ય આ સુયોગ જવા દે તેમ નહોતું. આથી **મીર** કાસિમને હાથી છોડી ચોર લુટારાની માફક જંગલમાં છુપાઇ રહેવું પડ્યું. જંગલમાં લોકોની નજરે ન પડાય એવી રીતે **બં**ગાળાનો છેલ્લો સ્વાધીન નવાબ મુસાફરી કરવા લાગ્યો. ભૂખથી, તરસથી, થાકથી, નસીબનાં દારૂણ ચક્રમાં પિસાવાથી તેની દશા એવી તો શોચનીય થઇ પડી હતી, કે તેને કોઈ **બં**ગાળાના **નવાબ** તરીકે ઓળખી શકે તેમ નહોતું. તેથી **મીર** કાસિમનો જીવ તો બચ્યો. **પરંતુ** જીવ બચ્યો છતાં જીવન ટકાવી રાખવાની વ્યવસ્થા તો ન થઇ. મહા મહેનતે તે રોહિલખંડ પહોંચ્યો. ત્યાં નિમકહલાલ નોકર **સેખ મહમ્મદ અસુરના** પ્રયત્નથી થોડા રોજ ખાવાનું મળ્યું, પણ થોડા રોજ પછી તે પાછો ભુખે મરવા લાગ્યો. તેની દુર્દશાથી દુઃખી થઇ **નજિફઉદૌલાએ** તેને થોડા દિવસ મદદ કરી હતી. ત્યાર પછી **મીર** કાસિમનું શું થયું તે કોઇ જાણી શક્યું નહિ.

ઇ. સ. ૧૭૭૭ ના જુનની ૬ ઠ્ઠી તારીખે દિલ્હીના પાદરમાં એક જુની ઝુંપડી આગળ એક અજાણ્યા પુરૂષનું શબ ધૂળમાં રગ-

દોળાતું પડયું હતું; તેને કબરમાં દાટવા જેટલી સામગ્રી પણ એ ઝુંપડીમાં નહોતી. છેવટે દિલ્હીના નાગરિકોને તપાસ કરતાં એ ઝુંપડીમાંથી એક જુની શાલ મળી. તે વેચી જે કંઇ ઉપજ્યું, તે વડે એ શબને દાટવામાં આવ્યું. દાટતી વેળા એકાએક કોઇ રડી પડયું, રડતાં રડતાં તેણે જાહેર કરી દીધું, કે આ તે જ મીર કાસિમ ! એ આર્ત્તનાદ આકાશમાં વિલીન થઇ ગયો છે.



ઉપસંહાર

## દિવાની સનદ

At this happy time, our Royal Firmaun, indispensably required obedience, is issued;—that whereas, in consideration of the attachment and service of the high and mighty, the noblest of exalted noble,, the chief of illustrious warriors, our faithful servants and sincere well-wishers, worthy of our Royal favours, the *English Company*, we have granted them the *Dewanee* of the Provinces of Bengal, Behar and Orisa from the beginning

of the Fussul Rubby of the Bengal year 1771.
—The Sunnud.

**બક્સરની** લડાઇને બીજે દિવસે અંગ્રેજ સેનાપતિ મેજર **મનરોને શાહજાદા શાહઆલમ** તરફથી એક પત્ર મળ્યો. એ પત્ર કંપની બહાદુરનાં અસાધારણ સૌભાગ્યનું ઐતિહાસિક મૂળ છે. **શાહઆલમે** લખ્યું. કે "હું અંગ્રેજના વિજયથી બહુ ખુશી થયો છું; આટલે દિવસે હું મુક્ત થયો છું; અત્યાર સુધી હું **સુજાઉદ્દૌલાની** છાવણીમાં કેદી તરીકે રહેતો હતો; હવે મેં અંગ્રેજ કંપનીને **બંગાળા બિહાર** અને **ઓરિસ્સાના** દિવાની સનદ આપી, તેનો આસરો લેવાનો નિશ્ચય કર્યો છે" ૧ જે ત્રણ મુસલમાન રાજાઓ એકત્ર થઇ મુસલમાની સત્તાનું રક્ષણ કરવા માટે લડાઇ કરવા તૈયાર થયા હતા, તેઓમાંના **મીર** કાસિમે ફકીર ધારણ કરી અને **સુજાઉદ્દૌલા** હારી નાઠા તેથી **શાહઆલમ** વિજયી અંગ્રેજ સોદાગરોનો આશરો લેવા

૧ on the day following the battle of Buxar, the Emperor Shah Allum wrote to the British Commander, congratulating him upon the victory and representing that he himself had been hitherto a mere state-prisoner in the hand of Shooja-oo-Dowlah, that he had at length been freed by this fortunate event and was now only desirous to place himself once more under British protection. Broome's Bengal Army, P, 485.

તૈયાર થયો. આ કારણોને લીધે અંગ્રેજ વેપારીઓને બંગાળા બિહાર અને ઓરિસ્સાની દિવાની સનદ મળી. આ સનદની રૂયે કંપની બહાદુરને હીંદમાં રાજ્ય ફેલાવવાનો અવસર મળ્યો.

અગાઉ પણ એક વેળા શાહઆલમે અંગ્રેજ વેપારીઓને દિવાની સનંદ આપવાનો આગ્રહ દર્શાવ્યો હતો. કર્નલ ક્લાઈવ તો તે માટે તૈયાર હતો. પરંતુ વિલાયતમાંના કંપનીના ડિરેક્ટરો તે વખતે હિંદની ખરી સ્થિતિથી અજાણ હતા. તેઓ એમ ધારતા હતા, કે રાજ્ય મેળવવાની ખટપટમાં પડવાથી વેપાર ખોરંભાઈ જશે. આમ હોવાથી મેજર મનરો આ વખતે શાહઆલમે દર્શાવેલા વિચારો સાથે એકદમ સંમત થઈ શક્યો નહી. કલકત્તાની કાઉન્સિલમાં આ બાબત વાદવિવાદ ચાલ્યો, તે દરમ્યાન શાહઆલમ અંગ્રેજોની છાવણીમાં ધામો નાખી પડ્યો.

ઈ. સ. ૧૬૬૪ ના નવેમ્બરની ૧૯ મી તારીખે કલકત્તાની કાઉન્સિલની સંમતિ મળી. મેજર મનરોએ દિલ્હીશ્વરના સત્કારની તૈયારીઓ કરી. ૨૪ મી તારીખે અંગ્રેજ સેનાપતિએ બાદશાહ સમક્ષ હાજર થઈ રિવાજ મુજબ નજરાણું ધર્યું.[1] ત્યાર બાદ ચુનારના

[1] Such of the officers as will be off duty to-morrow, who choose to wait on the King and wish him joy of being put in possession of Shooja-oo-Dowl's country by the English, are desired to meet at the Head Quarters at 9 o'clock to-morrow morning; it is necessrry to acqnaint them that it

કિલ્લાપર હલ્લો લઇ જવાની તૈયારી થઇ. સુજાઉદ્દૌલાના સેનાપતિ મહમ્મદ બુસીરખાંએ ચુનારને ટકાવી રાખવા પુરતી તૈયારીઓ કરી રાખી હતી, તેથી અંગ્રેજોને જીત ન મળી. વારંવાર હલ્લો કરવા છતાં, દરેક હલ્લા વખતે હારવું પડયું, ઘણા સૈનિકો માર્યા ગયા; ચુનારનો કિલ્લો તો ન જ જીતાવ્યો. અંગ્રેજોએ વારાણસી આગળ જે છાવણી નાખી હતી, તે છાવણી પર સામા પક્ષ તરફથી હલ્લો થવાનાં ચિન્હો જણાવા લાગ્યાં. આથી અંગ્રેજ સેનાપતિને ચુનાર તજી દૂર હઠી જવું પડયું. કલકત્તાની કાઉન્સિલ પણ સુજાઉદ્દૌલા સાથે સંધિ કરવાની ઉતાવળ દર્શાવવા લાગી.

સુજાઉદ્દૌલા સંધિ કરવા તૈયાર નહોતો, વેણી બહાદુર સાથે મેજર મનરો સંદેશા ચલાવવા લાગ્યો. પરંતુ અંગ્રેજો વારંવાર મીર કાસિમ અને સમરૂને પોતાને હવાલે કરવાની શરત કરવા માગતા હોવાથી, સુજાઉદ્દૌલા એ શરતો સ્વીકારવા માગતો નહોતો. તે વખતે સુજાઉદ્દૌલા પોતાનાં કુટુંબ સાથે રોહિલખંડમાં આશ્રય લઇ, હાફિજ રહેમતખાં સાથે સંધિ કરી, રોહિલા વીરોનાં બાહુબળ વડે વિજય મેળવવાની આશાથી અલાહાબાદમાં છાવણી નાખી પડ્યો હતો. રોહિલાઓની સલાહથી મરાઠા સરદાર મલ્હારરાવ હોલકરની મદદ માગવાનો ઠરાવ થયો હતો. આ પ્રમાણે શક્તિસંચય કરી સુજાઉદ્દૌલા પોતાનાં રાજ્યમાં પાછો ફર્યો.

---

is customary to make him a Salam on the occasion, and the best that sould be given by a Captain is five gold mohurs, and three by a Subaltern.— Caraccioli Vol. II. 62-63,

આ વખતે દેશની શી દશા થઇ હશે? જે દેશની અસહાય પ્રજાના વેપારનું રક્ષણ કરવા જતાં **મીર** કાસિમને ફકીરી ગ્રહણ કરવી પડી હતી તે દેશની દશા વિષે લખતાં અંગ્રેજ લેખકો પણ સમવેદના જાહેર કરી ગયા છે. દેશમાં અંધાધુંધી ફેલાઇ; અંગ્રેજો બળવાન થયા: **મીરજાફર** નામનો નવાબ હોવાથી પોતાનું રક્ષણ કરી શક્યો નહિ. તેની તંદુરસ્તી ગુમ થઇ ગઇ હતી. તે કલકત્તા પાછો ફર્યો કે તરત ચોતરફથી પૈસા, પૈસા ને પૈસાના અવાજો સંભળાવા લાગ્યા! તે વખતે કંપની બહાદુર પૈસા વગર ગાંડી બની ગઇ હતી. દેશમાં અંધાધુંધી ફેલાઇ ગઇ હોવાથી કોઇ કર આપતું નહિ! ખજાનો ખાલી હતો,–મીરજાફરનું કુટુંબખર્ચ પણ પુરૂં થતું નહિ. અગ્રેજ વેપારીઓએ વિનાજકાતે વેપાર માંડ્યો હોવાથી જકાતની ઉપજ બહુ જ ઓછી થઇ ગઇ હતી; દેશના લોકોનો વેપાર ભાંગી પડ્યો હતો; એ સમયે અંગ્રેજોનો ધનલોભ પણ દિવસે દિવસ વધવા લાગ્યો[1] **મીર** કાસિમના જુલમથી જે અંગ્રેજ વેપારીઓને નુકસાન થયું હતું, તે નુકસાન **મીરજાફરે** ભરી આપવાનું કબુલ્યું હતું. એ નુકસાની બદલ પાંચ લાખથી વધુ રૂપીઆ આપવા નહિ

૧ The disturbed state of the country, and the abuse of the English privileges of trade, together with the infageous conduct of the native agents employed by those so engaged, added to the confusion and difficulties in collecting the revenues, and crippled the resources and industry of the country.—Broome's Bengal Army P. 497

પડે, એમ જણાવવામાં આવ્યાથી **મીરજાફરે** એ નુકસાની ભરી આપવાની કબુલાત આપવામાં આનાકાની કરી નહોતી. પરંતુ એ પાંચ લાખ તો ધીમે ધીમે દસલાખ, વીસલાખ, ત્રીશલાખ અને છેવટે ત્રેપન લાખ થઇ ગયા! **મીર** કાસિમે દરેકને બીનજકાતે વેપાર કરવાનું જાહેરનામું પ્રગટ કર્યું હોવાથી, અંગ્રેજોને નુકસાન થયું છે, એ બહાનું આગળ કરી દરેક અંગ્રેજો નુકસાનીનો ખરડો તૈયાર કરવા લાગ્યા. આ બાબત સાથે કંપનીને કશો સંબંધ નહોતો. પરંતુ નોકરોનું મન સંતોષવા ખાતર કંપનીનું દેવું બાકી રાખી **મીરજાફરે** તેમને એ કાલ્પનિક નુકસાની બદલ પચીસલાખ રૂપીઆ આપ્યા. છતાં તેમનું દેવું તો ભરપાઇ થયું નહિ.[1] કંપનીના નોકરોએ આ રીતે પૈસા હોઇઆં કરી બાકીનું લેણું સેંકડે ૮ ટકાનાં વ્યાજે કંપ-

---

૧ The amount of which compensation, it was stated would not exceed five lakks of Rupees; but the demand gradually increased to ten–twenty–thirty –and finally to fifty–three lakhs of rupees, chiefly on account of alleged losses by the interruption of an ilicit trade. So strong was the prevelance of personal interest over public duty, that although the claims of the Company were still undischarged more than half of those demands for compensation were extorted from the Nawab, and the money immediately lent to Government at 8 per cent interest by their own servants, who, however

તેને વસુલ કરવાનો હક આપ્યાથી મીરજાફર પર કંપનીનું લેણું ધીમે ધીમે વધવા લાગ્યું. ગરીબ બિચારો મીરજાફર! જ્યારે તેની આવી શોચનીય અવસ્થા હતી, ત્યારે કંપનીના નોકરો તેને કંપની-ના લેણાં માટે સતાવણી કરવા લાગ્યા! સ્ક્રેફ્ટન લખી ગયો છે, કે એ સમયે અંગ્રેજ અમલદારો મીરજાફરને "કામધેનુ" ગણતા હતા.[૧]

આ પ્રમાણે કલકત્તામાં હરકતો વેઠી, કોઢીઓ મીરજાફર મુર્શિદાબાદ આવ્યો. ત્યાં ઇ. સ. ૧૭૬૫ ના જાનેવારી માસમાં મરણ પામ્યો. મરણ વખતે પોતાનાં પાપો ધોવા માટે મહારાજ નંદકુમારે કિરીટીશ્વરી દેવીનું ચરણામૃત લાવી આપ્યું હતું. તે પી મીરજાફરે પોતાની તરસ છિપાવવાનો પ્રયત્ન કર્યો હતો.

મીરજાફરે જે યુક્તિથી બંગાળા, બિહાર અને ઓરિસ્સાની ગાદી મેળવી હતી, તે યુક્તિ ઇતિહાસમાં વારંવાર વખોડાય છે. તેણે જે ઉદ્દેશથી ગુલામગીરી સ્વીકારી હતી, તે ઉદ્દેશ પણ ઇતિહાસમાં પ્રશંસા મેળવી શક્યો નથી. એક અંગ્રેજ સ્પષ્ટ રીતે લખી ગયો છે, કે "આ દેશના લોકો જો કદી પણ પરદેશી પ્રજાના અમલથી પિડાશે,

---

regardful of private advantage were rapidly sinking the pecuniary affairs of the Company into a state of ruin.—Broome's Bengal Army P. 497.

૧ The Nawab was in fact no more than a banker for Company's servants, who could drain upon him as often and to as great an amount as they pleased.—Scrafton.

તો તેઓ **મીરજાફરને** જ તેનું મૂળ કારણ ગણી તિરસ્કારશે. **મીરજાફર** નવાબી આડંબરની ખાતર પોતાના દેશને ગુલામ બનાવતો ગયો છે!"[૧] આ ઐતિહાસિક સિદ્ધાંત સાથે એક બીજો સિદ્ધાંત જોડવો જોઇએ; **મીરજાફર** કોઇપણ ઉપાયે પોતાના વંશનું પ્રાધાન્ય સ્થપાય એવી ઇચ્છાથી આટલું બધું કરતો હતો; પરંતુ એ પ્રાધાન્ય નામનુંજ રહ્યું; તેની પાસે જે કંઇ સત્તા હતી, તે સત્તા પણ તેના વારસ પાસેથી છિનવી લેવામાં આવી; જેઓએ હારજીતના સહચર થવાથી સંધિ કરી હતી, તેઓએ જ દિવાની સનંદ લઈ **મીરજાફરના** પુત્રને '**નવાબ** નાજિમ'ની પદવી આપી!

નવાબની નિમણુંક કરવામાં દેશના લોકોનો કશો અવાજ નહોતો. અંધકાર હોત તોપણ તેઓ કદાચ બે જુલમગારોને બદલે એક જણને વિદાય કરી અંગ્રેજ કંપનીને જ નવાબ તરીકે નીમત. **શાહઆ**-લમ દિવાની સનદ આપવા તૈયાર થયો, છતાં અંગ્રેજ ઇતિહાસકારો અનેક કુતુહલતા પૂર્ણ વાતો લખી ગયા છે. એક જણે લખ્યું છે, કે "પૈસો લૂટવાને માટે એકાદ નામના નવાબ વિના ચાલે તેમ ન હોવાથી, **અંગ્રેજ** કાઉન્સિલ એક જણને નામના **નવાબ** તરીકે રાખવા તત્પર હતી"[૨]

**મીરનનો** પુત્ર છ વરસનો હતો. **મીરજાફરનો** બીજો પુત્ર

૧ If the people of this country ever writhe under a foreign sway, they have to thank this man,-this Mir Jaffir, who sold his country that he might wear the pageantry of royalty.-Malleson.

૨ Possibly they considered that, were the Dewanee to pass into the hands of the Company,

નજમુદૌલા યોગ્ય ઉમરને હતો. અંગ્રેજ કાઉન્સિલે તેને જ નવાબ નાજિમની પદવી આપી. વિલાયતમાંના કંપનીના ડિરેકટરો આથી સંતોષ પામ્યા. આ પ્રમાણે કેમ થયું, તેનું રહસ્ય જાણવા માટે બહુ પ્રયત્નો થયા છે. મિલ લખી ગયો છે, કે "મીરનનો બાળક પુત્ર લાંચ આપી શકે તેમ ન હોવાથી આમ બન્યું હશે!"[૧] અંગ્રેજ કાઉન્સિલના સભાસદોને આ પ્રસંગે લગભગ બાર લાખ રૂપીઆ મળ્યા હતા![૨] માટે અંગ્રેજ ઇતિહાસ લેખકોનો આ સિદ્ધાંત ખોટો માની શકાય તેમ નથી. પરંતુ તે વખતે અંગ્રેજ કાઉન્સિલે કેવળ પૈસાના લોભથીજ દિવાની સનંદ સ્વીકારવા ના પાડી હતી, એવું કબુલ કરી શકાય તેમ નથી. કાઉન્સિલથી એ સાહસ કરી શકાય તેમ ન હોવાથી જ તેણે સનંદ લેવાની ના કહી હતી: વિલાયતમાંના ડિરેકટરોએ પણ કલકત્તાની કાઉન્સિલને આ બાબતમાં વારં-

---

there should be no Nawab, from whose treasury they could enrich themselves on the plea of presents restitutions, compensation &tc,–the frequent periodical assertion of which demands had been reduced to system.—Broome's Bengal Army, P. 498.

૧ Nudjum-oo-Dowla could give presents; the infant son of Meerun–whose revenues must be accounted for to the company,–could not.–Mill's History of British India

૨ Second Report P. 21.

વાર ચેતવણી આપી હતી. દિવાની સનદ સ્વીકારવાથી બાદશાહને ખંડણી આપવી પડે; દેશમાં એવી તો અંધાધુંધી ફેલાઈ રહી હતી, કે તરતમાં મહેસૂલ ઉઘરાવી શકાય તેમ નહોતું, તેથી બાદશાહની ખંડણી ભરવા માટે વેપારના નફા પર હાથ નાખવો પડે; તેથી કંપનીનો મુખ્ય ઉદ્દેશ માર્યો જાય. આ બધાં કારણોને લીધે કલકત્તાની કાઉન્સિલ દિવાની સનદ લઈ શકે તેમ નહોતું. છેવટે લોર્ડ ક્લાઇવે આવી સાહસ કર્યું; દિવાની સનંદ લીધી. થોડા રોજમાં કંપની બહાદુરનું નામ સર્વત્ર જાહેર થઇ ગયું. અત્યારે પણ આ દેશના લોકો વિપત્તિમાં આવી પડતાં એ 'કંપની બહાદુર' ના નામની દુહાઇ આપે છે.



પરિશિષ્ટ

## ( क )

## અંગ્રેજ કંપની સાથે મીરજાફરખાંનું છુપું કરારનામું



" I swear by Good, and the Prophet of gcd, to abide by the terms of this treaty whilst I have life.

( મીરજાફરખાંની સહી )

*Article* I.—Whatever articles were agreed to in the time of peace with the Nabob Surajah Dowlah, I agree to comply with.

II. The enemies of the English are my enemies, whether they be Indians or Europeans.

III. All the effects and factories belonging to the French in the province of Bengal, the paradise of nations, and Behar, and Orissa, shall remain in the possessions of the English, nor will I ever allow the many more to settle in the three provinces.

IV. In consideration of the losses which the English Company have sustained by the capture and plunder of Calcutta by the Nabab, and the charges occasioned by the maintenance of the forces, I will give them one crore of Rupees.

V. For the effects plundered from the English inhabitants of Calcutta I agree to give fifty lacks of rupees.

VI. Gentoos, Moors and other inhabitants of Calcutta twenty lakhs of Rupees shall be given.

VII. For the effects plundered from the Armenian inhabitants of Calcutta I will give the sum of seven lakhs of rupees. The distribution of the sums allotted to the English, Gentoo, Moor, and other inhabitants of Calcutta, shall be left to Admiral Watson, Colonel Clive, Roger Drake, William Watts, James Kilpatrick, and

Richard Becher Esquires, to be disposed of by them, to whom they think proper.

VIII. Within the ditch, which surrounds and borders of Calcutta, are tracts of land belonging to several Zemindars; besides these, I will grant to the English Company 600 yards without ditch.

IX. All the land lying south of Calcutta, as far as Culpee, shall be under the Zemindary of the English Company; and all the officers for these parts shall be under their jurisdiction. The revenues to be paid by the Company in the same manner as other Zemindars.

X. Whenever I demand the assistance of the English, I will be at the charge of the maintenance of their troops.

XI. I will not erect any new fortifications near the river Ganges below Hughley.

XII. As soon as I am established in the three provinces, the aforesaid sums shall faithfully be paid.-Dated the 15th of the month of Ramazan, in the second year of the present reign."

The treaty written and signed by the English,

contained the sense of all these articles, but not expressed in the same words; and it likewise had one more of the following tenor:—

"XIII. On condition Meer Jaffier Cawn Bahadur solemnly ratifies and swears to fulfil the above articles, we the underwritten do, for and in the behalf of the Honourable East India Company, declare on the Holy Evangelists, and before God, that we will assist Meer Jaffier Cawn Bahadur with our whole utmost force to obtain the Subahdarshih of the Province of Bengal, Behar, and Orissa, and further that we will help him to the utmost against all his enemies whatever, whensoever he calls upon us for that purpose, provided that when he becomes the Nabab he fulfils the above articles."



( ख )

---

## મીર કાસિમ સાથેનું કરારનામું

*First*,—The Nabob Meer Mahomed Jaffier Cawn, shall continue in the possession of his dignities, and all affairs be transacted in his name, and a suitable income shall be allowed for his expences.

*Second*,—The Neabut of the Soubadaree of Bengal, Azimabad, and Orisa, &c., shall be conferred by his Excellency the Nabab, on Meer Mahomed Cossim Cawn. He shall be vested with

the administration of all the affairs of the provinces, and after his Excellency he shall succeed to the government.

*Third*,—Between us and Meer Mahomed Cossim Cawn, a firm friendship and union is established His enemies are our enemies and his friends are our friends.

*Fourth*,—The Europeans and seepoys of the English army shall be ready to assist the Nabob Meer Mahomed Cossim Cawn in the management of all affairs, and in all affairs dependent on him they shall exert themselves to the utmost of their abilities.

*Fifth*,—For all charges of the Company, and of the said army and provisions for the field, &c. the lands of Burdwan, Midnapoor, and Chittagong shall be assigned, and sunnuds for that purpose shall be written and granted. The Company is to stand to all losses, and receive all the profits of these three countries; and we will demand no more than the three assignments aforesaid.

*Sixth*,—One-half of the Chunam produced at

Silhet for three years shall be purchased by the Gomastahs of the Company from the people of the Government, at the customary rate of the place. The tenants and inhabitants of that place shall receive no injury.

*Seventh*,—The balance of the former tuncaws shall be paid according to the Kistbundee agreed upon with the Royroyan. The jewels, which have been pledged shall be received back again.

*Eighth*,—We will not allow the tenants of the Sirkar to settle in the lands of the English Company. Neither shall the tenants of the Company be allowed to settle in the lands of the Sirkar.

*Ninth*,—We will give no protection to the dependants of the Sirkar in the lands or factories of the Company, neither shall any protection be given to the dependants of the Company, in the lands of the Sirkar; and whoever shall fly to either party for refuge shall be given up.

*Tenth*,—The measures for war or peace with the Shahzada, and raising supplies of money, and concluding both these points, shall be weighed

in the scale of reason; and whatever is judged expedient shall be put in execution; and it shall be so contrived by our joint counsels that he be removed from this country, nor suffered to get any footing in it. Whether there be peace with the Shahzada or not, our agreement with Meer Mahomed Cossim Cawn, we will, by the grace of god inviolably observe, as long as the English Company's factories continue in the country.

Dated the 27th of September, 1760,
in the year of the Hegira, 1174.



( ग )

## મીરજાફરખાં સાથેનું બીજું કરારનામું

On the part of the Company.

"We engage to reinstate the Nobob Meer Mahomed Jaffir Cawn Behader, in the Subahdaree of the provinces of Bengal, Behar and Orissa, by the deposal of Meer Mohomed Cossim Cawn: and the effects, treasure, jewels, &tc., belonging to Meer Mahomed Cossim Cawn, which shall fall into our hands, shall be delivered up to the Nabob afore-named.

On the part of Nabob.

*First*, The treaty which I formerly concluded

with the Company, upon my accession to the Nizamut, engaging to regard the hanor and reputation of the Company, their Governor and Council as my own, granting perwannahs for the currency of the Company's trade, the same treaty I now confirm and ratify.

*Secondly*,—I do grant and confirm to the Company, for defraying the expences of their troops the chucklas of Burdwan, Midnapoor and Chittagong, which were before ceded for the same purpose.

*Thirdly*,—I do ratify and confirm to the English, the privilege granted them by their formaun and several husbul-hookums free from all duties, taxes and impositions, in all parts of the country, excepting the article of salt, on which a duty of two and a half *per cent* is to be levied on the Rowana or Hooghly market price.

*Fourthly*,—I give to the Company half the saltpetre, which is produced in the Country of Poornea, which their gomastahs shall send to Calcutta; the other half shall be collected by my

fougedar, for the use of my offices; and I will suffer no other person to make purchases of this article in that country.

*Fifthly*,—In the chucla of Silhet for the space of five years, commencing with the Bengal year 1170, my fougedar, and the Company's gomastah shall jointly prepare Chunam, of which each shall defray half the expenses; and half the Chunam so made, shall be given to the Company, and the other half shall be for my use.

*Sixthly*,—I will maintain twelve thousand horse, and twelve thousand foot in the three provences; and if there should be occasion for more, the number shall be increased proportionably to the emergency. Besides these, the force of the English Company shall always attend me when they are wanted.

*Seventhly*,—Wherever I shall fix my Court either at Moorshedabad or elsewhere, I will advise the Governor and Council; and whatever number of English forces, I may have occasion for, in the management of my affairs, I will demand them,

and they shall be allowed me; and an English gentleman shall reside with me, to transact all affairs between me and the Company; and a person shall also reside on my part at Calcutta, to negotiate with the Governor and Council.

*Eighthly*,--The late perwanna issued by Cossim Allee Cawn, granting to all merchants the exemption of all duties, for the sqace of two years, shall be reversed and called in, and the duties collected as before.

*Ninthly*,—I will cause the rupees, coined in Calcutta, to pass in every respect equal to the siccas of Moorshedabad, without any deduction of batta; and whosoever shall demand batta shall be punished.

*Tenthly*,—I will give thirty lacks of rupees, to defray all the expenses and loss accruing to the Company, from the war and stoppage of their investment; and I will reimburse to all private persons the amount of such losses, proved before the Governor and Council as they may sustain in their trade in the Country; if I should not be

able to discharge this in ready money, I will give assignment of land for the amount.

*Eleventhly,*—I will confirm and renew the treaty which I formerly made with the Dutch.

*Twelefhly*—If the French come into the country I will not allow them to erect any fortification, maintain forces, or hold lands, zemindarrees, &c. but they shall pay tribute, and carry on their trade as in former times.

*Thirteenthly,*—Some regulations shall be hereafter settled between us for deciding all disputes which may arise between the English agents and gomastahs in the different parts of the country, and my officers.

In testimony whereof, we the said Governor and Council have set our hands, and affixed the seal of the Company to one part hereof; and the Nabob aforenamed, hath set his hand and seal to another part hereof; which were mutually done

and interchanged at Fort William, the 10th day of July, 1764.

( Signed ) HENRY VANSITTART,
JOHN CARNAC,
WILLIAM BILLERS,
JOHN CARTIER,
WARREN HASTINGS,
RANDOLPH MARRIOTT,
HUGE WATTS."

---

*Demands made on the part of the Nabob Meer Mahomed Jaffier Cawn, to the Governor and Council, at the time of signing the treaty.*

"*First*—I formerly acquainted the Company with the particulars of my own affairs, and received from them repeated letters of encouragement with presents. I now make this request, that you will write in a proper manner to the Company, and also to the King of England, the particulars of our friendship and union, and procure for me writings of encouragement, that my mind may be assured from that quarter, that no breach may

ever happen between me and the English and that every Governor and counsellor, and Chief, who are here, or may hereafter come, may be well-disposed and attached to me.

*Secondly*,—Since all the English gentlemen, assured of my friendly disposition to the Company, confirm me in the Nizamut, I request, that to whatever I may at any time write, they will give their credit and assent, nor regard the stories of designing men to my prejudise, that all my affairs may go on with success, no occasion may arise for jealousy or ill-will between us.

*Thirdly*,—Let no protection be given, by any of the English gentlemen, to any of my dependents, who may fly for shelter to Calcutta, or other of your districts; but let them be delivered up to me on demand. I shall strictly enjoin all my foungedars aumils on all accounts, to afford assistance and countenance to such of the gomastahs shall act otherwise, let them be checked in such a manner, as may be an example to others.

*Fourthly*,—From tne neighbourhood of Cal-

cutta to Hooghly, and many of the perganahs bordering upon each other, it happens, that on complaints being made, people go against the taalookdars, reiats, and tenants of my towns, to the prejudice of the business of the sircar; wherefore, let strict orders be given, that no peons be sent from Calcutta on the complaint of any one, upon my taalookdars or tenants; but on such occasions, let application be made to me, or the Naib of the fougedaree of Hooghly, that the country may be subject to no loss or devastation. And if any of the merchants and traders which belonged to the Buxbuder and Azim gunge, and have settled in Calcutta, should be desirous of returning to Hooghly, and carrying on their besiness there as formerly, let no one molest them. Chander-nagore, and this French factory, was presented to me by Cononel Clive, and given by me in charge to Ameer Beg Cawn. For the reason, let strict orders be given, that no English gentlemen exercise any authority therein, but that it remains as formerly, under the jurisdiction of my people.

*Fifthly,*—Whenever I may demand any forces

from the governor and Council for my assistance, let them be immediatly sent to me, and no demand made on me for their expenses.

The demands of the Nabob Shujaa-ool Moolk Hissam-o Dowla, Meer Mahomed Jaffier cawn Bahader, Mohabut Jung, written in five articles. We the president and Council of the English Company do agree, and set our hands to, in Fort william, the 10th of July, 1763."

---

---

ફિરમાની સનદ

*" Firmaun the King Shah Aulum, granting the Devanee of Bengal, Behar, and Orissa to the Companh, Dated Augest 12th, 1765.*

At this happy time, our royal firmaun, indispensibly required obedience, is issuied : that whereas, in consideration of the attachment and service of the high and mighty the ncblest of the exalted nobles, the chief of illustrious warriors our faithful servants and sincere well-wishers, worthly of our royal favours, the English Comyany, we have granted them the Dewanee of the provinces of Bengal, Behar, and Orissa, from the beginning of the Fussul Rubby of the Bengal year 1171, as a free gift and ultumgau, without the association of any other person, and with an exmeption from the payment of the customs of the Devanee, which used to be qaid to the court. It is requisite that the said Company engage to be security for the sum of twenty-six lacks of rupees a year, for our royal revenue, which sum has been appointed from the Nabob Nadjum-ul-Dowla Bahadar, and regularly remit the same to the royal Sircar ; and in

this case, as the said Company are obliged to keep up a large army for the protection of the province of Bengal, &c. we have granted to them whatsoever may remain out of the revenues of the said provinces, after remitting the sum of twenty-six lacks of rupees to the royal Sircar, and providing for the expenses of the nizamut; it is requisite that our royal descendants, the Viziers, the bestowers of dignity, the Omrahs high in rank, the great officers, the Muttasuddies of the Dewanee, the managars of the business of the Sultanut, the Jagheerdars and Croories, as well the future as the present, using their constant endeavours for the establishment of this our royal command, leave the said office in possession of the said company, from generation, for ever and ever; looking upon them, to be ensured from dismission or removal, they must on no account whatsoever give them any interruption, and then must regard them as excused and exempted from the payment of all the customs of the Dewanee, and royal demands, knowing our orders on the subject to be most strict and positive, lͻt them not deviate therefrom.

Written the 24th af Sophar of the 6th year of the Jaloos (the 12th Aug. 1765.)

---

*Contents of the Zimmun.*

Agreeably to the paper which has received our sign manual, our royal commands are issued: That, in consideration of the attachment and services of the high and mighty, the noblest of exalted nobles, the chief of illustrious warriors, our faithful servants and sincere well-wishers, worthy of our royal favours, the English Company, we have granted them the Dewanee of the provinces of Bengal, Behar, and Orissa, from the beginning of the Fussul Rubby of the Begal year 1772,as a free gift and Ultumgau, and with an exemption from the customs of the Dewanee, which used to be paid to the court on condition of their being security for the sum of twenty-six lacs of rupees a year for our royal revenue; which sum has been appointed from the Nabob Nudjum-ul-Dowla Bahadur; and after remitting the royal revenue, and providing for the expenses of the Nizamot, whatsoever may remain we have granted to the said Company.

THE DEWANEE OF THE PROVINCE OF BENGAL.
THE DEWANEE OF THE PROVINCE OF BEHAR.
THE DEWANEE OF THE PROVINCE OF ORISSA.